

માન્યવર મહાશય શ્રીયુત મોરારજી એન. દેસાઇ,

એલ. ડી. એમ.

અમદાવાદ.

લક્ષ્મી આર્ટ, ભાયખલા મુંબઈ.



# અર્પણ પત્રિકા.



શ્રીમાન્ માન્યવર મહાશય

## રા. રા. મોરારજી નથ્થુભાઈ દેશાઇ.

એલ. ટી. એમ.

અમદાવાદ.

અમલ તળે રહેલા માણસોનો શુદ્ધ પ્રેમ, ધર્મ સંબંધે ઉદારતા, ન્યાયના ધોરણને પ્રાધાન્ય પદ આપવાનો પ્રબળ ઉત્સાહ અને વિદ્યા પ્રિયતા આ ચાર સદ્‌ગુણો વડે વિભુષિત હોવાથી **શ્રીમાન્ શેઠશ્રી સરદાર સર ચિનુભાઇ માધવલાલ સી. આઇ. ઇ. બેરોનેટ સાહેબને** પ્રિય થાઓ, એ યોગ્યજ છે. યોગ્યને ન્યાય આપવા, યોગ્યને, ઇશ્વર પ્રેરણા કરે, એ યોગ્યજ છે. આપના શિતળ છત્રની છાયા તળે લાલન, પાલન અને અભિવૃદ્ધિ પામવું એ અહો ભાગ્ય છે. મેઘરૂપ આપ શ્રીમાન્‌નું અખંડ પ્રેમ-જળ પામેલો છું અને વધુ પામવા માટે આ સાહિત્ય વિદ્યુત્ રેખાને આપના કરકમળમાં હું અંતઃકરણ પૂર્વક અર્પણ કરૂં છું તેને આપ, હૃદયમાં સ્થાન આપશો, એજ અંતિમ આશા છે.

લી. હું છું,

આપનો કૃપાપાત્ર

**મોતીલાલ.**

# ગઝલ.

ટકે ચિરકાળ ! સુખ વૈભવ ! ખરા એ ખ્યાલ ખ્યાલી છે !
અનાદિ રીત કુદરતની ! પરિવર્તન શાળી છે !
થયા અવતાર રામાદિ ! હતો અર્જુન બાણાવળિ !
અહા ! ગર્વિત આર્યાવર્ત ! દશા શી આ ! શકું ન કળી !
હતા પુત્રો જે શુરવીરો ! ધ્રુજાવે વ્યોમ પાતાળો !
બન્યા કાયર ખરે આજે ! અરે આવ્યો દિવસ કાળો !
નવીનતા એ નથી કાંઇ ! ખરે અદ્‌ભૂત વિકૃતી !
પ્રગટએ આપ ! આપો છાપ ! અરે અંજામ પ્રકૃતી !
નિશા સરતાં ઉષાજ ગણાય ! દિવસ જાતાં ફરી અન્ધાર !
અરે એમજ ગોળાકાર ! ખરે ચાલેજ છે સંસાર !
દશા ઉત્તમ વિચરતાં ! પ્રકાશે સુર્ય મધ્યાન્હે !
અહા અંજામ અંતમનામાં ! ખરે આવેજ અજ્ઞાને !
ધરી હથીયાર હાથોમાં ! બતાવે હાથ વિરતાનો !
રચી પદ્ધિ ખરે ધરતા ! ધરી સામ્રાજ્ય-સુકાનો !
નિડર થાતા ઉપદ્રવથી ! બાહિર તેમ અંદરના !
સદા શાન્તિ હિમગૃહ-સમ ! ધરી હૃદયે વિચરતા !
કરે વિચાર તત્વોના ! 'અહં બ્રહ્માસ્મિ' ! ભાવના !
થતા પ્રાદુર્ભ 'તત્વમસિ' ! સ્વરૂપો વિશ્વ-વ્યાપકના !
અને એ ધ્યાનની મસ્તી ! લઇ લે જોશની સ્વસ્તિ !
ગુમાવે યશ, ગૌરવ, જોમ ! થયો એ ઓટ, ગઇ ભરતી !

# પ્રસ્તાવના.



સાધારણ ઇતિહાસજ નહિ, એકલો ઉપદેશ પણ નહિ, તેમ ગદ્યબંધ રચના કે પદ્યબંધ રચનાજ નહિં, બ્રહ્મનેજ પ્રતિપાદન કરનાર વેદની માફક શબ્દનુંજ પ્રાધાન્ય જાળવી રાખનારૂં નહિં અને શ્રીવ્યાસ પ્રણીત પુરાણાદિક માફક અર્થ તાત્પર્યજ જાળવનારૂં નહિં, પણ ચમત્કારથી પુર્ણ, રમણીય અર્થને પ્રકટ કરનારૂં શબ્દમય કૃત કાવ્ય કહેવાય છે. આવા ગ્રથો રસિક હોઈ આનંદ આપનારાજ છે એટલુંજ નહિં, પરંતુ શુદ્ધ પ્રણય–મુર્તિ પત્નિ પેઠે રસનો આવિર્ભાવ કરી દેવા દ્વારા અભિમુખ કરીને સદ્‌ઉપદેશ પણ આપે છે. કાવ્યોના દશ્ય અને શ્રવ્ય એ બે મુખ્ય ભેદ છે. નાટક અને નાટિકાનો દશ્યમાં સમાવેશ થાય છે; અને બાકીનાં સઘળાંઓનો શ્રવ્ય વર્ગજ ગણાય છે. શ્રવ્યના ગદ્ય અને પદ્ય એવા બે ભાગ છે. ગદ્યમય કાવ્યના ભેદોમાં આખ્યાયિકા અને કથા નામના બે વર્ગ છે પણ તેમાં નજીવો ફેરફાર રહે છે.

તત્વ વિષયક પ્રાધાન્યતાવાળું, વાર્તા વિષયક પ્રાધાન્યતાવાળું અને બન્ને વિષયની પ્રાધાન્યતાવાળું, એ ત્રણે પ્રકારનાં વાર્તા પુસ્તકોનું મુમુક્ષુ મંડળ પણ ત્રણ ભાગમાં વહેંચાય છે. કેવળ તાત્વિક જ્ઞાનપુર્ણ પુસ્તક, તેના અધિકારી મંડળને પસંદ હોઇ તેજ વિષયનું ચિન્તવન કરવામાં મગ્ન હોય છે; અને વાર્તાનુંજ પુસ્તક પસંદ કરનારૂં અધિકારી મંડળ તત્વજ્ઞાનથી ઘણે દુર અથ-

ડાતું હોય છે; તેમજ ઉભય વિષયક પ્રાધાન્યતાવાળા પુસ્તકો વાંચનારાનું મંડળ, તત્વની જીજ્ઞાશાને પુર્ણ રીતે પરોંચેલા નહિં પણ નજીકમાં હોઈ પરોંચવાની તૈયારીમાં હોય છે. સાધારણ રીતે વાર્તા પુસ્તકના અધિકારી મંડળમાં ઘણાખરા લોકો આવી જાય છે. હાલમાં કેવળ વાર્તા વિષયનેજ મુખ્ય ગણનારાં પુસ્તકો બહુધા રચવા ઉપરજ કર્તાની કલમો ચલતી હોવાથી, તેનું અધિકારી મંડળજ તેને અનુમોદન આપે છે અને બાકીનો વર્ગ તેનાથી વિરકત રહે છે. આ પ્રમાણેજ ઘણા વખત સુધી ચાલતું રહે તો 'વાર્તા પુસ્તક' એ શબ્દજ તેના અધિકારી મંડળમાં પણ, અનાદરને પાત્ર થઇ પડવાનો સંભવ છે. પુસ્તકોમાં આલેખાયેલાં નાયક નાયિકાના પાત્રો કિંચીન્માત્ર પણ વિયોગ થતાં, હાય પ્યારી અને હાય પ્યારાના શબ્દો મુખમાંથી કાઢે, તથા વાંચન વેળાયે વાંચકોની લુપ્ત થતી મનોવૃતિયોને ખેંચી રાખવા માટે કર્તા, પાત્રોને ઈચ્છા પ્રમાણે દુઃખી કરે, નિર્મર્યાદપણે નચાવે અને કદાચ મારી પણ નાંખે, એ ક્ષુલ્લક વાર્તા પુસ્તક કહેવાય છે પ્રસ્તુત પુસ્તક કેવળ તત્વનુંજ પ્રતિપાદન કરનારૂં નહિં, તેમ કેવળ વાર્તા વિષયક નહિં, પરંતુ ઉભય વિષયની પ્રાધાન્યતાવાળું હોઇ, સર્વ વાચકો, કંઇક વધુ અધિકાર પ્રાપ્ત કરવા ભાગ્યવંત નિવડવા પુર્ણ સંભવ છે અને એજ આ નવલકથાના કર્તાનો પ્રથમ ઉદ્દેશ છે.

દુઃખરૂપ લાગતા આ જગતમાં જો સુખની કિંચીત્ રેખા હોય તો તે તદાકાર વૃત્તિવાળા ગૃહસંસારમાંજ છે. સાંસારિક નજરે તપાસતાં એ સૌખ્યની સીમા નથી, પરંતુ બધે સ્થળે તે સરખું જોવામાં આવતું નથી. એ સૌખ્યનો સ્તંભ, શુદ્ધ સ્નેહ અને એકમેકનાં અંતઃકરણોની અભિન્નતા ઉપર છે. જ્યાં એ નથી, ત્યાં ખરૂં

દામ્પત્ય નથી, અને ખરૂં દામ્પત્ય નથી ત્યાં સુખજ નથી. એક વિદ્વાને સત્યજ કહ્યું છે કે—

न स्नेहो नार्जवं यत्र तन्मयत्वं न चेतसः ।
सौकुमार्यं न वृत्तीनां दाम्पत्यं तत्कैतवम् ॥

આ પતિ પત્નિભાવના અતિ કોમળ છતાં જીવાત્માઓને દઢ પાસથી બંધનમાં રાખે છે. પશુઓને સુખ લેવા કોણ પ્રેરે છે? જ્ઞાનમય અને જ્ઞાનહિન મનુષ્યોનાં હૃદયોને હજારો ગાઉના અંતરે રહ્યા છતાં પરસ્પર પ્રત્યે કોણ ખેંચે છે? એ બધું કરનાર ફક્ત દંપતિ સ્નેહજ છે પશુ પક્ષીયોમાં જ્યારે આમ જોવામાં આવે છે ત્યારે માણસો કે જેમાં બુદ્ધિ અને જ્ઞાન છે તેના ઉપર તેની સત્તા હોય તેમાં શું આશ્ચર્ય? એ બંધનથી સંયોગમાં સુખ અને વિયોગમાં દુઃખ થયા વિના રહેતું નથી.

અતિ પ્રૌઢતાવાળાં તેવાં દામ્પત્ય ચારિત્રયો આલેખવાં, એ સર્વથા મારા જેવાને માટે અસંભવિત છે, છતાં યથાશક્તિ પ્રયત્ન આદરવામાં આવ્યો છે અને આવશેજ. મારી લેખિનીથી આલેખાતું આ પ્રથમજ પુસ્તક છે તેમજ હું વિદ્વાન પણ નથી અને તેથી સુજ્ઞ વાંચકો સારગ્રાહી બની હંસવૃત્તિ ધારણ કરશે અને એજ માન્યતાથી આ પુસ્તકની યોગ્ય કદર જનસમાજ કરશે, એ આશા ફળીભુત થતાં, શ્રમ લાભદાયી સમજીશ.

પ્રસ્તુત પુસ્તક રચવામાં રા. રા. **કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, છગનલાલ હરીલાલ પંડ્યા, કિલાભાઇ ઘનશ્યામ અને મણિશંકર પ્રભાશંકર ભટ્ટ** એઓએ કરેલાં ભાષાન્તરોની મેં મદદ લીધી છે અને તે માટે હું તેમનો અંતઃકરણ પુર્વક આભાર માનું છું.

આ પુસ્તક જલદીથી બહાર પાડવાની ઇચ્છા હોવાથી પ્રુફ સુધારવામાં કેટલીક ભુલો રહી ગઇ છે તે સુધારી, વાંચી લેવા સુજ્ઞ વાંચકોને વિનંતી છે. આ પુસ્તક રત્ન પ્રકટ કરવામાં મને ઉત્સાહિત કરવા માટે મારા સન્મિત્ર **મી. સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા** કે જે મહાશય પણ એક સારા લેખક તરીકે પ્રસિદ્ધ થયેલા છે તેમનો આભાર માનું છું.

વિક્રમાર્ક સંવત ૧૯૭૪.
આશ્વિન પુર્ણિમા.

**પા. મોતીલાલ અમૃતલાલ.**
શાહપુર–મહેતા પોળ,
**અમદાવાદ.**

# मंगलम्.

ध्यानाभ्यासवशीकृतेन मनसा तन्निर्गुणं निष्क्रियं
ज्योतिः किंचन योगिनो यदि परं पश्यन्ति पश्यन्तु ते।
अस्माकं तु तदेव लोचनचमत्काराय भूयाच्चिरं
कालिन्दीपुलिनेषु यत्किमपि तन्नीलं तमो धावति ॥१॥

**અર્થ:**—યોગીઓ ધ્યાનના અભ્યાસથી વશ કરેલા મનવડે ગુણરહિત અને ક્રિયારહિત અનિર્વચનીય એવા તેજોમૂર્ત્તિ પરબ્રહ્મને જોતા હોય તો તેઓ ભલે જુવો! પરંતુ યમુનાના તીરો ઉપર અનિર્વચનીય શ્યામ રંગનો જે તમોમૂર્ત્તિ દોડ્યા કરે છે તેજ શ્યામમૂર્ત્તિ લાંબા વખત સુધી અમારાં નેત્રને નિરવધિક આનંદ આપો.

मृद्वीका रसिता सिता समशिता स्फीतं च पीतं पयः
स्वर्यातेन सुधाऽप्यधायि कतिधा रम्भाधरः खण्डितः।
सत्यं ब्रूहि मदीय जीव भवता भूयो भवे भ्राम्यता
कृष्णेत्यक्षरयोरयं मधुरिमोद्गारः क्वचिल्लक्षितः ॥ २ ॥

**અર્થ:**—હે જીવ! તેં પૃથ્વીપર વારંવાર ભટકતાં ઘણો વખત દ્રાક્ષનો સ્વાદ લીધો છે, સાકર ખાધી છે, સ્વાદિષ્ઠ દૂધ પણ પીધું છે, સ્વર્ગમાં ગયા પછી અમૃતનો સ્વાદ પણ લીધો છે, અને રંભા નામની અપ્સરાના અધરનું પાન પણ કર્યું છે; પરંતુ ખરૂં કહે, કે તને કોઇ પણ પદાર્થમાં કૃષ્ણ એવા બે અક્ષરનો મધુર ઓટકાર આવ્યો છે?

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ।
लक्ष्मीकांतं कमलनयनं योगिभिर्ध्यानगम्यं
वंदे विष्णु भवभयहरं सर्वलोकैकनाथम् ॥ ३ ॥

**અર્થ:**–શાન્ત આકૃતિવાળા, સર્પની શય્યા પર પોઢનારા, નાભિમાં કમળવાળા, દેવોના ઇશ્વર, વિશ્વના આધાર ભૂત, આકાશની પેઠે અલિપ્ત, મેઘ જેવા શ્યામ રંગના, કલ્યાણરૂપ અંગવાળા, લક્ષ્મીના પતિ, કમળ જેવા નેત્રવાળા, યોગીઓને ધ્યાનથી જણાય તેવા, ભવના ભયને હરનારા, સર્વ લોકના એક નાથ એવા વિષ્ણુને હું વંદન કરૂં છું.

किं तीर्थं हरिपादपद्मभजनं किं रत्नमच्छा मतिः
किं शास्त्रं श्रवणेन यस्य गलति द्वैतांधकारोदयः ।
किं मित्रं सततोपकाररसिकं तत्त्वाव बोधः सखे
कः शत्रुर्वद खेददानकुशलोदुर्वासनासंचयः ॥ ४ ॥

**અર્થ:**–શ્રી હરિના ચરણકમળનું ભજન તેજ તીર્થ છે; નિર્મળ બુદ્ધિ તેજ રત્ન છે, જેના શ્રવણથી દ્વૈતરૂપ અંધકારનો નાશ થાય તેજ શાસ્ત્ર છે; તત્વજ્ઞાન એજ નિત્ય ઉપકાર કરવામાં પ્રેમાળ મિત્ર છે; અને દુઃખ દેવામાં કુશળ એવો દુષ્ટ વાસનાનો સમુદાય તેજ શત્રુ છે.

चंद्रकान्त.

# અનુક્રમણિકા.



રણભૂમિને ધ્રુજાવનારા અને સ્વદેશને માટે પ્રાણાર્પણ
કરનારા રાજપૂત વીરોનાં અદ્‌ભુત પરાક્રમોનો
મનોવેધક ચિતાર દર્શાવનારી રસમય

સચિત્ર નવલકથા

# પદ્મલતા

સુધારા વધારા સાથે

યાને

આવૃત્તિ બીજી.

# કંટકમાં ગુલાબ.

આ લોકપ્રિય નવલકથામાં ધર્મ, નીતિ, સત્ય અને સ્વદેશ-પ્રીતિ વગેરેનો અસરકારક ઉપદેશ આપેલો છે. દગાફટકાથી પરાયાનું રાજ્ય પડાવી લઈ મહારાજાધિરાજ થઈ પડેલા ચંદ્રનગરના જુલ્મી રાજા કાળસિંહનાં ક્રૂર કર્મોની કથા વાંચતાં વાંચતાં તમારાં રોમાંચ ઉભાં થયા સિવાય રહેશે નહિ. સ્વદેશ-ભક્તો અનેક સંકટો સહન કરી નિષ્ઠુર નૃપતિ સામે કેવા અડગ રહી સ્વદેશ પ્રત્યે પ્રેમ દર્શાવે છે અને સ્વદેશના માટે કેવી રીતે પ્રાણાર્પણ કરે છે, પાપી પીતાની પવિત્ર પુત્રી પદ્મલતા અને ભાગ્યદેવીની ભયંકરતાથી દુશ્મનના આશ્રયે રહી મોટા થયેલો રાજકુમાર સુરેન્દ્રસિંહ પરસ્પરના દૈવી પ્રેમથી એક બીજાના હૃદય ઉપર કેવી રીતે અધિકાર મેળવી દેશસેવા કરે છે. વગેરે અસંખ્ય બોધક અને આકર્ષક ચમત્કારોથી ભરપૂર છે. ઉંચા ગ્લેઝ કાગળો, દળદાર પુસ્તક હોવા છતાં **મૂલ્ય** માત્ર રૂ. ૨-૦-૦ બે.

**લખો:—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર, મહેતાપોળ—**અમદાવાદ.**

## સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા કૃત

# લોકપ્રિય નવલકથાઓ.



# રત્નમંજરી.

## પ્રકરણ ૧ લું.

### માતૃ વિયોગી ભાઇ બ્હેન.

અશ્રુ હવે નયનનાં નયને જજો હો ?
નિઃશ્વાસ આ હૃદયના હૃદયે રહો હો ?
આશા બધી દિલ તણી દિલ ત્યાગજો હો ?
આનંદ આ નદ તણે જળમાં પડો હો ?

કલાપી.

---

રે ! માતા, મને આમ એકલી નિરાધાર મૂકી તું કઈ પૃથ્વીમાં ચાલી ગઇ ? અથવા તું જીવે છે કે શું ? દુઃખી આ બાળક જયંતનું શું થશે ? તે તને અદૃષ્ય થયેલી જોતાંજ, શખોડી ભસ્મ થએલી જોતાંજ, વિહ્વળ થઈ પૃથ્વી માતાને આલિંગી તેની પર આળોટી, ધુળ વાળા થતા શરીર અને વિખરાતા કેશથી પર્વત ભૂમિને અને

તેમાં રહેલા સર્વે પ્રાણી માત્રને પોતાના સરખા શોક વાળા કરી મુકી વિલાપ કરવા લાગશે ત્યારે તેને આશ્વાસન દઇ છાનો શી રીતે રાખીશ? તમારૂં જે ગાત્ર-શરીર સ્ફટિક સમાન તેજસ્વી હોઇ પ્રિય પિતાજીના ઉત્સાહ વર્ધક માર્ગદર્શક હતું તે, આવી આકરી કાળી દશાને કેમ પામ્યું? તમારૂં જે મન, માયાળુ પુરૂષોને ઉપમાન હતું, તે એકાએક આવી નિષ્ઠુર દશાને શે પ્રાપ્ત થયું? હે પ્રિય માતા! ભાગેલી પાળ વાળો સમુહ જેમ નલિનીને તજી જાય તેમ તારા આધારે જીવનારી મને કયાં મૂકી ક્ષણવારમાં સ્નેહને તજી દેતી નાશી ગઈ? હે માતા! તું મારૂં અપ્રિય કરનાર નથી, તેમ મેં પણ તારૂં પ્રતિકુળ કર્યું નથી, તો કારણ વિનાજ વિલાપ કરતી આ તારી નમાઇ દિકરીને દર્શન કેમ નથી આપતી? "તું મારા હૃદયમાં વસે છે" એમ તેં મને જે પ્રિય વચન કહ્યું હતું, એ શું કપટ વાળું હોઇ મિથ્યા હતું? જો ન હોય તો હું હૃદય વિનાની અને તું મારા વિનાની કેમ હોઇ શકે? પરલોકમાં નવો પ્રવાસ કરનાર તારા માર્ગને હું પામીશ, તારી પાછળ આવીશ એ શિવાય મારો બીજો વિચાર નહિજ થાય; કેમકે દૈવથી આ લોક છેતરાયેલો છે. મારૂં સુખ નિશ્ચય તારે આધીન છે. તારા અભાવથી હવે મને સુખ ક્યાં મળશે? ફરીને પણ તું મનોહર શરીરને પામી ઉઠીને મધુર ભાષણોમાં સ્વભાવથીજ માયાળુપણું બતાવી મારા દુઃખી હૃદયને આશ્વાશન આપી ઠારીશ? શી આશા!

જયંતઃ—"મંજરી! બા હાલમાં કેમ દેખાતી નથી? અથવા શું તે આપણાથી રીસાઇ છે?"

મંજરીઃ—"ભાઇ જયંત! જો તો ખરો? પેલું નાનું મૃગનું બચ્ચું તારી માફક ચપળતાથી અહિં તહિં કુદાકુદ કરી આ પાર્વતિય

પ્રદેશના નાના નાના છોડવાને ચાંપતું ચાંપતું આ તારી પાસે આવ્યું. ભાઇ! જોઉં તો, કેવોક નાસે છે!"

જયંતઃ—" બ્હેન મંજરી? હવે મારાથી નસાય તેમ નથીજ."

મંજરીઃ—"કેમ ભાઇ? એટલામાંજ થાકી ગયો?"

જયંતઃ—" મંજરી? હું ભુખથી થાકી ગયો છું. તું ઘણી નિષ્ઠુર છે. ખાવાનું તો આપતીજ નથી. અરેરે મા! તું આવીને આ મંજરીને કેમ કાંઇ વઢતી નથી? ભુખના દુઃખથી હું થાકી લોથપોથ થઇ ગયો છું."

મંજરીઃ—" ભાઇ જયંત! માતા વાયુથી જેમ દીવો હોલવાય તેમ ગઇ. હવે તે પાછી નહિ જ આવે. હું એ ગત થએલા દીવાની દશાના જેવી રહી છું. સહન ન થાય એવા દુઃખથી દુઃખ પામતી મને જો. ભાઇ જયંત! માતાના મરવામાં મને તજતા-મારતા દૈવે મારો અડધો વધ કર્યો છે. નહિ નાશ થનાર આશ્રય વૃક્ષ દૈવરૂપ હાથીથી ભાગી ગયું છે; અને આ લતા પડી ગઇ છે."

જયંતઃ—" મંજરી! એટલે શું? હું કાંઇ આ તારૂં ક્હેવું સમજી શકતો નથી?"

મંજરીઃ—" ભાઇ! ચંદ્રિકા ચંદ્રની પાછળ ચાલી ગઇ. હવે તો દીવા પાછળ કાજળ, કાયા પાછળ માટી."

જયંતઃ—" પણ મા ક્યાં છે?"

મંજરી—" ભાઇ આ રહી?"

જયંત—" મંજરી આતો ભસ્મ છે."

મંજરીઃ—" હા જયંત! હવે તો એજ છે."

જયંતઃ—" એટલે?"

મંજરી:—"અહિંજ સમાઇ ગઇ, અહિંજ બળી ગઇ; અહિંજ રૂપાન્તર થઈ ગઈ."

જયંત:—"મંજરી! અહિંજ સમાઈ, તો ચાલ આપણે શોધીએ?"

મંજરી:—"ભાઈ જે પંથમાં તે ગઇ છે, તેનો કોઈ માર્ગ દર્શક મળતોજ નથી."

જયંત:—"ત્યારે હવે શું કરીશું?"

મંજરી:—"ભાઈ! હાથ ઘસી બેસી રહીશું, બીજું શું?"

જયંત:—"ના, ના, બ્હેન, તેં તેને સંતાડી છે. ચાલ હવે હું નહિં રોઉં. તું મને બતાવ, તું જ્યાં સુધી માને નહિ બતાવે ત્યાં સુધી હું અહિંથી ઉઠીશ નહિ."

મંજરી:—"ભાઇ જયંત! તું રો કે ન રો, ઉઠ કે ન ઉઠ, પણ આપણી દયા દૈવને આવે તેમ નથી."

જયંત:—"તે દૈવને દયા લાવવાનું કામ મારૂંજ છે; તારૂ નથી."

મંજરી:—"બાપુ! તે દિવસે ખીચડી બનાવવા જે આપણે લાકડાં વીણી લાવ્યા હતા તે લાકડાનું પછી શું થયું હતું?"

જયંત:—"રાખ થઇ ગઈ હતી."

મંજરી:—"તો તું તેને ફરી લાકડાં કરી શકીશ?"

જયંત:—"નહિજ, તેંતો રાખ થઇ ગઈ."

મંજરી—"તો આ પણ રાખજ થઈ ગઇ છે. જો, જો આ ભસ્મ પણ વાયુથી ઉડી ચાલી."

જયંત:—"અરે એ દયાહીણ વાયુ? શું તું આટલું પણ સુખ નહિં ભોગવવા દે?"

મંજરી:—" જયંત! તે વાયુ પણ ઇશ્વર પ્રેરીત હોઈ તારૂં તથા મારૂં દુઃખ ભુલાવવા પ્રયત્નશીળ થયો છે."

જયંત:—" બ્હેન મંજરી, શું મનુષ્ય પ્રાણીયોની ગતી આખર આનીજ છે?"

મંજરી:—" નિઃશંશય! એકલા મનુષ્યોનીજ નહિ; પણ આ આખા સચરાચર જગતની, ભૂત માત્રની. ભાઇ જયંત! એક આ એકજ ગતી સર્વને સુખ દુઃખથી મૂક્ત કરનારી છે, તે આદિ છે; અનાદિ છે."

જયંત:—" કારણ?"

મંજરી:—"સુખીને પણ મૂક્ત કરે છે; દુઃખીને પણ મૂક્ત કરે છે. જયંત! સુખ યા દુઃખ કાંઇ ઇશ્વિરકૃત નથી. તે માનવીના મનમાંજ ઉત્પન્ન થાય છે અને ત્યાંજ લય પામે છે. માતાના મરી જવાથી જે દુઃખ તને હાલ થાય છે, તે માનવાને શું ઇશ્વર ફરમાવે છે? નહિંજ. માતા પ્રત્યે તારી મમતાજ આ સર્વ કરાવે છે. તે મમત્વ તને અને સર્વને દુઃખરૂપ છે."

જયંત:—" મમત્વ તો સર્વને વળગેલુંજ છે."

મંજરી:— " ફક્ત પાત્રેજ ફેર છે. જયંત! જો વિચાર કર, આપણી માતાના જવાથી એક તારા અને મારા સિવાય કોઈ પણ અહિં દુઃખી થતું દૃષ્ટિગોચર થાય છે?"

જયંત:-- "નહિંજ! ક્યાંથી થાય, મા તે આપણી કે બીજાની?"

મંજરી:—"જો આ ગમગિની ઇશ્વર પ્રેરીત હોત તો સર્વ પ્રાણી માત્ર દિલગીર થાત. પણ તે તો આપણા હૃદયથીજ ઉત્પન્ન થયેલી છે તો આપણા હૃદયોનેજ દુઃખી કરે છે. હૃદયથી પર હોત તો સર્વને દુઃખી કરત."

જયંતઃ—"સમજ્યો, મંજરી!! હવે હું સમજ્યો. મમત્વનું ઉત્પત્તિ સ્થાન મનુષ્ય હૃદય જ છે. એજ માયાના મોહાવરણમાં દુઃખ અને સુખ સર્વ સમાયેલાં છે. પણ બ્હેન! એ મોહ ઘડીમાં મનુષ્યને સુખી બનાવે છે, ઘડીમાં દુઃખી બનાવે છે; તો શું તે બન્ને મોહ જુદા હશે?

મંજરીઃ—"જુદા કેમ હોય. તારા જન્મ પ્રસંગે માતા પિતાયે સુખજ માન્યું હતું. જો માતા પિતા અદ્યાપિ પર્યંત જીવતાં હોત અને તારૂં મરણ થયું હોત, તો અતિ દુઃખી થાત. કારણ એકમાં સંયોગ; એકમાં વિયોગ."

જયંતઃ—"તો મનુષ્ય હૃદય શું સ્વાર્થી પણ હોઈ શકે?"

મંજરીઃ—"જો સ્વાર્થી ન હોત તો એક પ્રસંગે સુખી અને અન્ય બીજા પ્રસંગે દુઃખી પણ કેમ થઇ શકે? એ હૃદયે સારૂં માન્યું અને એજ હૃદયે ખોટું માન્યું? તો હવે કહે જોઇએ કે પારકાની વસ્તુ તેનીજ મરજીથી ઉત્પન્ન થએલી, તેનીજ મરજીથી પોષણ પામેલી અને તેનીજ મરજીથી તેજ પંચ મહાભૂતમાં લય પામી તેમાં તારે દુઃખ માનવાનું કારણ?"

જયંતઃ—"માના પ્રત્યે મારી મમતા અને મારો સ્વાર્થ."

મંજરીઃ—"તે મમત્વ અને તે સ્વાર્થનો ત્યાગ કર અને જો કે હવે તારૂં હૃદય દુઃખી છે? તું દિલગીર છે? તું આ તારા નયનમાંથી અશ્રુ વરસાવે છે?"

જયંતઃ—"આ પર્વત ઉપરના વૃક્ષો અને પાષાણો જો રડે તો મને રડવું આવે; પણ મંજરી એ ઘા ન ભૂલાય તેવો છે.'

મંજરીઃ—"એ માતાને ફરી મળવાની આશા તજી દે. હવે કોઇ કાળે એ સંયોગ થનાર નથી. તને કદાપિ પાછી બોલાવનાર નથી. હવે

તો નિરાશા છે. આપણને કારણ વિના તજવાથી રોષ કરીયે તેમ છતાં શું વળે? દીર્ઘકાલના કોઇવાર નહિ મટે એમ માની લીધેલા વિયોગમાં એકાએક મળવું અશક્ય છે. અરેરે ભાઈ જયંત! હવે આપણે ફક્ત ઈશ્વરનેજ આધારે રહ્યાં છીએ. પિતા કોણ જાણે ક્યાં અદૃશ્ય થયા, માતા પણ દેવ લોક પામી. સંસારમાં આપ્ત જનોનું સુખ હવે ક્યાં છે? તારા રસ્તે ચાલવાના શ્રમથી થાકી ગયેલાં લુલાં રમણિય અંગોને પ્રેમથી તે બહુ દાબી દાબીને ચાંપતી, તોપણ તે ચુંથાવાથી કરમાઈ ગયેલી પોયણી જેવાં ઢીલાંને શીથિલ લાગતાં તેનેજ તું મારા ઉત્સંગમાં મૂકી નિદ્રાધિન થતો. અહોહો! હે પ્રાણ! હવે શેને ટળવળે છે? જે પ્રેમ, હૃદયના ઉમળકાથી વૃદ્ધિ પામી આનંદ પ્રીતિની ધાર રેલાવતો, અન્યોન્યનું મન સમજી સમાધાન કરતો, સુખ દુ:ખમાં પણ એકજ જે હૃદયમાંથી કાંઈ કાંઇ કૌતુક નિમીત્તે ઉત્પન્ન થતા ગાઢ ગહન પ્રીતિરસનો જે ભંડાર હતો તે હવે શું ખુટી ગયો? અહાહા! જે માતાના અગણિત ગુણો જે સંભારતાં સહજ હૃદય ઉભરાવા માંડે છે, તે કાળનું સ્મરણ થવાથી હવે જીરવી શકાતું નથી. પ્રકૃતિથી જ જે માતાપિતાને અમો વાહલાં હતાં, તે પ્રિયભાવ શતાવધિ સ્વગુણો વડે વાધી ગયો હતો અને તેથી જ અમો પ્રાણપ્રિય હતાં: હવે તો તે ફક્ત ચિત્રમાત્ર જ છે. અહો મારા માતા! હવે તો તારો વિયોગ અસહ્ય થયો છે." ( મુર્છા પામે છે ).

જયંતઃ—"બહેન મંજરી! મંજરી!! એકાએક આ શું થયું અરે કોઇ આવો આવો, મારી બહેનને બચાવો! અરેરે હાય હવે મારૂં શું થશે?" કહી તે પણ મૂર્છા પામે છે. ઉપરોક્ત ભાઇ બ્હેનનો સંવાદ ચાલતો હતો; ત્યાં તે વખતે થોડેક દૂર એક વ્યક્તિ અદૃશ્ય

ઉભી રહી હતી. તેણે તે બન્ને ભાઇ બ્હેનનો કરૂણ સંવાદ સાંભળી આત્મગત બોલવા માંડયું.

"જરૂર આ મંજરી અને પુત્ર જયંત હમણાં જ હૃદયશોકથી ગત થશે. પ્રભુ યોગિંદ્ર! ક્ષમા કરજે. લાવ બન્નેના શરીરપર હાથ ફેરવી જાગૃત કરૂં." (માતાના હાથનો સ્નેહમય શિતળ સ્પર્શ થતાં જ બન્ને મુર્છામાંથી જાગૃત થાય છે ).

મંજરીઃ—"અહોહો ? શું એ હરિચંદનના પત્રોનો રસ કયાંથી છંટાયો ? અથવા શિતળ ચંદ્રના કિરણોનો સમુહ વટાઇ અદસ્ય કયાંથી છંટાયો ! એ સંજીવનૌષધિરસ આ ચિત્તપર કયાંથી પડયો ? એ સ્પર્શ નક્કી પૂર્વ પરિચિત છે. મેં એ સ્પર્શનું સુખ બાહુ બહુવાર અનુભવેલું છે. એજ મારૂં જીવન છે, એજ મારા મનને ગાંડુ બનાવી દેનાર છે. જેના વડે કરીને માતા વિયોગ વ્યથાના સંતાપથી થયેલી મૂર્છા નિવૃત થઇ, તેને બદલે આનંદ–પ્રેમ હર્ષથી થતી જડતા–બેભાન મુર્છા મને ફરીથી થઇ."

જયંતઃ—"અહો ! પ્રેમરસ મુર્તિમંત સમ આ સ્નેહરસ ભરિત શિતળ કર સ્પર્શ હજીયે મને આનંદોદધિમાં સ્નાન કરાવે છે. છતાં હે માતા ! તું હજી પણ અદસ્ય રહી શાને ફગાવે છે ?"

મંજરીઃ—"ભાઇ જયંત નક્કિ પેલો કુટીલ સાધુ સર્વ અસત્ય જ બોલી ગયો લાગે છે. આ ભસ્મ અને આ જગા સર્વ મિથ્યા ભાસે છે. નક્કિ, માતા જીવે છે પણ હાલ દર્શનથી વંચિત રાખે છે."

જયંતઃ—"સત્ય છે, મંજરી ! સત્ય છે. હવે આપણે શું માત-સ્નેહ ભાગી રહીત છીએ ? હા ! હવે ઓ વિભુ ! અમારૂં શું થશે ?"

મંજરીઃ—"ભાઇ! તેજ વિભુ સર્વનું જે પાલન કરે છે તે આપણું પણ પાલન કરશે. હવે એ ફિકર તેને છે આપણને નથી. સત્ય,

ધર્મ, ન્યાય, નિતી વિગેરે સદ્ગુણોથી જ્યાં સુધી આપણે વિભુષીત છીએ ત્યાં સુધી દુઃખ માત્ર જ સુખને અર્થે છે."

એ પ્રકારે સર્વે ચિંતા તે ચિદાનંદ ઇશ્વરને સોંપી તેના યશોગાન ગાવામાં આ પૃથ્વીપરનાં પામર બાળકો લીન થયાં. સંધ્યા સમયને હજુ એકાદ કલાક વાર છે. રમણિય પાર્વતિય ભૂમિને પ્રભુ સવિતાનારાયણ પોતાના જરાવસ્થા પામેલાં કિરણોવડે હજી આચ્છાદન કરી રહ્યા છે. દૂર પર્વતનાં શિખરોને હજી સુવર્ણ રંગ ચઢેલો છે. વૃક્ષો સંધ્યા સમયના મંદ મંદ શિતળ પવનના આઘાતથી પોતાનું દિનકરમણિના સંયોગે સાંપડેલું સૌખ્ય ડોલાયમાન સ્થિતિએ કરી બતાવી રહ્યા છે. ભાગ્યવાન ભાનું ધીરે ધીરે અસ્તાચળપર ઉતરતાં પોતાનો વારસો કોને આપવો એ નક્કી કરવાની ભાંજગડમાં ન પડતાં પૂર્ણ નિશ્ચય ઉપર આવી પોતાની સહચરી રમ્ય રજની દેવીને બીજે દિવસે પ્રભાતમાં જ પાછો લેવાને વાયદે આપવાની તૈયારીમાં આવી રહ્યા છે. પશ્ચિમાકાશમાં અસ્તાચળનાં પ્રથમ સોપાનપર પગ મૂકતાં જ રજની દેવી પોતાનો અધિકાર સ્થાપવા પુર્વાકાશમાં તૈયારી કરી રહી દીસે છે. કાગડા, સમળીયો આદિ પક્ષીઓ પોતપોતાના સ્થાને જવા તત્પર થઇ પુર્વથી પશ્ચિમમાં જતા પોતાનો આનંદદાયિ પણ બીજાને કર્કશ લાગતા શબ્દ સાથે ઉડતાં દૃષ્ટિગોચર થાય છે. હંસ, સારસ, બગલાં વિગેરે પોતાના જળાશય ઉપર આનંદથી કલ્લોલ કરતાં નજરે પડે છે. જનશુન્ય આ પર્વત પ્રદેશમાં અત્રે સર્વત્ર આનંદ આનંદ અને આનંદ જ છે; છતાં ઉપર કથિત્ તે ભાઈ બહેન દુઃખના અગાધ સાગરમાં આધાર રહિત ભુખથી અર્ધ સોશાયેલાં, સુખરૂપ જવનિકા પાછળ ડામાડોળ અવસ્થામાં, કોઇ પણ જાતના નિશ્ચય વિનાના અદૃઢ વિચારમાં, આખા કલાકોના કલાકોની ગમગીની ભોગવી અત્રે કાંઈક થાકવાથીજ માત્ર

શાંત થયાં દિસે છે. કાંઇક પહેલીજ નજરે જોતાં પુર્ણ કરૂણામય હતાશ મૂર્તિ સમાન તે ગંભિર આકૃતિ મંજરી મુખ પ્રદેશ એકાએક સામેના પર્વત શિખર ઉપર નજર પડતાં જ વિહ્વળ થઈ ભયભીત બનીજઈ નાસવાજતાં એકાએક કાંઈક વિચાર આવતાં જ ત્યાં સ્થંભિત થઈ ગઈ. હૃદય વિચાર પગ દ્વારા ન દર્શાવતાં મુખ દ્વારા નિકળે છે "ભાઇ જયંત, જો, જો, આ સામેના શિખર ઉપરથી શું ઉતરતું દ્દષ્ટિગોચર થાય છે?"

જયંતઃ—"પ્રિય બહેન! કાંઇક ઘોડેસ્વાર જેવું જ જણાય છે. અહોહો? પ્રચંડ ધનુષમાંથી છુટેલા વેગવાન તીરની માફક એ ઉતરી આવ્યો? પણ તેનું આટલી ઝડપથી આવવાનું કારણ કલ્પી શકીયે તેમ નથી. બહેન! જે હોય તે ભલે આવે, આશાતો મદદગારની જ રાખવી, પછી ચાહ્યતો દુઃખરૂપ જ થાય તેની હવે આપણે દરકાર કરવા જેવું રહ્યું નથી. કારણકે આજે જે હૃદયમાં દુઃખી રૂપી શલ્ય પેઠું છે તે અનિવાર્ય છે, તો તેના જેવાં જ અરે તેનાથી પણ અધિક અનેક દુઃખો એક સામટાં આવી જાય તો પણ હૃદય સ્થીતિમાં પરિવર્તન નહિ જ થાય."

મંજરીઃ—"ઇશ્વર આપણો મદદગાર છે, તે સર્વ દુઃખોને કાપશે. પણ અરેહા! હવે તો તે છેકજ પાસે આવી પહોંચ્યો. હવે હું સાફ જોઇ શકું છું કે તે એક તરૂણ અશ્વચાલન વિદ્યામાં અતિ કુશળતા ધરાવે છે. નહિતો આ અતિ કઠીન ખડબચડા પત્થરવાળા માર્ગમાં આટલી ઝડપે આવતાં તે અશ્વ સહીત ક્યાંય ગોથું ખાઈ ભુમી શયન કરી જાત. ભાઈ જયંત! એ આવ્યો. આ વક્રમાર્ગનું પરિક્રમણ કરતાં જ આ સ્થળે આવી પહોંચશે.

તરૂણ પોતાના અશ્વને પુર્ણ વેગમાં દોડાવતાં પોતાને તેમજ પોતાના મદદગારને સાચવતો આ બન્ને બાળકોની દૃષ્ટિ પોતાના માર્ગમાં નહિં આલેખતાં રસ્તે ચાલ્યો આવે છે પોતાના હૃદયમાં ફક્ત એક જ વિચાર ચાલ્યા કરે છે. તે વિચાર આપણે જાણી શકવા હાલ અસમર્થ છીએ, કારણ કે તે હૃદયગત છે. મુખપર દ્રઢતાની છાપ દેદીપ્યમાન છે. ચેહેરો ભવ્ય અને પ્રભાવપુર્ણ છે. અતિ લાંબી મુસાફરીથી કાંઈક નિસ્તેજ પણ દેખાય છે, છતાં પણ ગૌર, રજમિશ્રીત મુખમંડળ કોપ રહિત આછાં આભુષણો અને ત્રિરોચીત પોશાક તથા શસ્ત્રમાં એક તલવાર અને હસ્તમાં ભાલાથી સજ્જ છે. તારૂણ્યની વીરમૂર્તિ સમાન તે ભવ્ય આકૃતિવાળો પુરૂષ સૃષ્ટિમાંના અન્ય કોઈ પણ પદાર્થ યા પ્રાણિની પરવા રાખ્યા સિવાય પર્વત પરના એક નાના મેદાન જેવા ભાગમાં ચાલતાં ચાલતાં ઘણો થાકી ગયેલો દેખાતો હતો. અશ્વના પગ જોકે થાકથી લથડવા લાગતાં ઠોકર ખાતા હતા,પણ પોતાના માલીકસ્વારની ચતુરતાથી પોતે તેમજ પોતાની પીઠપરનો સ્વાર હજી સુરક્ષિત હતા,પણ હવે રજની દેવીની તૈયારીને લીધે તેમ બનવું અશક્ય હતું. સૂર્ય ભગવાન અસ્ત થવાને હવે વાર નહોતી. પુર્વાકાશમાં દિશાના ઉંડાણવાળા ભાગમાંથી ઉદ્ભવ પામતું તિમિર પણ મંદમંદ ઊંચાણવાળા ભાગમાં છવાતું જતું હતું, પરસ્પર વિરોધી દિશાઓમાંના રંગ એક બીજાથી વિરૂદ્ધ છવાતા જતા હતા. આ નૈસર્ગિક પ્રકૃતિયોના મહાયુધ્ધમાં વિજય કોનો થશે તે આસ્તે આસ્તે બન્ને દિશાઓની વચમાં વસતાં પ્રાણીમાત્ર સમજી શક્યાં હતાં, તો આપણો તરૂણ સ્વાર પણ તેથી અજ્ઞાત કેમ હોઈ શકે ? તેથી જ કાંઈક ગભરાયેલા જેવી સ્થિતીમાં માલુમ પડતો હતો. ધારેલે સ્થળે સુર્યાસ્ત પહેલાં પહોંચી જવાની હવે તેણે આશા તજી દીધી હતી; છતાં તેણે પ્રયત્નનો ત્યાગ કર્યો નહોતો. એક સમયે આ

સમસ્ત વિશ્વના કોઇ પણ પદાર્થે, યા કોઈ પણ વ્યકિતનો ભય હૃદય-માં નહિં ધારણ કરનાર મનુષ્ય અત્રે કુદરતી ફેરફાર અન્વયે કાંઇક ચિંતાગ્રસ્ત દેખાયો. ઘોર તિમિર સૂર્યરાજ્યના સમયે પ્રકાશિત વાદળોને પણ પોતાના રંગે રગવા પ્રયત્નવાન થવા લાગ્યું. આખર પશ્ચિમ-દિશાના એક નાના ભાગમાં જ કાંઇક સુવર્ણરેખા રહી હતી, પણ તેના નાશ નજીક હોવાથી નિશાચર પ્રાણીયો આનંદમાં પોતાનો ધ્વનિ પ્રદર્શિત કરતાં હતાં. તરૂણ સ્વાર હવે પુર્ણપણે ગભરાયો. તે ગભરાટનું સ્વરૂપ અતઃપુર્વે જે હૃદયમાં જ સમાયેલું હતુ તે હવે ધીમે ધીમે નાભિ સ્થાનમાંથી ઉપર ચઢતાં ચઢતાં વક્ષ સ્થળે આવી રહ્યું હતું, છતાં ગતિમાંન હતુ જે વક્ષસ્થળ અત્યાર પુર્વે હિંમતવાન હતું, તે કાંઇક નાંહિંમતના આવિર્ભાવથી ધડકતું માલુમ પડતું હતું. તે ગભરાટ ક્રમે ક્રમે કંઠસ્થાનવાસી થવાથી મુખ વિલાતું જતું હતું. મુખમાં નિશ્વાસ પુર્ણ હાય અને કાંઇક ઉછળતા શ્વાસોશ્વાસ ને રૂદન થવાની ભીતી પણ જણાતી હતી, હવે મસ્તિષ્કના વિચાર બદલાયા. વિચારનું એક સ્થાનેથી બીજા સ્થાને પરિવર્તન થતાંજ અંગના ગાત્રામાં તેના રહેલા વિચારના જોશમાં પણ પરિવર્તન થયું. થયું, એટલુંજ બસ હતું, હજી તો તે પેલાં ભાઈ બ્હેન નજીક આવી પહોચ્યો નહોતો; એટલામાં જ તે ભાગ્ય-હિન વિચાર પરિવર્તનથી ઉદ્‌ભવેલી શિથિલતા હસ્તમાં પકડેલી અશ્વની લગામમાં સત્વર દેખાઈ. અર્થાત્ હસ્તમાંની લગામ ઢીલી પડી ગઈ. અશ્વને તો હાલ પોતાની નામરજી છતાં સ્વારના દાબથીજ ચાલવાનું હતું. તે દાબ તે રૂવાબ શિથિલતા પામતાં જ હૃદયને અનુકૂળ માર્ગ મળી ગયો. તે અનુકૂળતા કહો યા પ્રતિકૂળતા કહો પણ તેનું ભાન આ પ્રાણિને ન હોવાથી આગળના જમણા પગની કૃતિયે તે સ્વારના

સઘળી મહેનત એક ક્ષણમાંજ અફળ કરી દાધી. અશ્વના પગને ઠોકર લાગતાં જ સ્વાર તેની ગરદન .ઉપર ઝુકી ગયો. હવે આશાજ નહોતી. ગુરૂત્વાકર્ષણનું મધ્યબિંદુ જે સૃષ્ટિના સર્વ પદાર્થોનું સમતોલપણું જાળવી રાખી રક્ષા કરે છે તેમાં કિંચીત્ ફેરફાર થતાંજ તેની નિષ્કાળજીની શીક્ષા આપવા તત્પર થયું, એ પડયો, એ પડયો, અરે જરૂર પડયો એમ તે બન્ને બાળકોના હૃદયમાં વિચાર ઉત્પન્ન થતાં જ ખચીત સ્વાર ભોંય પર પડી ગયો. તરૂણ સ્વાર સખત અફળાવાથી પર્વત રાજીમાં તેનો ધ્વનિ ગાજી ઉઠયો. કાંઇક યુવાવસ્થાના ઉષાકાળમાં પ્રવેશેલી મંજરી તથા કિશોરાવસ્થામાં ઝુલતો જયંત સત્વર દોડતાં જ પેલા સ્વાર નજીક આવી પહોંચ્યાં. તરૂણ કેવળ નિસ્તબ્ધ બેભાનાવસ્થામાં પડી રહ્યો હતો. મંજરી પાસે આવી તેના અંગ ઉપર હસ્ત સ્પર્શ કરતાંજ ઠંડુ થયેલું માલુમ પડયું. ત્વરાથી તે બોલી ઉઠી "ભાઇ જયંત ! ઇશ્વર બચાવે તો બચે તેમ છે. આના સર્વ ગાત્રો શીતળ થતાં જાય છે. કાંઇ ચાંપતા ઉપાય અને ઇશ્વરકૃપા હોય તો સત્વર ઉઠે." નિર્જન પહાડી પ્રદેશમાં એકલાં અજાણ્યાં બે બાળકો આથી વધું શું બોલી શકે. મંજરીને આસપાસ નજર કરી જોતાં માલુમ પડયું કે અત્રે જળ તો મળવું મુશ્કેલ લાગે છે પણ થોડેક દૂર એક પર્ણકુટિકા નજરે આવતી હતી, ત્યાં જવાથી મળી શકે તેમ હતું. સત્વર જયંતને કહી તે ત્યાં ગઈ તો એક અવધુત યોગીંદ્ર હમણાં જ સમાધીમાંથી જાગૃત થઇ બેઠા હતા તેમની પાસે બીહતી બીહતી ગઈ અને બોલી કે "મહાપ્રભુ, વંદન કરૂંછું."

યોગિન્દ્રઃ—"કલ્યાણમસ્તુ ! બાળા ? આ નિર્જન પર્વતભુમીમાં એકલી ભ્રમણ કરનાર તું કોણ છે અને શા અર્થે આ મારી ગરીબ પર્ણકુટિમાં આવવું થયું છે ? "

મંજરીઃ—"દેવ! મારી કથા લાંબી અને આપ જેવા મહાત્મા પુરૂષોને સહજ કંટાળારૂપ છે. અહિંથી થોડે દુર એક અજાણ્યુ ઘોડેસ્વાર માર્ગમાં ઠોકર લાગતાં અશ્વ સહિત અચેતનાવસ્થામાં પડેલો છે. તો આપ મહાપુરૂષ મને થોડુંક જળ આપવા કૃપા કરો, કારણ કે તે ત્યાં ભય ભરેલી સ્થિતિમાં છે, રખેને તેનું કાંઇ અનિષ્ઠ થાય તેવી પળે પળે ભિતી રહે છે."

યોગિન્દ્ર—"પુત્રી! જરા પણ ગભરાઇશ નહિ. મહાન્ યોગિન્દ્રોનો આવી નિર્જન ભુમીમાં વાસ એ પણ ઇશ્વરી પ્રેરણાથી જ બને છે. નિરાધાર પુરૂષોને સહાય આપવી એ અમ જેવાનું પ્રથમ કર્તવ્ય છે. સાધુપણામાં ફક્ત એક દયાજ રહેલી છે, બાકી સર્વસ્વનો ત્યાગ છે. બાળા સત્વર આગળ થા. હું અને તું બન્ને મળી તે સચ્ચિદાનંદ પ્રભુની કૃપાયે કરી પ્રયત્ન કરીએ."

મંજરીઃ—"મહદ્ ઉપકાર. દેવ! પધારો."

યોગિન્દ્ર જળભરિત કમંડળુ લઇ મંજરીની પાછળ પાછળ ચાલ્યા. તરૂણ સ્વારની નજદિક આવતાંજ થોડું જળ અંજલીમાં લઈ તેના મુખપર છાંટતાં છાટતાં તે મહાત્માએ મંજરીને પૂછયું. બાળા! આ તરૂણનો કાંઈ પરિચય જો આપી શકાય તેમ હોય તો હું તે જાણવાની પ્રબળ ઉત્કઠા ધરાવું છું. તેના ભાલ પ્રદેશ ઉપરથીજ જોતાં તે કોઇ જેવો તેવો માલુમ પડતો નથી."

મંજરીઃ—"યોગિન્દ્ર પ્રભુ! પેલા સામે દેખાતા શિખર ઉપરથી તે ત્વરાથી ઉતરી આવતો હતો. અમો તેને જોઇ ભયભિત થયાં હતાં, પણ જરા પાસે આવતાંજ મુખાવલોકનથી કોઇ દુષ્ટ બુદ્ધિ ન જણાયો. અમો ભાઇ બ્હેન પેલી શિલાતલ આગળ બેઠેલાં હતાં. દર્મિયાન

અહિંજ તે એકાએક અશ્વ સહિત નીચે પડી ગયો. આ શિવાય તે કોણ છે, ક્યાંનો છે, શા અર્થે અત્રે ક્યાં આવવું થયું છે, તેમાંનું હું કાંઇ જાણતી નથી. પ્રભુ કરે ને તેમને આરામ થાય. ”

યોગિન્દ્રઃ—“ બાળા! તે વિશ્વના સરજનહાર પ્રભુ હવે સત્વર તેને આરામ કરશે. જો જો, તેના મુખ ઉપર ચૈતન્ય રશ્મિ તરી આવે છે. તેની છાતી કાંઇક વિશેષ ઉછળે છે. હળવે હળવે તેના સર્વાંગમાં ચૈતન્યનો સંચાર થતો દૃષ્ટિએ પડે છે. જો આ કમળ પત્ર સમાન બીડાયેલી આંખના પોપચાં પણ હાલવા લાગ્યાં. આ રાતા બિમ્બફળ સમાન મધુર પરવાળ ઓષ્ઠ પણ ધ્રુજવા લાગ્યાં. અરે આ હાથ પગ સર્વ હાલવા લાગ્યા. બાળા! હવે તે સત્વર ઉઠી બેઠો થશે એમ લાગે છે. ચૈતન્ય પામેલો તરૂણ થોડીજવારમાં જાણે ગાઢ યોગ નિદ્રામાંથી જાગૃત થતો હોય તેમ બેઠો થઇ બોલી ઉઠયો. “ હું કોણ અને ક્યાં છું ? મારા’ આગળ તે બોલવા જતો હતો પણ પુર્ણ રીતે જાગૃત ન હોવાથી કાંઇ અસબંધ અસ્પષ્ટ ઉચ્ચાર થયા, જે કોઇના સાંભળવામાં આવ્યા નહિ. તે તરતજ ઉઠી બેઠો થયો પણ ઘણું સખત વાગવાથી અને ભુમિ ઉપર પછડાવાથી પાછો ડોલવા લાગ્યો. યોગિન્દ્ર તરતજ પાસે આવી તેને સ્કંધમાંથી પકડી બોલી ઉઠયા, “ કુમાર! થોડીવાર વિશ્રાન્તિ લ્યો,” હમણાં કાંઇ પરિશ્રમ લેશો નહિ. તમોને સખત આઘાત થયેલો છે. તે તરૂણે આ ધ્યાનમાં ન લેતાં પોતાની આરીતે નિષ્પ્રયોજનતાથી સુશ્રુષા કરનાર પ્રત્યે કૃતઘ્ન બુદ્ધિ ન દર્શાવતાં સત્વર ઉઠી ઉભો થઇ પ્રણામ કરી આભાર માનવા લાગ્યો. “ઇશ્વર સ્વરૂપ મહારાજ! આપનો મહદ્ ઉપકાર થયો છે. આપ અત્રે પધારી પરિશ્રમ વેઠી મને જાગૃત કરતાં આપ વ્યથાને પામ્યા. તેમ ઓ બાળા! તમારો પણ અત્યંત આભારી

છું. વળી કુમાર! આ દીનના દુઃખે કરી તમે વાહરે ધાયા. પ્રભુ તેનો બદલો તમને આપશે?

યોગિન્દ્રઃ—"કુમાર! આ રીતે અહિં વખત ન ગુમાવતાં મારી પર્ણકુટીમાં પધારી જરા વિશ્રાન્તિ લ્યો. મારા પ્રિય બાળકો! તમો પણ જો કાંઇ વિઘ્ન ન હોય તો પધારો, ત્યાં તમને યોગિયો આપી શકે અને કરી શકે તેવો સત્કાર કરશે. તમારૂં આદરાતિથ્ય કરીશ. તમો પણ આ ભુમિના પરિચિત નહિં જ હો?"

મહાન્ યોગિન્દ્રના મુખમાંથી આ પ્રિય શબ્દો નિકળતાં જ સર્વે ત્યાં જવાને તૈયાર થયાં. તરૂણ કુમાર હજી ઉઠી ચાલવા જેવો શક્તિવાન ન હોવાથી મંજરીના સ્કંધે હસ્ત સ્પર્શ કરતાં જ શું અનુભવ્યું?

મમ આ સ્કંધ ફરકતો રાગાંકુરરૂપ રોમ પાંગરતો,
પત્થરે પગ અથડાતાં સ્કંધે શ્યામા તણા અડક્યો.

રોમાંચ ઉદ્દભવ્યાં અને મંજરીના તથા કુમારના હૃદયમાં પ્રેમના અંકુર ફુટવા લાગ્યા. આ અવસ્થામાં વધારે વખત તેઓને રેહેવું પડ્યું નહોતું, કારણ કે પર્ણકુટિ નજીક હતી. દ્વારને સહજ ધકેલતાં ઉઘડી ગયું અને યોગિન્દ્રે સર્વને પૃથક પૃથક આસન આપવાથી સર્વ વિશ્રાન્તિ લેવા લાગ્યાં. બાદ થોડાંક ફળ તથા નિર્મળ જળનું પાન કરી સર્વ નિદ્રાધિન થયાં.

# પ્રકરણ ૨ જું.



## શિવ મંદિરમાં પ્રથમ પ્રેમદર્શન.

નક્ષત્ર તારા ગૃહ આદિ શેષ,
આકાશ શોભે વિધુથી વિશેષ;
પૃથિવી પરે મુગ્ધા અનેક એમ,
આ મુગ્ધાથી શોભિત થાય તેમ.

સમસ્ત પૃથ્વીમાંના નગોમાં નગાધિરાજ પણું પામેલા હિમગિરિ જે અનંત રત્નોનું ઉત્પત્તિ સ્થાન છે તેવા ગિરિમાં પણ હિમરૂપ જે કલંક છે તે કલંકથી પણ તેનું સૌન્દર્ય નાશ નથી પામતું. અપ્સરાઓના વિલાસનાં આભુષણોને સંપાદન કરી આપનારી અને મેઘોના ખંડો વેંહચાયેલા રાગ વાળી સિંન્દુરાદિ ધાતુની ભાવનાને જાણે અનિયમિત પણે પ્રાપ્ત થએલી સંધ્યાને ધારણ કરતો હોય તેમ પોતાના શિખરોથી ધારણ કરે છે. અણિમાદિ સિદ્ધો નિતમ્બ પર્યંત જતા મેઘોની નીચેના શિખરોપર પડેલી છાયાનું સેવન કરીને, વૃષ્ટિથી પીડીત હિમાલયના તમ શિખરોનો આશ્રય કરી રહેલા છે. ગિરિમાં વસતા ભિલ્લ લોકો, બરફથી ધોવાઇ ગયેલા લોહીવાળા હાથીઓને મારનાર સિંહોના પગલાંને ન જોઇને પણ, નખના છિદ્રમાંથી નિકળી પડેલાં મોતીને લીધે તેના માર્ગને જાણે છે. સિંન્દુરાદિ ધાતુના રસથી રસાયેલી હાથીયોના રક્તની પેઠે લાલ રંગવાળી દેખાતી ભોજ પત્રની છાલ, ગાંન્ધર્વ લોકના સ્ત્રિયોના કામદેવના લેખની પત્રિકાની ક્રિયાથી ઉપકારને પાત્ર થાય છે. તે ગિરિરાજ દિવસે ભય પામેલા ધુવડને પોતાની ગુફાઓમાં રહેલા અંધકાર વડે સુર્યથી રક્ષે છે. આ પ્રચંડગિરિમાં ઘર કરી રહેલા મેઘો વસ્ત્રના

હરણુથી શરબિંદિ બનેલી કિન્નર લોકોની સ્ત્રીયોનું ગુફારૂપી ઘરમાં પડદારૂપ બની તેમનું રક્ષણ કરે છે. સપ્તઋષિયોના હાથથી ચુંટાતા બાકી રહેલાં, ગિરિ ઉપરના સરોવરમાં ઉત્પન્ન થયેલા કમળોને નીચે ફરતો સુર્ય ઉંચા મુખવાળાં કિરણોવડે ખીલાવે છે. આ દેવોના વિહાર સ્થળ જેવા અતિ સૌન્દર્યવાન ગિરિમાં પ્રભાતના રમણિય દેખાવ જોવામાં આપણો તરૂણ સ્વાર પર્ણકુટિમાં વિશ્રાન્તિ લેવાથી પ્રફુલ્લ વદને વહેલો ઉઠી પાસેની જ એક શિલા ઉપર બેસી મગ્ન થયેલો દિસતો હતો. કિશોર જયંત આસનપરથી ઉઠી કુટિરની બહાર ફરતાં નાંનાં હરિણુના બચ્ચાંઓની કુદાકુદ રમતનું અવલોકન કરતો હતો. મંજરી પાસેજ એક શિવાલયમાં ગત રાત્રિના બનાવનું સુક્ષ્મરીતે હ્રદય સંશોધન કરતી હતી. આપણો તરૂણુ કુમાર ગત રાત્રિયે અનુભવેલા રોમાંચનો હ્રદયમાં વિચાર કરતો સૃષ્ટિ સૌન્દર્યના અવલોકનથી કંટાળી આગળ ચાલ્યો. પર્વતપરના મેદાનમાં એક જળાશયની પાસે સ્યામ પત્થરથા બંધાયેલા, વૃક્ષોની ઘટાથી ઘેરાયેલા, અનેક વૃષ્ટિયોના આઘાતથી ફાટી ગયેલા ઘુમ્મટવાળા, જ્યાં પવનની લહરીયો સુસવાટા કરી રહેલી છે એવા શિવાલયની નજીક આવી પહોચ્યો. સમસ્ત વિશ્વ અને તેનું હ્રદય તથા પાસેનું જળથી ભરપુર સરોવર પણ શાન્તિને ધારણ કરતું હતું. જડ વૃક્ષો પણ પવનલહરી વડે પત્રોનાં આંદોલનોથી પોતાનો આનંદ પ્રદર્શિત કરતાં હતાં. મંન્દિરમાં પ્રવેશ કરતાં જ આવા સુખરૂપ સુપ્રભાત સમયે કોઇ યોગિની, વા શિવવિભુતિ યા સાક્ષાત રતિ સમાન કુમારીકા આપણા પ્રવાસી તરૂણ કુમારની દષ્ટિયે પડી. વિશાળ, કિંચિત્ રક્તતાનો આવિર્ભાવ પામેલાં અનિમિષ તેના લોચન જોઈ પ્રવાસી એકદમ આગળ વધતો અટકી ગયો. તેના સર્વ અંગો વિદ્યુત સમાન તેજથી ઓપતાં હતાં. અતિકુમાશવાળા સુવાસી લઘુઓષ્ટથી નિકળતા ઉચ્ચાર



" તેને કટી વિભાગમાંથી પકડી ઉંચો કરી બોલ્યો, "
" બજાવી લે. "

[ પૃ. ૧૯.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

વડે શિવ પુજનમાં લીન બનેલી તે સુન્દરી જે સ્તોત્રો ભણતી હતી તેનો ધ્વનિ ગરજી ઉઠી આસપાસના સર્વ પ્રાણીયોને શાંત બનાવી રહ્યો હતો. કુસુમ્બી રંગની સાડીનો પાલવ તેના સ્તન ગૃહીને જેમ કોઇ મોટા મહિપતિનો જયધ્વજ ઉંચે ઉડે તેમ પવનથી ઉડતો હતો. તે સુન્દરીના સુંદર સુવાસિત કેશ અનિલ લહરીના આઘાતથી શિવને ચામર કરી રહ્યા હતા. સુન્દરી શંભુને સ્તવતી હતી અને આપણો તરૂણ કુમાર તે અપ્સરા સમાન તેજસ્વી કુમારીનું સ્તવન કરતો હતો. સુંદરી શિવપુજન કરી મંન્દિર બહાર આવી એક વૃક્ષનાડાળે બાંધેલા ઘંટને પોતે ન પહોંચી શકે તેટલી ઉંચાઇએ છતાં પગની પાની ઉપર ઉભી રહી વગાડવા વ્યર્થ પ્રયત્ન કરતી હતી. તે જોઇ આપણો તરૂણ કુમાર છાનો માનો દોડી તે સુન્દરીના પાછળ જઇ તેને કટિવિભાગમાંથી પકડી ઉંચી કરી બોલ્યો “ બજાવીસે.” મંજરી પ્રભાત સમયે શિવ પુજનાર્થે આવી હતી તે આ જોતાં શરમથી કિંચિત્ હ્રદયના ઉમળકા ભર્યા પ્રેમથી આપણા તરૂણ કુમારની છાતી સાથે ચંપાઈ ગઈ; હ્રદયે હ્રદય અને તેની વિચારમાળાનું ઐકય થતાં જવાબરૂપે મુખમાંથી ઓષ્ટ દ્વારા અમૃત નિકળી એક બીજાના ગાલપર સ્થાપીત થયું. બન્નેના મુખમાંથી એક પણ શબ્દનો ઉચ્ચાર હજીસુધી થઈ શકયો નહોતો. આવી અવસ્થામાં તેઓ વધારે વખત ન રહી શકયાં. આશ્રમની નજીક રમતાં, જયંતથી ઉપદ્રવ પામેલાં મૃગશિશુઓમાંનું એક જ્યાં આ કેલી થઈ રહી હતી ત્યાં બંન્નની પાછળ આવી તરૂણના પગ વચ્ચે અફળાયું. મંજરીયે પાછું વાળી જોતાં જ નાનું હરિણ અને તેની પાછળ શ્વાસ ભેર દોડયા આવતાં જયંતને દીઠો. રંગમાં ભંગ થયો.

જયંતઃ—“ મંજરી ? મંજરી ? ? સત્વર ગૃહી લેજે આ મૃગબાળને.” એકાએક જયંતના આવી પહોંચવાથી કિંચિત ગભરાયેલું તે જોડું

છુટું પડયું. તરૂણુ કુમાર શરમિંદો બની દૂર ખસી મૃગબાળને પકડી ઉભો રહ્યો:

મંજરી:—"જયંત ? આ મૃગોને વ્યર્થ શા સારૂ સંતાપે છે ? જોને તે કેવાં ગાભરાં ગાભરાં અહિં તહિં નાસે છે ?"

જયંત:—"બ્હેન ? તમે પણુ એવા એકાદ ગભરાયેલા મૃગને લઈ આ તરફ આવ્યા જાણી હું પણ રમવા આવતો હતો. કુમાર ? મુકીદો તે મારા મૃગને તે તો મારૂં છે અને તમારે એકાદ જો રમવા જોઈતુ હોય તો પકડી લ્યો."

તરૂણુ કુમાર:—"મેં તો એવું એક મારા લાયકનું પકડી આણ્યું હતું પણ તમે આવ્યા તે જાણી નાસી ગયું."

મંજરી:—"કુમાર ? જયંત મહા ચતુર છે. તેની કિશોરાવસ્થાજ આવાં આવાં તોફાન કરે છે માટે આગળ બોલતા ના.

જયંત:—"બ્હેન મંજરી ? આ તમારા જેરાજ શોભિતા અંગવાળા મહાપુરૂષ એકાદ મૃગની સાથે ગેલ કરે એ સર્વથા અશકય જેવું માલુમ પડે છે; છતાં જો તેઓ હરિણુ સાથે જ રમતા હોય તો તે હરિણુ જુદા જ પ્રકારનું હશે ?"

તરૂણુકુમાર:—"ખરેખર ? હરિણુતો નહિં જ."

જયંત:—"તો શું હરિણિ ? અથવા શું હરિણિ સમાન નેત્ર મંડીત ?" તરૂણુકુમાર નિચું જોઈ હસી બોલ્યો, "કે છોકરાં અક્કલ વિનાનાંજ હોય. કુમાર જયંત ? હવે એ મૃગને જવાદો, તે બહુ ગભરાયેલું છે."

જયંત:—"બ્હેન મંજરી ? વારૂં તે મૃગબાળને હું છુટું મુકું છું.

આ મહાભાગ આપણી સાથે જ રહ્યા છે છતાં હું હજી સુધી તેમના નામાભિધાનથી કેવળ અજાણ છું."

તરૂણકુમારઃ—" જયંતકુમાર ? આ તમ ભાઈ બ્હેનના સ્નેહ ભાજનને લોકો મકરન્દના નામથી ઓળખે છે."

જયંતઃ—"વાહ ? કેવું મધુર ? બ્હેન મંજરી ? તમને આ નામ શું પ્રિય નથી ?"

મંજરીઃ—"ભાઈ જયંત ? એ નામજ મને પ્રિય છે એમ નથી."

મકરન્દઃ—"આથી આ હૃદયને બીજું શું પ્રિય હોઈ શકે."

" સુકાયેલા જીવરૂપી ફુલને ખિલાવે,
તૃપ્તિકરે, મનની શુદ્ધિ બધી ભુલાવે;
જે કર્ણ અમૃત, રસાયણ ચિત્તકેરાં,
આ આ વચન મીઠાં, તે કમલાક્ષિ કેરાં. "

ઉ. રા. ચ.

આ પ્રમાણે કુમાર મકરન્દ, મંજરી તથા જયંત પરસ્પર વાર્તા વિનોદમાં નિમગ્ન છે. જયંતના નિષ્કપટ વચનોથી બંન્નેના હૃદયની બીતી લગભગ નાશ પામી છે. એવામાં સામેની વૃક્ષરાજીમાંથી એકાએક મહા પ્રચંડ શાર્દૂલની ગર્જના સાંભળતાંજ જયંત મહાભયભીત થયો અને મંજરીની કોટે વળગી પડયો. મંજરી પણ હવે આવી બન્યું સમજી આકુળ વ્યાકુળ થઈ ગઈ. આ ભાઇ બ્હેનને આ સ્થિતીમાં જોતાં જ મકરન્દે પોતાની બાજુમાં લટકતી ભીડભંજની તેજસ્વી અતિ તિક્ષણ તલવાર બહાર કાઢી રૂદ્ર સમાન ગર્જના કરી બુમ પાડી ઉઠયો કે ગભરાઓ નહિ. તમો બંન્નેના પ્રાણ હું જીવતાં સુધી બીલકુલ ભયમાં નથી. એમ બોલી સત્વર સિંહપર આક્રમણ કરવા જાય છે.

સિંહ પાસેજ, મનુષ્ય ભક્ષ જોઇ અતિ આનંદથી ગર્વયુક્ત મકરન્દ તરફ ધસી જાય છે. શાર્દુલની તલપ એક બે વખત ચુકાવવાથી તે ઘણો જ ક્રોધે ભરાય છે. આ પળ મકરન્દને પણ ઘણી ભય ભરેલી હતી તો પણ બહાદુરીથી અડગ ઉભો હતો. સિંહ એક ભયંકર ત્રાડ મારી પોતાના શત્રુને હણવા તત્પર થઈ ગયો. આ તરફ આ ત્રાડથી જ સર્વ પ્રાણિયો સહીત આ ભાઇ બ્હેન પણ ત્રાસી ધ્રુજી ઉઠયાં. બન્નેએ ઇશ્વર સ્મરણ કરવા માંડયું. પળ પહેલાંનો આનંદ પૃથ્વીના કયા ઉંડાણવાળા ભાગમાં ઉતરી પડયો તે જરાપણ ન સમજાયું. સિંહે પોતાની ભયંકર ગર્જના વડે કરી મકરન્દના હૃદયને પણ ધ્રુજાવી મુક્યું. હવે બંન્ને પોતપોતાના શિકારને હણવા તત્પર થયા. સિંહ છલંગ મારી જેવો મકરન્દને પકડવા જાય છે તેવો જ મકરંન્દ જરા આગળ વધી પોતાની તલવાર પોતાના મસ્તકની આસપાસ ફેરવી, ઉછળી ઉપર પડતા સિંહના પેટ આગળ ધરતાંજ તે પ્રચંડ ભારે વજનનું પ્રાણિ તે તલવારથી વિંધાઇ એક ભયંકર ચિસ પાડી જમીનપર પડયું, તેવોજ રૂદ્ર સમાન કોપ ધારણ કરી એક બીજા ફટકાથી તેના બે ભાગ કરી નાંખ્યાં. અતિશય ક્રોધથી આસપાસ કાંઇ પણ થોડી એક ક્ષણ સુધી જોઇ શકયો નહિં. મરણ સમયની ભયંકર ચિસ સાંભળી આ યુદ્ધનું પરિણામ નક્કી કરવા મંજરી તથા જયંતે આંખ ઉઘાડી જોતાં જ એકાએક જયંતના મુખમાંથી ઉદ્દગાર નીકળી પડયા.

મરેલા પશુએ મનુષ્યની અસિ જેને કરે છે ચઢી
એવો આ મકરન્દ આવી અહિં મધ્યે ઉભો છે રહ્યો.

મંજરી:—"અહો આ ક્ષાત્રતેજ કેવું ભયાનક દિસે છે ?"

" દષ્ટી ગણે તૃણ ત્રિલોકનું સત્વ સર્વે,
ધીરોદ્ધતા ગતિશકે ભૂમિને નમાવે;

કુમારમાં પણ ગિરિસમ શો ગભીર ?
આવે શું ગર્વરૂપ ? કે રસ હોય વીર. "

ઉ. રા. ચ.

"અહો મહાભાગ? હવે કોપને શમાવો. શત્રુને હણી અમને ભય મુક્ત કર્યાં છતાં પણ શું હજી આ સ્થિતિ સંભવે ?"

જયંતઃ—"બ્હેન મંજરી ? જો જો આંહિ યોગિન્દ્ર પ્રભુ પધાર્યા." મંજરી તથા જયંત યોગિન્દ્રને નમન કરે છે. મહાત્મા સર્વ સ્થિતિ કળી જાય છે. પોતાના કૃપાભાજનોને સર્વ પ્રકારે દુઃખ મુક્ત જોઈ હર્ષ પ્રદર્શિત કરતા ત્રણેને કેહેવા લાગ્યા કે પધારો આશ્રમમાં, ત્યાં ભોજન તૈયાર છે તો ચાલો સૌ જમી લઈએ. કુમાર મકરન્દે પણ પુર્વા વસ્થા પ્રાપ્ત કરી યોગિન્દ્રને નમન કર્યું. બાદ સર્વ તે પુર્વ પરિચિત કુટિરમાં જાય છે.



## પ્રકરણ ૩ જું.

---

### ભાગ્યચક્રનું પ્રથમ પરિવર્તન.

સ્ફટિક સમાન ચળકાટવાળી શ્વેતરંગમડીત આ સંસારમાંના રમ્ય કાશ્મિર પ્રદેશમાં કે જ્યાં વસંતના તારૂણ્યનો પ્રભાવ ચિરસ્થાયી પ્રસરે છે, અનેકાનેક અધિકાધિક સુવાસિત પુષ્પોવડે આખો પ્રદેશ સુગંધથી ભાગ્યવાન છે, રમણિયોના રતિરમણરૂપ સર્વત્ર જ્યાં એકજ પ્રકારનો વ્યાપાર નિશદિન પ્રવર્તે છે, અનેક અપ્સરાઓનું જ્યાં આનંદસ્થાન છે, સચરાચર વિશ્વના ભુત માત્રમાં ચિરવાસ પામેલા કામદેવનું જ્યાં ક્રિડાસ્થળ છે, ત્યાં અમરનાથ પોતાના વસંતોદ્યાનમાં એક શ્વેત શિલાતલપર કાંઈક વિચાર કરતો બેઠો છે. અનિમિષ નજરે જોતાં જોતાં હૃદયમાંનું કાંઈક દુઃખ નયનમાં પ્રકાશિત થતાં જ ધ્યાન ભંગ થયો. ઉદ્યાનમાંના પક્ષીયોના કિલકિલ ધ્વનિ અને જળના વહનથી થતા કર્ણ પ્રિય ગંભીર ઘોષ, તથા અનિલ લહરીયોના વારંવાર થતા સુસવાટ શિવાય અન્ય ઉપદ્રવ નહોતો. આ ઉપદ્રવ તે ઉપદ્રવ નહોતો જ પણ ઈશ્વરી લિલાને હૃદયદ્રવથી ઉપકાર માનવાનું સાધન હતું. તે નૈસર્ગિક સૃષ્ટિ સૌન્દર્ય નિહાળતાં જ પળ પહેલાં અનુભવવામાં આવેલી એક કૃતિએ કરી નયનમાંથી અશ્રુચલન થઈ ધ્યાનભંગ થયો હતો. પાસેના અગાધ જળથી ભરેલા એક સરોવરની પાળપર પોતાની પ્રિયા ચિત્રલેખા સહિત થોડીક ક્ષણ પહેલાં આનંદથી દૈવયોગે સંપાદિત થયેલા **"રત્નમંજરી"** નામ અલંકાર કે જે અતિ સ્વરૂપવાન અપ્સરા તુલ્ય સ્ત્રિયોથી વસાયેલી અલકાપતિ કુબેરની સ્ત્રિનું આભુષણ હતું તેનું અતિ પ્રસન્નવદને

અવલોકન કરતો હતો. અતિ તેજસ્વિ તે રત્નાલંકાર પોતામાં રહેલી તેજ પ્રભાથી આસપાસની જગાને પણ તેજથી આચ્છાદિત કરતું હતું. મહર્ષિ નારાયણની ઊરૂમાંથી ઉત્પન્ન થયેલી અપ્સરા ઉર્વશીના અંગનું સર્વે સત્વ નિકળી આ રત્નમંજરીમાં લય પામેલું દિસતું હતું. રંભાગર્વહરણ ચિત્રલેખાની હથેળીને રત્નસમ તેજસ્વિ બનાવી મુકી હતી. તે હથેલીનો રંગ શ્વેત મોતીના ગર્ભમાં રહેલા તેજની સ્પર્ધા કરી રહ્યો હતો. આવા એક પરમસુખરૂપ રત્નાલંકારને જોવા અમરનાથ તથાં ચિત્રલેખા ધ્યાનસ્થ થયાં હતાં. રમણિય તેજપ્રભા તેઓના હૃદયોને પોતા પ્રત્યે આકર્ષાયેલાં રાખતી હતી તેથી આસપાસનું કાંઇ જોઇ શકયાં નહિં. અતિ આનંદથી સરોવરની પાળપર પોતાની નિર્દોષ અને હૃદય પ્રિય ગતિથી ફરતા હંસ શિશુની અડપટથી ચિત્રલેખાનો રત્નાલંકારવાળો હાથ આઘાતથી હાલી જતાંજ હસ્તમાંનું રત્નાલંકાર સરોવરના પગથીયાંપર પડી ગબડતું ગબડતું અગાધ જળમાં પડવા માંડયું, તે જોઈ બન્ને ગાભરાં ગાભરાં તે રત્નાલંકારને પડતું અટકાવવા ત્વરાથી પગથીયાં ઉતરવા લાગ્યાં. ચિત્રલેખાને એ ઘણું પ્રિય હોવાથી કાંઇક વધારે ગભરાટ અને ઉતાવળથી તે સરોવરમાં ઉતરવા જતાં સેહેજ પગ લપસી ગયો. "પ્રિય અમર? હું ગઈ" એટલોજ શબ્દોચ્ચાર થતામાંતો ચિત્રલેખા સરોવરના અગાધ જળમાં જઈ પડી. જાણે જળમાં કોઈ તેની રાહ જોતું બેઠેલું હોય તે પ્રમાણે તે પડતાં જ તેનું ગ્રહણ કરી લઇ સત્વર ચાલ્યું ગયું હોય તેમ તે ફરી ઉપર આવી શકી નહિં. અમરનાથ ગભરાયેલા વદને બુમ પાડી ઉઠયો, "અરે કોઇ ધાઓ, ધાઓ? દેવી ચિત્રલેખા આ સરોવરમાં પડી ગઇ છે." તરત જ કેટલાએક અનુચરો ત્વરાથી જળમાં કુદી પડયા અને અનેક સ્થળે શોધ કરવા

લાગ્યા. રત્નમંજરી જોઈ પ્રસન્ન થતી પ્રિયાના વિયોગે હૃદયમાંથી ઉત્પત્તિ પામી એક અનિવાર્ય હુડકો બહાર નિકળી ગયો. સરોવરના જળ ઉપરજ તેની દૃષ્ટિ સ્થિર ચોંટી હતી અને હૃદય દુઃખ નયન અને મુખ વાટે બહાર નિકળતાંજ ધ્યાનભંગ થયો હતો. ચિત્રલેખા સરોવરના જળના ઉંડાણમાં જતાં જ નિરાશારૂપ ઘોર તિમિર તેના હૃદયમાં ઉત્પન્ન થયું. તે તિમિરે કરી તેનો આત્મા એકજ સ્થાનમાં બદ્ધ થયો. ભોંયતળીયે પહોંચતાંજ એકાએક તેનો હસ્ત કોઈ એક વ્યક્તિથી પકડાયો. આ ગભરાટવાળી સ્થિતિમાં તેનો હાથ પકડાતાંજ તે એકદમ બહાવરી બની ગઈ, છતાં ગભરાટ અને ભયથી જડતા પામેલી કાંઈ પણ શબ્દોચ્ચાર કરી શકી નહિં. તે અદૃશ્ય વ્યક્તિ સરોવરના જળમાં જ તેને ખેંચતી ખેંચતી પુર્વ પરિચિત કિનારાથી ઘણે દુર એક નિર્જન જગાયે આવેલા તેજ સરોવરના કિનારા પાસે લાવી. હવે તે વ્યક્તિ ચિત્રલેખાને જળમાંજ ઉપર લાવવા લાગી. આખરે જળથી બહાર કિનારા ઉપર લાવી તેના શરીરને સાચવી નિચે મુક્યું. આ સર્વે પ્રકાર ચિત્રલેખાની અચેતનાવસ્થામાં બનેલો હોવાથી પોતે તેથી સર્વથા અજ્ઞાત હતી. કિનારા ઉપર ઉભેલા તે વ્યક્તિના બે અનુચરોએ પાસે આવી ચિત્રલેખાને ઉપાડી એક વૃક્ષની છાયા નિચે પડેલી શિલાતલ ઉપર સુવાડી તેનામાં ચૈતન્યનો પ્રસાર કરવા પ્રયત્નવાન થવા લાગ્યા. વ્યક્તિયે પોતાની પાસેના ચકમક પત્થરથી અગ્નિ પ્રગટાવ્યો અને તેની ગરમીથી આપણી ચિત્રલેખા કાંઈક ભાનમાં આવવા લાગી. અનુચરોનો હૃદયોત્સાહ આથી અત્યંત વૃદ્ધિ પામ્યો અને સત્વર તેઓ શેક કરવા લાગ્યા. થોડીજ વારમાં ચિત્રલેખા શિલા પર બેઠી થઈ, આસપાસ ફક્ત એકજ નજર કરતાં પોતે ક્યાં હતી

તે સમજી. વ્યક્તિયે પાસે આવી આશ્વાશન આપી ધીરેથી પુછ્યું. "સુંદરી હવે આરામ તો છે?"

ચિત્રલેખાઃ—"મહાશય ? આપની સેવાના પ્રતાપે હવે મને કાંઇક આરામ છે. મારી સાથે વિદ્યાધરપતિભવને ઉચિત છે કે પોતે મને આગળ કરી પધારીયે ? આપે અમરનાથનું ખરેખર ભારે પ્રિય કર્યું છે."

પુર્વે પિતાયે અર્પી; સમર્પી ફરી આજ એ;
બચાવી સર ભૂ મધ્યેથી, વિદ્યાધર રાજને.

વ્યક્તિઃ—"હે ? કમલનયને હવે વિદ્યાધરરાજને ફરી પામવા તું આશા રાખીશ નહિં. હવે આ ધુમ્રવાન દાનવના મણિમય મહેલે પધારી તેની શોભામાં અને મારા સુખમાં વૃદ્ધિકર. તે વિદ્યાધર રાજ અમરનાથનો હવે કાંઇ તારાપર હક્ક નથી?"

ચિત્રલેખાઃ—"અરે ધુમ્રવાન ? તું આ શું બોલે છે? યક્ષ, ગાંધર્વ અને કિંન્નરાદિ દેવો પણ જેનું વર્ચસ્વ સ્વિકારે છે તેની સાથે વૈર સંબંધ કેવો હોય ? તે વૈરના પરિણામનો કાંઇક વિચારકર અને સત્વર નાથ અમરનાથ અને સઘળા કિંન્નરાદિ દેવોના વિયોગરૂપ દુઃખથી મુક્ત કર."

ધુમ્રવાનઃ—"દેવો અને દાનવોનો વૈર સંબંધ અનાદિ છે. વળી તું તે વિદ્યાધરરાજનો ભય મને, બતાવે છે તો હું કહું છું કે એવા સો અમરનાથ ભેગા થતાં પણ આ વિર ધુમ્રવાન પાછી પાની કરશે નહિં. સમરભુમિમાં દાનવો દેવો કરતાં વધુ પરાક્રમ બતાવતા આવ્યા છે અને બતાવશે તે તું જાણે છે."

ચિત્રલેખાઃ—"અરે હિનભાગ્ય ? હાથે કરી મોત કેમ માગી લે છે?

શું ? આ ક્ષણે તારા સપાટામાં સપડાયેલી સુંદરી પોતાના ધર્મને તજી દેશે ? "

ધુમ્રવાન—"વિદ્યાધરોની સ્ત્રીયોમાં ધર્મ જેવું જ શું છે જે ધર્મ ધર્મ કરી વ્યર્થ બકવાટ કરે છે ? તમારે તો મનગમતા પતિની સાથે મોજ માણવી એજ તમારો ધર્મ. એકથી ધરાતાં સત્વર બીજાને શોધી કાઢવો એજ તમારા કર્મ. સુંદરી, હવે એ બધું વિસરી જા અને આ અતિ બળવાન, મહાસમૃદ્ધિવાન, સ્વરૂપવાન દાનવની માગણીને અનુસરી જા, સુખી થા. "

ચિત્રલેખાઃ—અરે દુષ્ટ દાનવ ? હજી પૃથ્વીપરથી સત્યનો લોપ થયો નથી. કાપુરૂષ ? કોઈ કાળે પણ તારો વિચાર ફળીભુત થવાનો નથી. દુષ્ટ બુદ્ધિ ? શું મારી પ્રિય ભુમિ અને મારા નાથનું વિસ્મરણ કરી તારા જેવાને પાને પડી મારૂં જીવન કલંકિત કરીશ એમ તું માને છે ? "

ધુમ્રવાનઃ—" સુંદરી ? ક્રોધ ન કર, આ તારા લાવણ્યરૂપ ઉદ્યાનમાં કામાગ્નિથી તપિત આ ધુમ્રવાનને સુખથી વિશ્રાન્તિ લેવા દે. "

ચિત્રલેખાઃ—" બસ કર ? લંપટ ? તારી જીવ્હાપર કાંઇક અંકુશ રાખ. કપટી ? તારી મનોવાંચ્છના કદાપિ પુર્ણ થનાર નથી."

ધુમ્રવાનઃ—" તો નક્કી સમજ ? આ ધુમ્રવાન પ્રાણાન્તે પણ તને છોડનાર નથી, સંભાળજે ? તારા અમરનાથનું હવે શું થાય છે ? એ જ્યાં સુધી આ પૃથ્વીપર હયાત છે ત્યાં સુધી તું માનનાર નથી. મિત્ર યમવ્રંટ સત્વર આ હઠીલીને આપણા મણિમહેલમાં આવેલા ભોંયરામાં કેદ કર. "

ચિત્રલેખાઃ—"અહો નાથ ? અમરનાથ ? ? આ તમારી પ્રિયતમા રાક્ષસના સપાટામાં સપડાઇ દુઃખી થાય છે ? "

ચિત્રલેખા મુર્છાગત થાય છે અને બન્ને રાક્ષસ અનુચરો તેને ઉપાડી સત્વર ચાલ્યા જાય છે.

ધુમ્રવાન દાનવ પોતાના વિચારમાં દૃઢ છે. કોઇ પણ રીતે તે વિદ્યાધરસુંદરી ચિત્રલેખાને વશ કરવા તૈયાર છે. શામ, દામ, ભેદ અને છેવટે દંડથી પણ તેને પોતાની કરી લેવા પાછી પાની કરશે નહિં. સમજે તો ઠીક, નહિં તો બળાત્કાર પણ કરવા ચુકશે નહિં. " હું એક મહા બળવાન દાનવ, તેને એક સ્ત્રી હંફાવશે ? એ વિચારજ શરમ ભરેલો છે. પણ નહિં. હમેશાં સ્ત્રીઓ આવી રીતે હઠનો પ્રયોગ કરી પુરૂષના મનની દૃઢતાની કસોટી કરી જોયા પછી જ તાબે થાય છે. સ્ત્રી હમેશાં પોતાને શુર, વિદ્વાન, ધીર, લક્ષ્મીવાન, નિરોગી પતિની પત્નિ થવામાં જ આનંદ માને છે; તો શું મારા જેવો બળિષ્ટકાય, શુરવીર અને મહા ઐશ્વર્યવાનનું પતિને મુકી તે એક જગતના પામર જીવની સહચરી થવા પસંદ કરશે ? અને મારા જેવો આવી અપ્સરા સમાન સુંદરીને બદલે કોઇ કુરૂપનો સંગ કરશે ? નહિંજ, તેવું જોડું નહિં જ થાય. વળી આવી રીતે પોતાને મનગમતી સ્ત્રીનું હરણ કરવું એને પણ પાપ કેમ કહેવાય ? તે રીતી તો અનાદિ છે. કૃષ્ણ પણ રૂકિમણીનું હરણ કરી પરણ્યા હતા. અર્જુન પણ સુભદ્રાનું હરણ કરી લાવ્યો હતો. આવા આવા મહાપુરૂષોના દાખલાથી તો આ કાર્ય અઘટીત નજ કહેવાય; આ સત્રૈ પાપ પુન્યના વિચાર તે દેવને કે દાનવને ? આપણને કોઇ શું કરી શકવા સમર્થ છે ? સાક્ષાત દેવોની સાથે પણ કેટલીક વાર યુદ્ધ કરી હંફાવ્યા છે તો આતો કોણ? ફક્ત વિદ્યાધર એટલું જને ? અરે તેના શા ભાર છે કે અને આંગળી પણ ચિંધે ? અમરનાથ પણ આ સર્વ કાર્ય મારૂં જ જાણતાં સમજી

શાંત થશે; કારણ કે તે પણ પોતાની શકતીનો પુર્ણ વિચાર કરશે, અને નહિં કરે તો જીવથી જશે તેમાં મારે શું? હું કાંઇ હવે કોઇ પણ વિધિ યા કરારથી ચિત્રલેખાને છોડનાર નથી; પ્રાણાંન્તે પણ મારી મનોગત પ્રતિજ્ઞા તોડનાર નથી." આ પ્રમાણે રાક્ષસ પોતાના મનનું સમાધાન કરે છે.

પ્રિય વાંચક ! વાર્તાના પ્રવાહમાં આપણે અમરનાથને વસંતોધાનની શિલાપર દિલગીર ચહેરે વિચારમગ્ન સ્થિતીમાં મુકી આવ્યા છીએ તો ચાલ હવે તેની પણ સંભાળ લઇએ.

અમરનાથ પોતાના અનુચરોને સરોવરમાં ઉતારી પોતાની પ્રિયપત્નિના શોધની હરેક પ્રકારની કોશીશ કરતો હતો અને પોતાની પ્રિયપત્નિની રાહ જોતો બેઠો હતો. ઘણી વાર થઇ પણ તે પોતાની આશા ફળીભુત કરી શક્યો નહિં. પોતાનો પ્રિય બંધુ આ શોકમય સમાચાર સાંભળી પોતાની પાસે આવ્યો જાણી દિલગીર અને રડવા જેવા વદને પોતાનાજ આસન ઉપર જગ્યા આપી બોલ્યો, "ભાઇ ચિત્રલેખા આ સરોવરમાં પડી ગઇ. હવે મારૂં શું થશે?" પોતાનો પ્રિય બંધુ જે એક તરૂણ વયનો હતો તે આ સાંભળી ઘણો વિચારમાં પડી ગયો. સરોવરમાં જળ અગાધ હતું પણ તેનો પાર પામી શકાતો હતો. વળી તેને પોતાના અનુચરોની શક્તિનો પુર્ણ ખ્યાલ હતો. એટલે વધારે વાર સુધી તે ધીરજ રાખી શક્યો નહિં. તરત જ તે ત્યાંથી ઉઠયો અને પોતાના મહાલય ભણી ચાલ્યો. પોતાના અનુચરને અશ્વ તૈયાર કરવાની આજ્ઞા આપી અને વસ્ત્ર સજી તૈયાર થયો. આ તરૂણ પોતાના અતિ જલદ અશ્વ ઉપર સ્વાર થઇ પોતાના બંધુ અમરનાથ પાસે આવી ચિત્રલેખાની શોધમાં જવાનો પોતાનો વિચાર જણાવ્યો. અમરનાથ

શોકાતુર ચહેરે સંમતિ જણાવી બોલ્યો "ભાઈ પત્નિના વિરહનું દુ:ખ હું વધારે વાર સહન કરી શકીશ નહિં. અહો એ દિવ્ય સુંદરી અત્રે ક્યાં અને કેવી અવસ્થામાં હશે?" તરૂણ સત્વર જવાની તૈયારી કરી બોલવા લાગ્યો, "બંધુ હું શોધમાં જાઉં છું. હવે આપ ધિરજ ધરો, હૃદયને હાથમાં રાખી ઇશ્વરની પ્રાર્થના કરો તે સર્વ સારૂં કરશે. હું ત્વરાથી દેવી ચિત્રલેખાને લઈ આવું છું."

તરૂણ ચાલ્યો. સવારે પોતાના પગની એડ મારી; અશ્વ પણ સમજ્યો કે પોતાનો માલિક હાલ ભારે ગભરાટમાં છે. જોત જોતાંમાં તે તરૂણ અશ્વસાથે અદૃશ્ય થઇ ગયો. "અહોહો પ્રિય પત્નિનો વિયોગ અને તેથી થતા દુ:ખના ભારને હું શી રીતે સહન કરૂં? અનુચર તે અનુચર. તેમને તો પોતાથી બની શકે ત્યાં સુધી જ મારી આજ્ઞા પાળવાની; બાકી "આપ સમાન બળ નહિંને મેઘ સમાન જળ નહિ" એ કિંવદંતિ આ સમયે સત્ય છે. જરૂર મારો કોઇ ગુપ્ત શત્રુ પ્રિય ચિત્રલેખાનું સરોવરમાંથી હરણ કરી ગયો હશે નહિં તો આટલીવાર સુધીમાં પત્તો ન લાગે એ સર્વથા અશક્ય જેવું છે. પ્રિય ચિત્રલેખાનું હરણ માત્રજ મને ઉન્માદાવસ્થા પ્રાપ્ત કરે છે. આ ઉદ્યાન અને તેમાં ખીલી રહેલાં અનેક જાતના પુષ્પો અને સૃષ્ટિ સૌન્દર્ય એ સર્વ હાલ દુ:ખ શમન કરનાર નથી પણ ઉલટું તપ્ત કરેછે. આ ઉદ્યાનમાં પ્રિય ચિત્રલેખા સહિત અનેક પ્રકારના વિલાસ કર્યા છે એ સર્વ યાદ આવતાં જ મને ગાંડો બનાવી મુકે છે. પહેલાં જે આનંદસ્થાન હતું? આ સુંગધિત પુષ્પના છોડવાઓ મને અને મારી પ્રિયાને અત્યંત પ્રિય હતા; અહો એવા આ ઉદ્યાનમાંના સર્વ ભોગવિલાસ મને પ્રાણપ્રિય હતા, તેનાં તેજ આ પુષ્પો અને આ સૃષ્ટિ લિલા હાલ જોતાં જ તેનાથી વધારે બીજું ભયંકર શું હોઇ શકે? પુષ્પોના સુવાસથી સુગં-

ધિમાન થઇ રહેલા આ ઉદ્યાનમાં ફક્ત મારી સાથે રહેવા માત્રથી જ રાજી થતી એવો તેનો અને મારો સ્નેહ હતો. કોઇપણ જાતના બાહ્યો-પચાર વિના દષ્ટે દષ્ટ મળ્યાથીજ પ્રેમ બંધનથી બંધાયેલાં અમો સુખી હતાં; જે જેના મનમાં વસે છે તે તેના મનમાં કાંઈ હજારો પ્રેમ વિનોદ અને વિલાસના વિચારથી વિંટાયેલું, કોને કહી શકાય તેમ છે? એ કાંઈ કહેવા માત્રથી જ નહિં પણ અનુભવથી જ સમજી શકાય તેમ છે." હૃદયમાળ આ રીતે ચાલ્યાં કરે છે ત્યાં પોતાનો અનુચર ગંભીરવદને પાસે ઉભેલો માલુમ પડે છે.

અમરનાથ—" પ્રિય ચિત્રલેખાના કાંઇ સમાચાર?"

અનુચરઃ—"હાય? હાય? મારા અભાગિયાને માથેતો આવાં જ કામ ભાંગેલા છે. મહારાજનો જય થાઓ. દેવ? સરોવરમાં પૂર્ણ પણે મથન કરી જોતાં પણ પત્તો લાગતો નથી."

અમરનાથઃ—"હા? ગઇ જ? પ્રિયા હાથથી ગઇ. અરે હૃદય? આથી બીજુ શું અશુભ તારે સાંભળવાનું બાકી રહ્યું છે?"

અમરનાથ ઉન્મત્ત બની જાય છે; તેની આ સ્થિતિ અવલોકી અનુચર તેની પાછળ જાય છે.



# પ્રકરણ ૪ થું.

## મુસાફર.

આજે ઘોર તિમીરશો જીવીતનો બહોળો પડયો પન્થ છે;
નિર્માયો સહુ કાજ એ ક્યમ પછી પાછો ફરી તું શકે ?
લેવાનો શિર ભાર તે લઈ અને આકાશમાં ઉડવું;
જાવું જ્યાં લઇ જાય વાયુ તુજને વિશ્રાન્તિ લેતાં જવું.

કલાપિ.

સુર્યદેવ પોતાની જ્વાળામય રશ્મિયોથી પુર્ણ માથા ઉપર પ્રકાશી રહ્યા હતા. મધ્યાન્હનો સમય ઘણો જ તાપ કારી હોવાથી સર્વ પશુ પક્ષી પોતાના માળામાં હાંફતાં હાંફતાં વિશ્રાન્તી લેતાં હતાં. નદિયો અને નાળાંનાં જળમાં ઉષ્ણુતા અધિક વ્યાપી હોવાથી તૃષાતુર, જળને દેખતાં છતાં પણ પોતાની તૃષા છીપાવી શકતો નહોતો. આવા મધ્યાન્હ સમયે પર્વતરાજીમાં એક તરૂણ સ્વાર પોતાના અશ્વને પુર્ણ વેગથી દોડાવતો ચાલ્યો જતો હતો. અશ્વ અને તેના ઉપર બેઠેલો સ્વાર પ્રસ્વેદથી ભીંજાયેલા માલુમ પડતા હતા, મોઢે ફીણના ગોટા થતા છતાં પણ પોતાના માલિકની મરજી સાચવવા, તે પ્રાણી પુર વેગમાં આસપાસની કાંઇ પણ ચિંતા કર્યા સિવાય ચાલ્યું જતું હતું. ઉપર બેઠેલો સ્વાર ભવ્ય દેખાવનો અને મુખ ઉપર કાંઇક રોષભર્યો દેખાવવાળો માલુમ પડતો હતો. આ સ્વારનો ચહેરો ગૌર, વિશાળ નેત્રો અને ભાલપ્રદેશ દીર્ઘ હોઈ કંદર્પ સમાન દીસતો હતો. શિરપર વાંકડીયા વાળના જુલ્ફાં પવનમાં ફરફર ઉડી રહ્યાં હતાં. કંઠ પ્રદેશ અતિ કોમળ હોઇ જેના-દને માંહી રહેલી નસોનું પુર્ણ ભાન થતું હતું. વિશાળ છાતી પણ

સહજ બહાર ઉપસી આવેલી માલુમ પડતી હતી. સ્કંધ આગળથી બાહુ ભાગ અતિ દ્દઢ માલુમ પડતો હતો અને તેના પગ કાંઇક લાંબા હોઇ તેના પ્રચંડપણાની ગૌરવતામાં વધારો કરતું હતું. સ્વારના શિરપર રેશમી જરીયાનની કિનારી વાળો ફેંટો આવી રહ્યો હતો જે તેની ગૌરવતામાં અધિક વધારો કરતો હતો. શરીરપર આછો જાંબલી રંગનો અને સહજ સોનેરી વેલ બુટ્ટાથી ભરેલો કબજો પહેર્યો હતો અને એક પીળારંગની રેશમી સુરવાળ પહેરી લીધી હતી. કમર પરના પટામાં જરા વધારે લાંબી તરવાર લટકી રહી હતી અને પોતાના જમણાં હાથમાં એક લાંબો ભાલો પકડી રાખ્યો હતો. સર્વાંગે સ્વાર સુંદર અને હથીયારથી સજ્જ હોઇ તેની વિરતાનો પરિચય કરાવતા હતાં. તૃષા અતિ ઘણી લાગેલી હોવાથી એક જગ્યાએ પોતાના અશ્વને ઉભો રાખી તેના પરથી ઉતર્યો અને આસપાસ નજર કરી જોતાં એક નાના વેહેળા નજીક અશ્વને દોરી ગયો અને તેમાંનું જળ પી શાંત ચિત્તે એક વૃક્ષની છાયામાં જઇ બેઠો. તે અશ્વને પણ કાંઇક વિશ્રાન્તિ લેવાની ઇચ્છા હોવાથી પાસે જ ઉગેલું સુકું ઘાસ ચરવા લાગ્યો.

પ્રિય બંધુ ? તમારાંથી હું કેટલે દુર નિકળી ગયોછું તેની કલ્પના પણ હું કરી શકતો નથી. આજ છ દિવસ થયા હું આ પર્વતરાજીમાં ચિત્રલેખાની શોધના અર્થે પ્રવાસ કર્યા કરૂં છું. છતાં પણ હજી પત્તો લાગ્યો નથી. આમને આમ હું ક્યાં સુધી ચાલ્યા કરીશ તેનું કાંઇ નક્કી નથી, વળી હાલતો ફક્ત કંદમુળ ઉપરજ આધાર રાખવો પડે છે. ચિત્રલેખા તમે કયાં છો ? બંધુ અમરનાથ તમારા વિના ટળવળતા હશે ! ઓ વિભુ હવે તું કાંઇ સહાય કર. જો તે કોઇ વ્યક્તીના કબજામાં હોય તો તું મને સત્વર ત્યાં લઇ જા, હું તેને ગમે તે પ્રકારે છોડાવીશ. અહા પણ પેલ કોણ આવે છે ? જરૂર તે આ પર્વતનો

કોઈ ભોમિયો લાગે છે. ચાલ હું તેને પુછી જોઉં. આ પ્રમાણે આ-પણો તરૂણ સ્વાર અમરનાથનો બંધુ મનોગત વિચાર કરે છે ત્યાં કોઈક એક મનુષ્ય આવી ઉભો રહે છે.

તરૂણઃ—"ભાઈ આ પર્વતરાજીમાં કોઈ સ્ત્રી તમોએ દેખી છે?"

મનુષ્યઃ—"એવી સ્ત્રીયો તો અહિં ઘણી છે. કાંઇ વધારે ખુલાસા પુર્વક બોલો તો યથાશક્તિ મારી જાણ મુજબ હું કાંઇ ઉત્તર આપી શકું."

તરૂણઃ—"સ્ત્રી અતિ સ્વરૂપવાન અને ઉમ્મરઆશરે સત્તર વરસની અને કાંઇ હૃષ્ટપુષ્ટ શરીરવાળી છે."

મનુષ્યઃ—"તેતો કાંઈ હું જાણતો નથી પણ આસરે અડધા ગાઉ ઉપર એક પહાડમાં ગુફા જેવું છે ત્યાં હમણા જ મેં એક ભીનાવસ્ત્ર-વાળી અને ગૌર તેજસ્વી કાન્તિમાન અપ્સરા તુલ્ય સુંદરી ઉભેલી જોઇ હતી."

તરૂણઃ—"હા. હા! એજ, એજ! અહિંથી કઈ દીશામાં છે તે કૃપા કરી મને ત્વરાથી બતાવો. હું તેને જ આજ છ દિવસથી શોધુ છું."

મનુષ્યઃ—"તો જાઓ આ દિશામાં પર્વતની પેલી બાજુએ તે ગુફા આવેલી છે."

તરૂણઃ—"મહદ્ ઉપકાર!"

એમ કહીને તરૂણ સ્વાર પોતાના અશ્વને સજ્જ કરી તેનાપર સ્વાર થઇ જોતજોતામાં પર્વતમાં અદ્રસ્ય થઈ ગયો. અહિં પેલો મનુષ્ય અટ્ટહાસ કરી મોટેથી બોલવા લાગ્યો કે કેવો મુર્ખ છે! હજી આ પુત્રવાનને તે ઓળખતો નથી.

વાંચનાર! પોતાના અનુચરોને ચિત્રલેખાને કેદ કરવાની આજ્ઞા

આપી સરોવરના પેલા નિર્જન કિનારાપર વિચાર મગ્ન ઉભેલો તે ધુમ્રવાન દાનવને તેં જોયો છે. અનેક વખતે હે આ પર્વતરાજીમાં આવી પાછળ કોઈ શોધને અર્થે આવે છે કે કેમ ! તેની તપાસ રાખતો હતો. તે પ્રમાણે આજ તે આવી પહોંચ્યો હતો અને ત્યાર પછી શું બન્યું તે તને વિદિત છે. રાક્ષસ હવે વધારે સાવચેત રહેવાના નિશ્ચય ઉપર આવી ત્યાંથી એકાએક અદૃસ્ય થઈ ગયો.

આપણો તરૂણ સ્વાર અનેક શિખરોને ઓળંગી અનેક કષ્ટો સહન કરતો કરતો ઉપર કથિત ગુફાના દ્વાર આગળ આવી પહોંચ્યો.

વાંચક! " જેને રામ રાખે તેને કોણ મારે " એ કહેવતથી તું પરિચીત તો હોઇશજ. ગમે તે થાઓ પણ ચિત્રલેખાની શોધ કરી તેને ફરીથી પાછી મેળવવી એવા નિશ્ચયવાળો આપણો તરૂણ સ્વાર પોતાના વિચારમાં દૃઢ હતો. વળી આ કાર્ય શુભ હોઇ તેને ઈશ્વરી આશીર્વાદ મળે તેમ હતું. મનુષ્ય જો દૃઢતાથી સત્યનુંજ ચિન્તવન કર્યા કરે તો ઇશ્વર તેને જય આપ્યા વિના રહેતો નથી. આ કથન જો તને અસત્ય ભાસતું હોય તો હવે એક ચિત્તે આપણા તરૂણ સ્વારનું શું થાય છે તે જોજે. હમેશાં દુઃખ આવે છે તે સુખનેજ અર્થે, એમ માનજે.

તરૂણ પોતાના અશ્વ સહિત જેવો ગુફાના દ્વાર આગળ આવી પહોંચ્યો તેવોજ ત્વરાથી ઉતરી અશ્વને પાસેના વૃક્ષના થડે બાંધી દીધો; બાદ જેવો ગુફામાં પ્રવેશ કરવા જાય છે તેવોજ તેના કર્ણઉપર કાંઇક રૂદન ધ્વનિ સંભળાયો. આશ્ચર્યથી વધારે ધ્યાનથી સાંભળતાંજ તે ધ્વનિ વધારે અને વધારે કરૂણામય થતો જતો હતો. આ કરૂણ સ્વર ગુફાના અત્યંત ઉંડાણમાંથી આવતો હતો એવું સ્પષ્ટ આપણા તરૂણસ્વારને માલુમ પડયું હતું. હવે તેના વિચાર પલટાયા. તે મનોગત

બોલ્યો કે "નક્કી કોઇના પર અત્યંત જુલમનો પ્રકાર ચાલી રહ્યો છે. અરે ધિક્કાર છે મને કે મારી હયાતીમાંજ અને મારા સાંભળતાં છતાં હું હજી વિચારમાં જ ઉભોચું. હૃદય હવે શું વિચારે છે? શેનો ભય ધારે છે? કોણ એવો શક્તિવાંન છે કે અત્રે તારી સ્પર્ધામાં ઉતરે! ચાલ. સત્વર જઈ પહોંચી જે હોય તેને દુઃખ મુક્ત કરી તેનો આશીર્વાદ ભાગી થાઉં?"

આ પ્રમાણે તે બોલી જેવો ગુફામાં પ્રવેશ કરવા પોતાનો પગ ઉપાડે છે, કે તે જાણે તેને ચોંટી ગયેલો જ અનુભવે છે. એકાએક બળ કરી જેવો તે ગુફામાં પ્રવેશવા કુદી પડતાં જ ગુહાનું દ્વાર અદૃશ્ય રીતે બંધ થાય છે. આમ શાથી થયું તેનો વિચાર પણ પુરો તે કરી શક્તો નથી. એટલામાં એક ગેબી અવાજ તેના કર્ણુપર આવે છે. આ અવાજમાં તેણે શું સાંભળ્યું?

માં કર પ્રયત્ન પ્રવેશવા, હે વિર, ધીર, શુર, બાળ;
ચમત્કારે પરિપુર્ણ છે, સત્વર આણે કાળ.

આપણો તરૂણ સ્વાર આ સાંભળી આભો બની ગભરાટથી આમતેમ જોવા લાગ્યો; પણ કાંઇ તેની નજરે આવ્યું નહિં, અહોહો? આ શું? આ વાણિ શી? તે મને પ્રવેશ કરવા અટકાવે છે તેનું કાંઈ કારણ સમજવામાં આવી શક્તું નથી. અરે આટલામાં કોઇજ નજરે આવતું નથી. કોણ હોય? આ નિર્જન પહાડી પ્રદેશમાં અત્રે કોનો સંભવ હોય? આ ગ્રિષ્મરતુના પ્રખર તાપમાં મધ્યાન્હ સમયે કોણ આવે? આવી રીતે મને અટકાવવાનું પ્રયોજન શું? નક્કી આ કોઇ કપટપુર્ણ વ્યક્તિનું અસત્ય ભાષણ છે. જે મને પોતાના કોઇક સ્વાર્થ સાધન અર્થે આવી રીતે અંતરીક્ષથી બોલી અટકાવે છે કે જેથી હું શંશયવાંન બની મારા પ્રયત્નથી પાછો હઠી જાઉં. પણ ના. હું તેવો

મુર્ખ નથી. અવશ્ય આ ગુહાનું દ્વાર ઉઘાડવા તનતોડ પ્રયત્ન તો હું કરીશજ. પછી વિજય ઇશ્વરના હાથ છે. મનુષ્યે પ્રયત્ન તો કરવોજ જોઇએ. એમ વિચાર કરી જેવો તે દ્વારને ખસેડવા જાય છે કે અંતરીક્ષથી તેના સ્કંધપર કોઇના હસ્તનો સ્પર્શ થાય છે. ચમકી પાછું જોતાં કાંઈ નજરે આવતું નથી પણ કાંઇક સ્પષ્ટ શબ્દોચ્ચાર તો સાંભળે છે. "પુત્ર ! અત્રે પ્રવેશ કરવાનો સમય નથી. જ્યાં સુધી તને આજ્ઞા ન મળે ત્યાં સુધી અહિંજ વિરામ." સત્વર અવાજ થતો બંધ થયો અને તેની સાથે જ સ્કંધકરનો હસ્ત પણ દુર થયો. તરૂણ મહાવિચારમાં પડી ગયો. "કોણ હશે ? શત્રુ યા મિત્ર ? શી ખબર ? વળી આ આખા શરીરે આટલો બધો થાક શો ? આટલું બધું સર્વ ગાત્રોનું ગળવું શું ? અરે આટલું આલસ્ય પણ ક્યાંથી ? અને વળી આ ઉપરા ઉપર બગાસાં પણ શા ? અરે કાંઈજ સમજી શકાતું નથી ? હવે મારે શું કરવું ? પાછો જાઉં ? ના ના. તે વિચાર જ કેમ ઉદ્દભવે ? બાયલાપણું બતાવી ચિત્રલેખાને લીધા વિનાજ ઘર તરફ પાછા જવું તેના કરતાં તો તેમની શોધમાંજ મરણ વધારે સારૂં. અરે આ આલસ્યે તો મને જડ-બેભાન બનાવવા માંડયો ? શું કરૂં ? ક્યાં જઉં ? આ સ્થિતિ કોને વર્ણવું ? કોની મદદ યાચું ? કાંઇ જ સમજાતું નથી. ઓ ઇશ્વર ? હવે તું કરે તે ખરૂં. હું અને મારૂં કાર્ય બન્ને તારીજ કૃપાયે અવલમ્બી રહ્યાં છે."

પ્રિય વાંચક ? તરૂણના સ્કંધપર કોનો હસ્ત પડયો હતો અને તેમ કરી અટકાવાનું શું પ્રયોજન હતું તે તો પરમાત્મા જાણે; પણ આપણે તો "જે થાય તે સારા સારૂં જ" એમજ માનવાનું છે, શુભ કાર્યમાં વિલંબ એ પણ સુખી થવાનું કુદરતી અગમચેતીનું ચિન્હ છે. પછી તો થાય તે ખરૂં. ગમે તેમ હો, આ જગતમાંના સર્વ પ્રાણી

અને ભુત માત્રની જે સ્થિતિ ઇશ્વર નિર્મિત છે તેમાં યદ્કિંચિત પણ ફેરફાર કરવા કોઇ શક્તિમાન નથીજ.

પ્રિય વાંચક ? આપણો તરૂણ હવે યોગનિંદ્રામાં પડયો છે. અંદરની દુનિયા એટલે સુક્ષ્મ જગતમાં હવે શું થાય છે તેનું હવે આ સ્થિતિથી તો અવલોકવા આપણે સમર્થ નથી. તો હવે તું પણ સુક્ષ્મ દષ્ટિથી આપણો તરૂણ કયાં કયાં ભટકે છે અને શું શું અનુભવે છે તે તે સ્થિર દૃષ્ટિયે અવલોકજે. કોઇ પણ જાતના શંશય વિના હવે ચાલ્યો આવ, આપણે તેના હૃદયમાં પ્રવેશ કરીયે. અરે! જરા ધીરજ ધર. આપણો તરૂણ લાંબા પ્રવાસથી ઘણોજ થાકી ગયો છે; તો તેને જરા વિશ્રાન્તિ લેવા દેવી એ યોગ્ય છે. વળી તું પણ વસંતોદ્યાનમાં અમરનાથને ઉનમત્ત દશામાં મુકી તરૂણની પાછળ ચાલ્યો આવ્યો છું, તો અમરનાથ અને તેની પાછળ ચાલ્યા આવતા તેના અનુચર તરફ નજર કર.

---

# પ્રકરણ ૫ મું.

## અમરનાથ કે મૃત્યુ સાક્ષાત?

જતો જાણે આત્મા, સુતનુ! મન જાણે જતું ફુટી,
બળે અંગો જાણે, જતું સમીપ અંધારૂં પસરી;
ત્વરા આ વેળાયે કરવી, નહિં હાંસી પ્રિયતમા!
મળી ચક્ષુ ટાઢાં કર, તું નહિં થા નિર્દય જરા.

મ. ન. દ્વિવેદી.

પ્રિયા ચિત્રલેખાની શોધમાં પ્રવર્તેલો ઉનમત્ત દશાને પ્રાપ્ત થયેલો અમરનાથ અનેક પર્વતમાળાઓને ઓળંગતો ઓળંગતો ક્યાં જાય છે તેના ભાન અને નિર્ણય વગરનો અત્રે એક એવી જગાએ આવી પહોંચ્યો છે કે જ્યાં કોઈ ડાહ્યો મનુષ્ય ભાગ્યે જ આવી શકે. સો-એક વાર સમચોરસ મેદાનમાં એક નાની સરિતા ઘણી જ ત્વરિત ગતિથી વહન કરી રહી છે. આ સરિતાનું પાણી ચાર દિશાઓમાંની ઉત્તર દિશાએથી કે જ્યાં પર્વત સહજજ નિચો છે ત્યાંથી એક ખીણવાળા માર્ગેથી ઉંચેથી પડે છે. આમ ઉંચાણના ભાગમાંથી જળના પડવાથી તેનો અવાજ ઘણોજ ગાજી રહ્યો છે. આસપાસ નજર કરતાં પહાડ શિવાય કાંઈજ નજરે આવતું નથી. ફક્ત સરિતાના માર્ગ સહજજ નિચાણવાળો છે. આ સિવાય અન્ય દિશાઓના પર્વતો એટલા સિદ્ધા અને ઉંચા છે કે જ્યાં મનુષ્યથી યા કોઇ પણ પ્રાણીથી ચઢી શકાય તેમ નથી. સો ચોરસવાર જેટલું નાનું મેદાન, આસપાસ ઉંચા પહાડો અને ઉંચેથી પડતા સરિતાના ધોધની ભયંકર ગર્જના, વળી અંધીયાર જાળીથી

પ્રતિઘોષ વડે કાંઇક વધુ ભયંકર ગર્જના; આ સર્વ પરિસ્થિતિથી ગમે તેવા હિંમતવાન મનુષ્યની હિંમત પણ પલાયન કરી જાય તેમ છે. આવી ભયંકર જગાઓ તો મહાન યોગિન્દ્રો અને સિંહ, વાઘ, વરૂ ઇત્યાદિ હિંસક પ્રાણિયોના નિવાસ માટે જ હોઇ શકે, અપવાદરૂપે ઉન્માદાસ્થાને પ્રાપ્ત થયેલાને માટે હોય તો તે સર્વથા અસંભવિતતો નથીજ. અમરનાથ અને તેની પાછળ પાછળ છાનો માનો ચાલ્યો આવતો અનુચર આ સ્થળે આવી પહોંચ્યા. પોતાના માલિક પ્રત્યે નિમકહલાલી યા કૃતજ્ઞતા દર્શાવવા અનુચર આવ્યો તો ખરો પણ હવે પોતે કેવી જગાએ આવ્યો છે તેનું તેને યથાર્થ ભાન થયું પણ હવે તે શું કરી શકે ? તેની સર્વ હિંમત આ ભયાનક સ્થળ જોતાં જ ચાલી ગઇ હતી. છતાં પોતાના માલિકના શૌર્યથી તે પુર્ણ પરિચિત હતો; એટલે સહજ તેનો ભય કાંઇક ઓછો હતો. અમરનાથના હૃદયમાં આ સમયે પોતાની પ્રિયાના સંબંધમાં ઘણાજ ત્વરિત ગતિમાન વિચાર ચાલી રહ્યા હતા. પર્વતરાજીમાં આ સમયે વાદળાં ઘેરાયેલાં હોવાથી કાંઇક વૃષ્ટિ પણ થતી હતી. આથી અમરનાથ સત્વરે ગરજી ઉઠયો. " અરે ઓ દુષ્ટ રાક્ષસ ? જરા થોભીજા. પ્રિયા ચિત્રલેખાને લઇ તું કયાં નાસે છે ? ગિરિ શૃંગ ઉપર ચઢી ધનુષ ખેંચી મારા પર બાણનો વરસાદ વરસાવે છે ? પણ ઉભો રહે ? હરામખોર ? હમણાં જ તારી હું ખબર લઉછું. " અનુચર આ સાંભળી સહજજ દુઃખી થઇ બોલ્યો " પ્રભુ ! આતો વાદળમાંથી વૃષ્ટિ થાય છે. અત્રે મેઘ છાયો છે; કાંઈ નિશાચર પાપ નથી. વળી આતો અનેક રંગોથી વિભુષિત મેઘ ધનુષ છે; કાંઇ શત્રુનું ધનુષ નથી. વળી આ જળની ધારા વરસે છે, બાણોની તો આપને ભ્રાન્તિજ થયેલી છે; અને આ સુવર્ણની રેખાસમાન ચમકતી વિજળી છે; ચિત્રલેખા નથી." અમરનાથ

વિચારમાં પડી ગયો અને બોલ્યો કે તો પ્રિય ચિત્રલેખા ક્યાં હશે? જો આટલામાંજ કાંઇક રોષ ઉત્પન્ન થાય એવા કારણથી અદૃશ્ય રહેતી હોય તો તે રોષ આટલીવાર સુધી ટકે જ નહિ; અને વળી સ્વર્ગમાં ગઇ હોય એતો અસંભવિત છે; ન માની શકાય તેવું છે; કારણ કે મારામાંજ તેનું ચિત્ત હમેશાં રમ્યા કરે છે. વળી હું પ્રત્યક્ષ અહિં ઉભો છું તો કોઇ દાનવ પણ તેને હરી શકે નહિં. ગમે તેમ હો પણ ચિત્રલેખા ગુમતો થઇ છેજ; એજ મારૂં કમ ભાગ્ય છે." ( સહજ્જ ઉંચે જોઇ નિસાસો નાંખે છે. )

"અફસોસ નસીબ તું બે ડગલાં આગળનું આગળ. અહોહો! આ ગ્રીષ્મ રૂતુ ઉતરી ભોગવિલાસની વૃષારૂતુ આવી પહોંચી; પણ અરેરે એવો અણુચિન્તવ્યો વિયોગ થયો છે કે સહન કરવો પણ અતિ કઠિન છે. વળી આ દુઃખનું વાદળ હું શા અર્થે ખમી રહું? એ વૃષા રૂતુનેજ દેશનિકાલ કરી હોય તો કેમ? પણ ના, એ વૃષાતો મારો વિભવ છે. વિજળીયો થવાથી ગગન ગરજે છે; અને આ નિચુલ વૃક્ષો હાલવાથી આખરો ઢળતાં હોય એમ દેખાય છે. આ મોર પણ મધુર મધુર ટહુકે છે અને આ નવિન વાદળાંઓ નમી નમીને ધારા મય વૃષ્ટિ વરસાવે છે. પણ આ સર્વે વૈભવ કોના વાસ્તે? પ્રિયા ચિત્રલેખા વિના સઘળું લુખ્ખુ લાગે છે." (બે ડગલાં આગળ ભરતાં જ કાંઇક જોવાથી ઉશકેરાય છે.) "આ જળથી ભીના કદળીના દોદા રોષથી નિગળતાં આંસુએ રક્ત થયેલાં પ્રિયાના નયનોની સ્મૃતિ કરાવે છે. પણ હવે શારીતે જાણી શકું કે પ્રિયા આ માર્ગે જ ગઇ હશે? ( વળી કંઇક વિચાર આવતાં ) અરે હા ? હા ? વરસાદથી કાદવ વાળી થયેલી આ ભુમિમાં પગે લગાડેલા અળતાથી સહજ્જ રાતાં અને પ્રિયાના ભારી નિતંબથી કાંઇક પાછળ ઢળતાં પડેલાં પગલાંથી સત્વર

જણાઇ આવે તેમ છે. ( ધારીને જોતાં. ) અરે રે ! આતો લાલ ચોળ ગોકુળ ગાય વાળી લીલોતરીથી છવાયેલી જમીન છે. અરે રે પ્રભુ ? આ નિર્જન પ્રદેશમાં પ્રિયાનો પત્તો કેમ લાગશે.?"

થોડેક આગળ જતાં એક મિયુરને જોયો. "અહોહો ! પેલી પત્થરની શિલા પાસે મોર ઉભો છે. એ શિલા પાસે ઉગેલા પુષ્પનો સુવાસ આ વરસાદના છાંટા પડવાથી ચોમેર પ્રસરે છે. એ મોર અહિં કેવો એ પ્રફુલ્લ ચક્ષુએ ગળું ફુલાવી ઉંચી ડોક કરી મધુરો મધુરો ટહુકી રહયો છે ! લાવ એને પુછી પ્રિયાની ભાળ મેળવું ? હે ચળકતા આસમાની રંગની ગરદનવાળા મોર? હે નૃત્ય જ કરવામાં શુરા ! તારા જેવાજ સુમધુર કંઠવાળી મારી પ્રિયાને તેં જોઈ છે ? ( કાંઇ પણ ઉત્તર ન મળવાથી ). વાહ ! આનો ઉત્તર દેવાનું મુકી નૃત્ય કરવા મંડયો. અરે શાથીએ આટલો બધો હર્ષિત થતો હશે ? (વિચાર કરી) બરાબર પોતાની મધુરી કળાની સ્પર્ધા કરનાર મારી પ્રિયા ગુમ થવાથી આ મયુરિયું મકલાય છે; પણ જો એ રતિકેલીમાં પ્રવીણ એવી મારી પ્રિયા હોત તો શું કરત ? બસ, એ વિઘ્નસંતોષીનું મોં ન જોવું. ( વળી થોડેક આગળ જતાં અહો ? આતો કોયલ. ચોમાસું બેસતાં જ કેવીએ મદભરી આસ વૃક્ષના ડાળે કુહુકુહુ કરે છે. પંખીયોમાં એ ઘણી જ ચતુર છે માટે લાવ તેને પુછી જોઉં. તે ખરે જ પ્રિયાનો સમાગમ કરાવશે. અહો કોયલ ! પ્રણયિ જનોની તું સમાગમ સાધન રૂપ છે; તું માન મુકાવનાર અમોઘ અસ્ત્ર જેવી છે; તો તું જ્યાં મારી પ્રિયા હોય ત્યાં સત્વર મને લઇ જા; યાતો તું એ મારી ખોવાયેલી પ્રિયાને અહિં બોલાવી આવ. અરે ? આતો મારૂં કાંઈ પણ ન સાંભળતાં પોતાના કામે વળગી. હા ? એતો એમજ હોય. બીજાનું અતિ નાનું દુઃખ ટાઢું જ માલુમ પડે; એ સિદ્ધાંતને અન્વયે હું વિરહીની વિનંતી

ધ્યાનમાં લીધો નહિં. જેવી રીતે કોઈ મદાંધ, પ્રયાના અધરરસનું પાન કરે તેમ આ આંબાના મોરનો રસ પીવા લાગી. ભલે, તેમ તો તેમ; પણ એનો સ્વર પ્રિયા ચિત્રલેખા સમાન મધુર છે તો હું તેના પર ક્રોધ કરતો નથી. (વળી કંઈક આગળ વધી કાન માંડે છે,) અરે? મારી જમણી બાજુએ ઝાંઝરનો ઝમકાર સંભળાય છે! પ્રિયાના આગમનની વધામણી જ એ હશે માટે ચાલ જીવ? ત્યાં ત્વરાએ જઈ પહોંચું. (આમતેમ નજર કરતાં) અરેરે! આતો ઘનઘોર વાદળાંથી છવાયેલા આકાશને જોઇ માનસરોવરે જવા અધીરા થયેલા રાજહંસોનો શબ્દ છે; ઝાંઝરનો નથી, પણ તેઓ જળાશયમાંથી ઉડી જાય ત્યાર પહેલાં લાવ તેમને પુછું? (પાસે જઈ એક હંસ પ્રત્યે) અહો? પક્ષીઓના રાજા? હે? રાજહંસ? જરા થોડી પળ ઉભો રહે; પછી તું તારા પંથમાં પરવરજે. તારા મુખમાંનો કમળનો તંતુ તું નિચે મુક; એ પછીથી લઇ લેજે. આ અંગમાં પ્રગટેલી ઝાળને પ્રિયાના ખબર દેઈ બુઝાવ; જેનું હૃદય જેના વિયોગથી આર્ત છે તેને જોવાની ગરજ તારા સ્વાર્થ કરતાં અધિક છે. (એ બોલતો નથી, છતાં ઉંચી ડોક હલાવે છે. તેથી શું એમ કહેવા માગે છે! કે માનસરોવર જવાના રઘવાટમાં મેં જોઇ નથી? ઠીક જ તો. પણ અલ્યા! આ સરોવરના તટ પ્રદેશમાં મારી દિવ્ય દયિતા અટવાતી ન જોઈ તો પણ આ મદથી ભરેલી મારી પ્રિયાની મલપતી ચાલ તું ક્યાંથી ચોરી લાવ્યો છે! માટે એ ગુનેહગાર! મારી પ્રિયા મને સોંપી દે. તેની આ ચાલ તેં ચોરી છે તો મેં ચોરને મુદ્દા સહિત પકડ્યો છે. (તેને નાસતો જોઇ મોટેથી હસતો) હા હહા! દાંડને દંડ દેનાર રાજાને જાણી આ ચોરટો તો ભાગ્યો! અરેરે મારૂં નસીબજ એવું ત્યાં શું થઈ શકે? (કેટલાંક ડગલાં આગળ જતાં) હાં! પેલો નીલ વૃક્ષ તળે હાથણી સાથે હાથી

ઉભો છે; એ મારી પ્રિયાનો મેળાપ કરાવે ખરો, એની સુંડ ઝાડના ડાળે ભરાવે છે. ( વિચાર કરી ) હાં સમજ્યો ! હાલ ઉતાવળનું પ્રયોજન નથી. શલ્લકી વૃક્ષની કુંપળો કે જેમાંથી મધ સમાન રસ ઝરેછે, તે હાથણીને આપતાં સત્કાર પુર્વક આરોગે છે. [ ખાઇ રહ્યા પછી] અહો માતંગ ! જેના કેશની વેણી જુઇના ફુલથી ગુંથેલી છે, અને જેના ચરણ તારી સુંડના સમાન છે તે બીચારી પ્રિયાને તેં દીઠી છે! મારા અને તારા મળતાપણાથી હું તારા ઉપર ઘણો પ્રસન્ન થાઉંછું. તું હાથીયોનો રાજાછું; હું વિદ્યાધરોનો રાજાછું. તું સારી રીતે તારી ગરજ વાળાઓને સંતોષે છે; હું પણ દાન દઈ યથાશક્તિ સંતોષું છું. તું તારી હાથણીમાં અને હું પ્રિયા ચિત્રલેખામાં લુબ્ધ છું.

આ રીતે હું અને તું બન્ને સમાન છીયે છતાં હું અત્રે મારી પ્રિયાનો વિયોગ સહન કરૂં છું; જ્યારે તું તારી પ્રિયા સહ અત્રે આનંદ કરે છે. ( જરા બાજુએ નજર નાંખી ) અરે ઓ પેલો પર્વત જણાય. એ બહુ રમણિય હોઈ દેવાંગનાઓને અતિ પ્રિય છે. શું પ્રિયા ચિત્રલેખા ત્યાંતો નહિ હોય ? હોય કે ન હોય, પણ એ પર્વતરાજ ને પુછ્યા વિનાતો નજ જણાય. ( સામો ઉભો રહી ) અરે ઓ જંગી કરાડોવાળા ગિરિરાજ ? તારા કટિપ્રદેશે મહારાજ મનોજ ભગવાંનનું ભવ્ય ભુવન સ્થાન છે; તો યૌવનના પુર બહારમાં સારા અંગવાળી મારી પ્રિયાને ચાલતી તેં કયાંઇ જોઇ છે ? ( ઉત્તર ન મળવાથી ) બહુ દુર હોવાથી એ કદાચ મારૂં કહેવું સાંભળી નહિં શકતો હોય માટે લાવ જરી પાસે જઈ પુછું." હે આ ભુમિપરના ભુપતિ ? આ ભયંકર નિર્જન પ્રદેશમાં સર્વાંગે સુંદર મારી પ્રિયા મેં ખોઇ છે; તે જોઇ છે ? (પર્વતરાજમાં પ્રતિઘોષ થવાથી "જોઇ છે" એવો શબ્દ સાંભળવામાં આવે છે. ) તો એ મારી પ્રિય પત્નિ

ક્યાં છે ? ( એના એ શબ્દો પડઘામાં સાંભળી ). અરેરે આતો પર્વતની બખોલમાંથી મારાજ શબ્દોનો પ્રતિધ્વનિ સંભળાય છે. વળી મન સાથે વિચાર કરે છે કે જે નિરાશ ન થઇ પોતાના પ્રયત્નમાં મચ્યો રહે છે તેજ ઇષ્ટ સુખની ઘડી જુવે છે. ( પાછો વળી રાતું કદંબ છેટેથી જોઈ ) હાં હવે તો એના માર્ગનો પત્તો લાગ્યોજ. પ્રિયાને અંબોડે અર્ધ ઉઘડેલું આછા રેસાવાળું વૃષાને વધાવી જેણે પોતાનું પુષ્પ અરપ્યું છે તે રાની કદંબનું વૃક્ષ એ દેખાય ! વળી તેની બાજુમાં કાળીયાર ઉભો છે. વાહ ! વાહ ! વર્ષા લીલા અવલોકતો વનદેવીનો પાડ માનતો પેલો કાળીયાર ઉભો છે; એને હું મારી પ્રિયાના ખબર પુછું. અરે ! આતો મારી અવગણના કરતો હોય તેમ મોં ફેરવી ઉભો. મૃગલિયું પય પાન કરવા વળગ્યાથી મૃગલિ વચ્ચે આવતાં અટકી; અને આ મૃગ વાંકી ડોક વાળીને એક ટશે જોતો ઉભો છે. ( અધીરાઇથી ) અરે ઓ હરણના ટોળાના સરદાર ! આ તારી પ્રિયાના જેવાંજ કોમળ અંગવાળી મારી પ્રિય ચિત્રલેખાને અહિં ક્યાંઈ આ પ્રદેશમાં તેં જોઇ છે ? તારી વાહલી મૃગલીના જેવાંજ વિશાલ તેના બે નયનો અતિ રસાળ છે, ( પ્રત્યુત્તર ન મળવાથી ) ફટ રે ભુંડા મારૂં કહેવું કાન તળે કાઢી નાંખ્યું અને ચાલ્યો હરિણી ભણી ! એમજ હોય. અવદશા અપમાન ખમવાને જ છે. ( છેક હતાશ થઇ જઇને. ) અરે રે ! મારા પગ લખ લખ થાય છે. થોડીવાર આ પાર્વતિય સરિતાના કિનારે બેસું અને છોળો ઉપર થઇને શિતળ પવનની લેહેરો આવે છે તે સેવું. એટલે થાક ઉતરશે, [ બેસીને ) નવું પાણી આવ્યું છે ને વેહેણ ડોળાયું છે, તે છતાં આ નદીને જોઈ મારૂં મન રાચે છે. અહા ! આ સરિતામાં ઉત્પન્ન થતા તરંગો મારી પ્રિયાના ભ્રુભંગો સમાન જ દેખાય છે; કાંઇક કોપથી ફીણના ફીસોટાથી આ

તટ વિંખાય છે; અથવા તો મારા કોઇક વાંકથી મારી રોષે ભરાયેલી પ્રિયા નદી રૂપે પલટાઇ વચકાઈ હશે; ત્યારે આ મારી વાહલીને વીનવું. [ બે હાથ જોડીને ) પ્રિયે! પ્રિયે! વચનથી, મનથી અને કર્મથી હું તને રીઝવવા લટી પડી રટણ કર્યા કરૂં છું; તથાપિ મારામાં તું એવો શો દોષ જુએ છે કે જેનાથી તું મને તજી જાય છે? ( વિચાર કરી ) નાના આનો સાચેજ નદી છે. ચિત્રલેખા કોઇ કાળે અમરનાથને છાંડી જાય નહિં. અહોહો વિભુ! હવે મારૂં શું થશે? અથવા હું કેમ કરી દિન ગાળીશ?

પ્રિય વાંચક ? વિદ્યાધરરાજ અમરનાથનો પ્રિયા વિરહ અત્યંત દુઃખીત હોઈ અવર્ણનિય છે; બલકે એમ પણ કહી શકાય જ કે મૃતઃ પ્રાય છે. આ સર્વે સ્થિતિ અવલોકી અનુચર જયદેવ અત્યંત કષ્ટ પામે છે; થાકે છે. શું કરવું? શું કહેવું? કેમ સમજાવવું? તેનો કાંઇ નિશ્ચય કરી શકતો નથી; છતાં એટલું તો ખરૂં જ કે તે પણ અમરનાથના દુઃખનો સમભાગી છે. અમરનાથ અહિં સર્વસ્વનો ત્યાગ કરી હિંમત મુકી શોકમય હૃદયે બેઠો છે અને જો તે પણ તેવી જ રીતે થઇ બેસે તો બંન્નેનું શું થાય? એટલા વિચાર પુરતોજ તે દુખીત છતાં પણ ધૈર્ય ધારી બેઠો છે. નહિં તો તે પણ તેટલો જ શોકગ્રસ્ત છે. હવે જયદેવ પોતાના માલિક અમરનાથ પાસે જઈ બોલ્યો કેઃ—

" દેવ! હવે ક્યાં સુધી આમ વિલાપ કરતાં આ ભયંકર સ્થળમાં કાળ નિર્ગમન કરશો? "

અમરનાથ—"જયદેવ! પ્રિયા વિના પાછું જવું એ મારા જેવાને અસંભવિત છે. જ્યાં સ્નેહ પ્રચલિત છે; ત્યાં વિરહ યા વિયોગ કેમ સંભવે?"

જયદેવ—"મહારાજ ! દેવી ચિત્રલેખા આ પ્રદેશમાંતો નથી જ. ખરેખર તે સરોવર વિષે અદશ્ય થયાં છે. અહિં આશા રાખી બેસી રહેવું તે નિરર્થક છે. ચાલો આપણે ત્યાં જઈ ફરી તપાસ કરીયે."

અમરનાથ—"ચાલવું યા ન ચાલવું તે હવે મારા હાથમાંતો નથીજ. દેવી લઇ જશે તો જવાશે નહીં તો આ દેહ અહીંજ પતન થશે."

જયદેવ—"પ્રભુ! આ નિશ્ચય એ અકાળે મરણરૂપ છે. અરેરે આપ પણ આવી અવદશાને પ્રાપ્ત થયા છો ? દેવી ગુમ થયાં! પ્રિય કુમાર પણ શોધાર્થે ચાલ્યા ગયા ! હવે નગરીમાં અમારૂં કોણ રહ્યું ! ત્યાં વિદ્યાધરોના શા હાલ થતા હશે ? દુષ્ટ દાનવો મહા કપટી હોઇ અનેક પ્રકારે પ્રજા પીડનનો સત્વર પ્રચાર પ્રવર્તાવી રહ્યા હશે! અરેરે વ્હાર કરનાર ત્યાં કોઇ રહ્યું નહિં."

અમરનાથ—"જયદેવ ! દુઃખી ન થા. પ્રિયા શુન્ય એ રાજ્ય અને એ નગરી આ તારા અમરનાથને શાન્તિ કર્તા ન હોઈ કેવળ મહા પ્રલયાગ્નિથી પ્રજાળી રહેલી તરૂણાચ્છાદિત વન ભુમી સમાન છે. વળી મારી ગરીબ પ્રજા ઉપર ગુજરતો જુલમ તે મહાન પ્રભુ નિવારશે. અત્રે હુંથી કાંઇ કરી શકાય તેમ છે જ નહિ. વળી મારા દુઃખે દુઃખી તું ક્યાં સુધી થઇશ. માટે સત્વર નગરીમાં જા અને ત્યાં તારા નિર્ભાગી રાજાના સમાચાર સર્વ પ્રજાને નિવેદન કર. જઇને કહે કે અમરનાથ જે અમર હતો, દેવ હતો, તે દેવ ફીટી દાનવ થયો છે."

જયદેવ—"અહહહ. નાથ ! આવું અપ્રિય શ્રવણ ન કરાવો. થયું; શું? આપને આવી પરિસ્થિતિમાં મુકી જયદેવ નગરીમાં જાય એ સર્વથા અશક્ય છે. કાં તો જયદેવ મહારાજ અમરનાથને લઇનેજ નગરીમાં જાય; અથવા તો તેનો દેહ મહારાજની પુઠે પુઠે જાય. એ નિઃસંશયછે."

અમરનાથ—" કારણ ? "

જયદેવ—"મહારાજના ગુણ. મહારાજની લોક પ્રિયતા, મહારાજની અમ ગરીબો પ્રત્યેની વાત્સલ્યતા. બીજું શું?"

અમરનાથ—"જયદેવ! હવે હઠ જવા દો અને પ્રિયબંધુ દેવી ચિત્રલેખાને લઈ નગરીમાં પધાર્યાના સમાચાર કહાવો કે જેથી આ તમારો અમરનાથ શાન્તિથી નગર પ્રત્યે આવે."

જયદેવ—"આવા ધર્મ સંકટમાં મને ન નાંખો. કુમાર આવશે તો કોઇની સાથે પણ સંદેશ પાઠવશે. બાકી આપની સેવાનો લાભ આ ક્ષુદ્ર અનુચરને આંહીજ રહી લેવાદ્યો. આવી ઉનમત્ત દશામાં મહારાજનું રખેને કાંઈ અનિષ્ટ થાય તો સર્વ કર્યું કારવ્યું ધુળ મળી જાય!"

અમરનાથ—"જયદેવ! મારૂં ચિત્ત અસ્થિર છે. હું વધુ બોલી શકતો નથી."

જયદેવ—"એટલીજ આ ગરીબ સેવકની અભિલાષા છે, તેને પુર્ણ થવા દ્યો."

અમરનાથ—"જેવી ઇચ્છા."

પ્રિય વાંચક! " દૃઢગ્રહી જયદેવ આખરે મહારાજ અમરનાથ પાસેજ રહેવા લાગ્યો. હાલ નહિ તો કોઈ પણ સમયે જ્યારે મહારાજ સ્વસ્થતા પામશે ત્યારે પણ પોતાની ઇચ્છા પાર પાડવા સારૂંજ આવા ભયાનક સ્થળે દિવસ ગુજારી સેવા લાભ પ્રાપ્ત કરતો હતો. જે દુઃખનો કોઇપણ નિવારણનો ઉપાય અત્ર સમજી શકાતો નથી તેને ફકત " વખતનું વહન " એજ સિદ્ધ સમજી ક્ષિતિજમાં ચંદ્રોદયની આશા રાખી સ્વસ્થપણે કાળ નિર્ગમન કરતો હતો. મહારાજ અમરનાથની ઉન્માદાવસ્થા જતે દિવસે બકબકાટનું સ્થાન બદલી શાંતતામય શોકમાં પરીણામ પામી હતી; તેથી આપણો જયદેવ જરા સહઆશ હતો.

તે આશા ફળીભુત થવી યા ન થવી એ ઈશ્વરી સત્તાને આધિન છે. જયદેવ તેમાં વિજયી થયો કે નહિં તે તો આપણે હવેજ જોવાનું છે. પ્રિય પાઠક ? એક સમયે જયદેવ મહારાજ અમરનાથને વાસ્તે પાસેજ કાંઇ ફળ વિગેરે લેવા ગયો હતો. અફસોસ ? આજ તેને એક પણ ફળ હાથ લાગ્યું નહિં, આથી તે ઘણોજ ખેદ પામ્યો. જરા વધારે આગળ ગયો; પણ કાંઇ હાથ આવ્યું નહિં. અમરનાથ આ સમયે ક્ષુધાથી અતિ પીડીત હતો એટલે જયદેવ કાંઇપણ લીધા વિના પાછો ફરે એ બને તેમ નહોતું. ક્રમે ક્રમે પર્વતોમાં તે ઘણોજ આગળ વધી ગયો. હવેજ તેને એક આમ્ર વૃક્ષ ફળથી ઝુકી રહેલું નજરે આવ્યું. અત્યંત હર્ષથી તે વૃક્ષપર ચઢી ગયો. એક, બે, ત્રણ, ચાર, એમ કેટલાંક ફળ તોડી પોતાની પાસેની ઝોળીમાં નાંખ્યા.

ભાગ્યની એ પણ એક પ્રબળતા છે કે પાસે પડેલું અન્ન પણ નશીબ હોય તો પ્રાસન કરી શકાય. તો શું અતિ પરિશ્રમે પણ સાંપડેલા આમ્રફળ નિરર્થક હોઇ શકે ? કેમ કહી શકાય ? અથવા શામાટે કહી ન શકાય ?

જયદેવે ઝોળી બરાબર સાચવી નીચે ઉતરવા માંડયું. આ વૃક્ષ પણ પહાડની એક કરાડપરજ આવી રહેલું હતું. તેના ઉપરથી પડતાંજ આશરે ચારેક ગાઉ નીચે ખીણમાં પડી જવાય તેમ હતું. પછી જીવતા રહેવું યા મરવું તે કાંઈ પડનારના હાથમાંની વાત નહોતી. અફસોસ ભાગ્યની આવીજ રેખા છે તો મનુષ્ય શું કરી શકે. દૈવને દયા ક્યાંઇ સાંભળી છે કે અમરનાથ તું અનુભવીશ ? અમરનાથ ? જ્યાં તારા ભાગ્યમાંજ આવું લખાયેલું છે તો કોઇ શું કરે ? જયદેવને રખે તું દુષીત ધારતો, તેનો પ્રાણ જતાં સુધી પણ પોતાની ફરજ

બજાવશે, પણ હાલતો બિચારો તે પણ નિરૂપાય છે. ઉતરતાંજ એક ડાળીપરથી તેનો પગ લથડયો. હવે શું કરે. ત્યાં આધાર શો ? એક હાય મારી તે તત્ક્ષણ ઊંડી ખીણમાં જઈ પડયો. ફ્ળફ્ળને ઠેકાણે રહ્યાં. નિમહલાલ જયદેવ પહાડની અત્યંત ઊંડી ખીણમાં અનેક પત્થરો સાથે અથડાતો કુટાતો જઇ પડયો. તે જીવે છે કે મરણ પામ્યો તે પણ જોયા જાણ્યા વિનાં હું અત્રે કહી શકું તેમ નથી. તેની સુશ્રુષા કરનાર કોઇ ત્યાં હતું કે નહિં, વા કોઇએ કરી કે નહિં, તે પણ કેમ કહી શકાય ? તેમજ તે વધતી વા ઓછી ઇજા પામ્યો છે તે પણ કેમ સમજાય ? આગળ ઉપર તે જીવતો માલુમ પડશે તો આપણે તેને પુછી આ સર્વ પ્રશ્નોનું સમાધાન કરીશું પણ હાલતો ચિંતાતુર ચિત્તે બેસી રહીશું. પણ પાઠક ? અમરનાથના સંબંધે આ શું કહેવાય ? એજ. એનું નામજ પડતાપર પાટુ અને દુઃખ ઉપર ડહામ.

અમરનાથ પોતાના અનુચર જયદેવના આવવાની રાહ જોતો સરિતા કિનારે બાંધેલી કુટિરમાં બેઠો હતો. સાધારણ કાળ વીતી જવાથી ધીરે ધીરે તેનું ધૈર્ય સરી જતું હતું. ક્ષુધા પીડન અતિ અસહ્ય બનવાથી તે વ્યથિત થયો હતો. જયદેવ કોઈ કારણ વિનાતો રોકાય નહિં જ; છતાં પોતે તે કારણને કળી શકવા અસમર્થ થયો હતો. એક સમયનો સુખના સાગરમાં શાન્તિ અને આનંદરૂપી નૌકામાં યથેચ્છ વિહાર કરતો અમરનાથ અત્રે ક્ષુધાનું શાંત્વન પણ વેળાસર પામી શકતો નથી, એ પણ ભાગ્યની વિચિત્રતા જ. જ્યાં જળ માગતાં દુધ હાજર થતું, ઇચ્છા થતાંજ તે પુર્ણ થતી તે અમરનાથ બીચારો થોડાંક ફળ માટે ટળવળે છે. અફસોસ ? તેને કોણે પોતાની નગરીનો ત્યાગ કરાવ્યો હતો ? તેને કોણે સર્વ સુખ માત્રથીજ વંચિત કર્યો હતો ? અને તેનો કોણે આ ભયાનક સ્થળમાં આવું આવું દુઃખ પા-

મવાને પ્રવેશ કરાવ્યો હતો ? કોઇ નહિં; ફકત કઠિન ભાગ્યરેખા ? એ ભાગ્યને આધીન થયો. અહો ? રત્નાલંકાર ? રત્નાલંકાર ? તું જડ હોઇને પણ આવું પરાક્રમી છે એતો આજેજ જાણ્યું ? અથવા તું ફક્ત નિમિત માત્રજ કેમ ન હોય ? જડ પદાર્થ હોઇને પણ ચૈતન્ય કરતાં વધારે કરી બતાવે છે તો શું તારામાં કાંઈ અદશ્ય શક્તિતો રહેલી નથી ? અથવા એ અદશ્ય શક્તિનું પણ નિવારણ કરવાને શું તું વધારે શક્તિવાન છે ? અથવા એ તારા શક્તિવાદનો ગર્વ ઉતારવાને શું કોઈ મ્હાન્ શકિતનું અસ્તિત્વ નહોતું ? જો તેવી કોઈ શક્તિ મળી આવી હોત તો તેનાથી તારો નાદ ઉતરત ? કેમ કહેવાય ! આ સર્વ બાબતો કેમ સમજી શકાય ? અફસોસ ! તે નહિં સમજી શકાવાથીજ અત્રે અમરનાથ તું ઘણો દુ:ખી થઈ રહ્યો છે. રત્નાલંકાર ? તું તો એક નિમીત્ત માત્રજ થયું છે ! અમરનાથ તારો કોઈ પણ દોષ મનમાં ધારણ કરતો નથી. એ ભાગ્યરેખાની કઠિનતા તેની પોતાનીજ કૃત છે. કયાં એ રત્નલંકારનું અચાનક પ્રાપ્ત થવું ? અને પ્રાપ્ત થયું તો થયું પણ કયાં તેનું પોતાની પ્રિયાના હાજવું ? અરે ! ગયું તો ગયું પણ કયાં તે રત્નાલંકારને પોતાના હસ્તમાં રાખી તેનું સરોવરની પાળ પર ફરવું ? અત્રે ક્યાં તે આ સર્વ અનર્થના કારણ સમાન હંસનું અથડાવું ? અને કયાં તે રત્નાલંકારનું ચિત્રલેખા સાથે સરોવરમાં પડવું ? આ સર્વ ભલે થયું; પણ જો અમરનાથ પોતેજ આ સર્વ મોહત્યાગી થયો હોત તો આજે આવી દુ:ખી અવસ્થામાં હોઈ શકત ? નહિં જ. પણ એ મોહ ? એ માયાનો ત્યાગ સંસ્કાર વિના કેમ થાય ? એ માયાથી રહિત આ જગતમાં કોણ છે ? એ માયાથી રહિત આ જગતમાં કઈ વસ્તુ અસ્તિ ધરાવે છે ? આખા જગતમાં ફરી વળો, વ્યોમમાં વિચરો, પાતાળમાં પરવરો, સર્વ પ્રાણિ

માત્રના હૃદયમાં પ્રવેશ કરો ? બ્રહ્માંડના એક અણુંથી માંડી મોટા નગાધિરાજમાં તપાસ કરો ? સપ્ત લોકમાં પણ સુક્ષ્મ દષ્ટિયે અવલોકો ! આ સમસ્ત વિશ્વનાં અંદર તેમજ બહિરમાં પણ જે જે નજરે આવતું હોય ? જે જે કર્ણુથી સંભળાતું હોય ? જે જે ઇંદ્રિયથી પામી જવાતું હોય અને જે જે હૃદયથી પણ સમજાતું હોય ? તે તે સર્વત્રે જુઓ, સમજો, અવલોકો ? એ મોહ ? એ માયા ? એ મમતાથી રહિત; એના પાશમાંથી દુર ? કાંઇ પણ છે ! નહિં જ. ફક્ત એક સર્વ વિશ્વના રચનાર પરીબ્રહ્મ પરમાત્મા શિવાય કોઇજ નથી. કાંઇ પણ ચીજ નથી.

પ્રિય વાંચકો ! હૃદયના આ પ્રિય વિચારનું આમ લંબાણ વિવેચન તમને કંટાળા ભર્યું લાગતું હોય તો માફ કરજો. હવે સત્વર વાર્તાનો પ્રવાહ આગળ લંબાવું છું.

અમરનાથ હવે છેકજ અધિર થયો. તે ત્વરાથી ઉઠયો, પણ તેનું વામ નેત્ર ફરકવાથી સંશય પુર્ણ થઇ ભયભીત થયો. પણ જ્યાં આટલાં આટલાં દુઃખથી દુઃખી થયો હતો ત્યાં ભય શો ? આવો વિચાર કરી ચાલ્યો. આગળ ચાલ્યો. ઘણોજ આગળ ચાલ્યો, પણ જયદેવનો પત્તો નજ લાગ્યો. હવે છેકજ નિરાશ થયો. જયદેવની આશા છોડી. પ્રિયાની આશા ત્યાગી. સર્વ સુખ માત્રની આશા તજી દીધી. હૃદય નમ્ર થયું. દ્રવવા લાગ્યું. નયનમાં પ્રત્યક્ષ તેનો સાક્ષાત્કાર થયો. પ્રિયા ચિત્રલેખાનું સ્મરણ થયું. અરે તે પણ જેવું તેવું ન થતાં ભયંકર થયું; અનિવાર્ય થયું. હદ વિનાનું થતાંજ તે મુક મુખે રડવા લાગ્યો. હૃદયથી આ જગત માત્ર અને પોતાની પ્રિયાને છેલ્લા પ્રણામ કર્યા. હૃદયથીજ હૃદય સમજી શકાશે; હૃદય બોલવા લાગ્યું.

હતું જેવું મીઠું વિરસ પણ તેવું બની રહ્યું,
અરે ? તુંને કહેતાં ? "કુસુમ" દિલ મારૂં બળી રહ્યું ?
ગયું કહો ક્યાં પેલુ સુરભ રૂપ ને કોમળ પણું ?
ગયું કહો ક્યાં એવું અમીભર હતું તે મુખડું.
હસંતી નારી તે ઉછળી ઉછળી પાંખડી બધી,
હવે તો એવી એ સુકી સુકીજ સંકુચિત બની ?
અને મીઠો એવો મધુકર હતો મોહ સઘળો,
હવે સરવે વ્હાલું રસરહિત ભાસી રહ્યું મને ?
હવે પેલો વાયુ તુજ સહ લપેટાઇ ઉડતો—
પરાગે ભીંજાઇ સકળ દિન રહેતો મહેકતો—
નહિં સ્પર્શે તુંને ? નહિંજ નિરખે મુગ્ધ નયને
નિહાળી દુરેથી નક્કીજ વળશે અન્ય સ્થળે.
હવે સંધ્યા ભાનુ કરથી અહી - તારા અધરને,
અમિ પીતાં દેતો દ્વિગુણી ત્રિગુણી લાલી મુખને;
જરાએ ના જોશે પ્રણયિ નજરે ને તુજ અરે ?
નહિ ભાવે ધારી રમત તુજથી આચરી શકે ?
હવે એ ભોગી મધુપ તુજ અન્ધે ડુબી ડુબી,
ધરંતો મુર્છા જે તુજ ઉર પરે દેહડી ધરી;
તને પાસેથી એ નિરખી નહિં જાણીય શકાશે ?
હવે આવ્યો એવો શિથિલ બની ઉડી જાશે ?
દશાનો કેવો આ ક્રમજ સઘળો આમ ઉલટયો ?
અરે તે દિનનો પલટીજ ગયો રંગ સઘળો ?
ગઇ તે વાહાલી ને ફકીરી ખરી આજ બટકું ?
વિંહાઇ એધાણી તુજ સમીપ ? પ્રિયા શું કરવું ?

ગઇ તે વાહાલીને દિવસ ગાળ્યાં કંઇક મુજપરે ?
વિલાપું તું સ્મરણુ ? રહ્યું ? અવની નું શા ઉપરે ?
વિલાયું તું તોયે નહિંજ તજાું તુને મન થકી ?
લિપ્યું તું છતાં હજુ મુજ પ્રિયાનુ મટયું નથી ?
તજે વાયુ ભાનુ મધુપ સૌ તુને તજી શકે ?
ગયાં પેલાં વાહાલાં સ્વરૂપ સદ ગન્ધી સકળને ?
મને તો તું હતું પ્રિયાથી મળ્યુ તે તેવુંજ હજુ ?
સરે અશ્રુ ત્યારે હૃદય શુ ધરૂં તે ધરી રહું ?
હવે પુજાુઇું ઓ સ્મરણુ ? તને એ પ્રણયથી,
હવે તું મારે છું વધુ પ્રિય થયું આ મરણુથી ?
જશે છેલ્લા શ્વાસો, મુજ પ્રિયતમામાં મળીશ હું ?
સ્વર્ગે પણુ હૃદયે ધરી, સુખથી વિચરીશ હું ?

**કલાપી.**

હૃદય હવે તું હાથમાં નથી. પ્રિયાના સમાગમની આશા નથી. પછી ( વિચાર કરી ) આ પ્રશ્ન શો ? પછી શું ? તે પુછવાનું કાંઇ કારણુ ? જો નિશ્ચયજ છે તો હવે શું છે ? નિશ્ચયથી ડગવું ? એ પ્રિયાના પ્રેમથી ન ડગાય તો ઓ અમરનાથ ? નિશ્ચયથી કેમ ડગાય ? જો ડગ્યો તો તારી પ્રિય ચિત્રલેખા ઉપરનો તારો પ્રેમ ક્યાં રહ્યો ? અને જ્યાં પ્રેમ નથી ત્યાં જીવનજ ક્યાં છે ? વળી જીવન છે તો પ્રેમ ક્યાં છે ? આ દુઃખી સ્થિતિથી જરા વધારે આગળ વધુ તો શું ખોટું ? પણુ હવે ખોટા સારાનો વિચારજ ક્યાં રહ્યો છે ? સર્વસ્વ ગયું ત્યાં રહ્યું શું ? અને જો કાંઇ બાકી રહેતુંજ નથી તો હવે મને શું છે ? મને જો કાંઇજ નથી; તો આરોપ વગર હું ગુન્હેગાર પણુ નથીજ.

ગુન્હેગાર હઇશ તો શિક્ષા સહન કરવા તત્પર છું. પણ જ્યાં શિક્ષા કરનારજ કોઈ રહ્યું નથી તો શિક્ષાના અસ્તિત્વને માનવાનું શું કારણ ? અમરનાથ ! અમરનાથ ! હવે તારૂં માનવા જેવું અહિં શું છે ? જો કાંઈજ નથી તો અહિં રહેવાનું પ્રયોજન શું ! પ્રયોજન વિના પડી રહેનાર પરમાત્માને પ્રિય નથી. અમરનાથ ! પ્રિયાને પ્રિય થા. પ્રભુને પ્રિય થા. શાથી થવાય ? મોહનો ત્યાગ કર ? મમત્વનો ત્યાગ કર ! જગતની સર્વે માયા માત્રનો ત્યાગ કર ? શાથી થાય ? કેમ કરી શકાય ? હૃદયે ધારેલા માર્ગે ? કયો માર્ગ ? તેજ ? તે માર્ગ સુખી છે ! યા દુઃખી ? સુખી હોય તોયે શું અને દુઃખી હોય તોયે શું ? શું અન્ય બીજો માર્ગજ નથી ? ના. ત્યારે હવે ? એજ ? ખરેખર ? હા એજ ? સમજ્યો. શું ? **સરિતામાં જળપાત.**



# પ્રકરણ ૬ ઠું.



## રત્નાલંકાર રત્નમંજરી કે પ્રાણહારક વિષ અંજલિ !

પ્રિય પાઠકગણ ! પેલું દુઃખ મુર્તિ ! સર્વ અનર્થોનું મુળ ! રત્નાલંકાર ક્યાંથી આવ્યું ? કોનું હતું ? કેમ આવ્યું ? કોનો કોનો ભોગ લેતું આવ્યું ? આ સર્વથી હવે તું પરિચિત થા. પણ તે પહેલાં તારા અંતઃકરણને શુદ્ધતાથી સ્નાન કરાવ. દેવ ભુમિમાં પ્રવેશ કરવાનો અધિકારી થા. તે ભુમી અને તેના નિવાસી સર્વ પ્રાણીયો મોહિનીરૂપ છે, તે મોહીનીનું શાન્તચિત્તે અવલોકન કરજે; પણ તેને હ્રદયમાં ધારણ કરતો નહિં; રંગનું અવલોકન કરીનેજ વિરામજે; રંગમાં રંગાતો નહિં. ધૈર્ય ધરી પાછળ પાછળ ચાલ્યો આવ. અપ્સરાનું અતિ પ્રિય વિલાસ સ્થાન, મહેન્દ્રના નંદનવન સમાન, આ સૃષ્ટિ ઉપર ગિરિરાજ હિમાલયમાં, સર્વ ઐશ્વર્ય પતિ કુબેરની આ અલકાનગરી છે. આ એકજ નગરીની શોભા અતિ અવર્ણનીય છે. આ દેવ ભુમિ હોવાથી કોઇ પણ મનુષ્યનો પ્રવેશ થવો સર્વથા અશક્ય છે; તો આ તારા હૃદયથી જોજે. ત્યાંના મહેલોમાં વિલાસાદિથી મધુર તથા વિદ્યુતના જેવી કાંન્તિ વાળી સેંકડો યક્ષની સ્ત્રીયો વસી રહી છે. આ સર્વ મેહેલો સંગીતના મધુર ગંભીર નાદથી વાગતી મૃદંગો વડે ગાજી રહેલા છે. સ્વચ્છ કાચ ઢાળ્યા હોય તેવી મણિ જડીત ભુમિવાળા ત્યાંના સર્વ મેહેલો છે; અને તે પણ આભને ટેકો આપે તેવા ઉંચા છે. આ નગરીમાં બીજા નગરોની માફક જુદી જુદી રતુઓમાં જુદાં જુદાં પુષ્પો થતાં નથીઃ પરંતુ સર્વ રતુઓ પોતાનો ક્રમ તજી દરેક ઋતુમાં સર્વરતુઓનાં ફળ

પુષ્પ આપે છે. પ્રકૃતિથી જ સુકુમાર શરીર વાળી ત્યાંની સર્વસ્ત્રીયો સુવર્ણના અલંકાર તજી પુષ્પના અલંકાર ધારણ કરે છે કારણ કે સુવર્ણ કરતાં પુષ્પો ત્યાંની વિલાસી સ્ત્રીઓને અતિ પ્રિય છે, ભગવાન શંભુ, પાસે કૈલાસમાં જ નિવાસ કરતા હોવાથી તેમના ભાલ પ્રદેશમાં આવી રહેલા ચંદ્રના અજવાળાથી આ અલકાનગરીમાં સર્વદા શુકલ પક્ષજ રહે છે. આ નગરીમાં સર્વ સ્થળે આનંદનાજ અશ્રુ જોવામાં આવે છે, કામદેવના તાપ વગર જ્યાં કોઈ બીજા પ્રકારનો તાપ નથી. પ્રેમના મધુર કલહ વખતેજ માત્ર રૂષણામાં વિયોગ જોવામાં આવે છે, ત્યાં સર્વને તારૂણ્યપણું એજ વય છે; વૃધાવસ્થા ત્યાં છેજ નહિ. સ્ફટીકથી જડીત સ્વચ્છ નિર્મળ અગાશીયો, રાત્રીયે આકાશના હજારો તારાઓનાં પ્રતિબિંબ પડવાથી જાણે કુસુમો વેર્યા હોય તેવી લાગે છે. આવી અદ્વિતિય અગાસીયોમાં વિલાસવતી સ્ત્રીઓને સાથે રાખીને સર્વ યક્ષો રાત્રી આનંદથી નિર્ગમન કરે છે. અપ્સરાઓ સમાન અહિંની સ્ત્રીઓનાં વસ્ત્રો પ્રિયતમના સ્પર્શે સુખથી આપોઆપ સરી પડવાથી, અત્યંત પ્રકાશથી જળહળ થતા મણિના દિવાઓના પ્રકાશમાં અંગ પ્રકટ થવાને લીધે લાજની મારી ગાભરી બની જતી એ મણિના દિપકોને ઓલવી નાંખવાને કુંકુમાદિના ઉપયોગ થવાથી આ નગરીની ભુમીનો રંગ કુંકુમ સમાન ભાસે છે. આકાશ ચંદ્રને મેઘ ઘેરી લે છે; પરંતુ શંકરના ભાલ પ્રદેશના ચંદ્રને ન ઘેરી લેતાં વિખરાઈ જઇને તેનો નિરંતર પ્રકાશ પડવા દે છે; તેથી વર્ષામાં પણ અલકામાં રાત્રીયે અંધકાર હોતો નથી. ત્યાંના સર્વ શયન-ગૃહોમાં અથવા બારીયોમાં દોરામાં પરોવેલા અને ધીમે ધીમે જળ ટપ-કવા ચંદ્રકાન્ત મણિના ચકઅલકાની અપ્સરાઓનો સુરતશ્રમ ટાળે છે.

અપ્સરાઓ પોતાના પ્રિયતમને મળવા ઉતાવળથી ચાલી જતી હોવાથી કેશમાંથી ખરી પડેલાં મંદાર પુષ્પો વડે સર્વ ભુમિ આચ્છાદિત થયેલી હોય છે. વિશાળ સ્તનમંડળ પર અથડાવાથી હૃદયપર ધારણ કરેલી મૌક્તિક માળાઓ તુટી જતાં તેમાંથી ખરી પડેલાં મોતીઓથી પ્રભાત સમયે રાત્રીમાં ગયેલી અભિસારિકાઓનું અનુમાન થાય છે. શંભુ પાસેના ઉદ્યાનમાંજ રહેતા હોવાથી કામદેવનો આ પ્રદેશમાં પ્રવેશ થઇ શકતો નથી. શંકરના ભયથી પુષ્પધન્વા પોતાના ધનુષનો અલકામાં ઉપયોગ કરી શકતો નથી, એટલુંજ નહિ, પણ તે ચાપ હાથમાં ધરવાની તેની હિંમત પણ નથી, તો પછી કામીયોને પોતાના બાણથી પીડીત કરવાની હિંમતતો ક્યાંથીજ હોય ? પરંતુ કામિયોના હૃદયમાંથી આરપાર નીકળી જાય તેવાં ત્યાં વસતી અપ્સરાઓના નયન કટાક્ષોજ કામદેવનાં તિક્ષણ બાણોનું કામ કરે છે. અપ્સરાઓમાંના ભમરોરૂપી ધનુષ્યોમાંથી છુટતા તિક્ષણ કટાક્ષ બાણો કામીઓનાં હૃદયોને અવસ્ય વિંધી નાંખેછે ? કામદેવનાં બાણ વખતે ખાલી જાય પણ આ કટાક્ષબાણ ખાલી જતાં નથી. સમગ્ર સૃષ્ટિમાં સાર રૂપ આ અલકા નગરી છે; આખી નગરીમાં સારરૂપ કુબેરનો મહાલય છે; આ આખા મહાલયના સારરૂપ ફક્ત તેમાંનો એકજ ભાગ છે; અને એ ભાગમાં સારરૂપ શય્યા છે; અને આ શય્યામાં રત્નસમ ઉજ્વળ સુંદર સ્રી સર્વના સાર રૂપ છે. કુબેરના અનર્ગલ રાજસુખના સારમાં સારરૂપ જોઇએ તો પોતાની સ્રીજ છે. યૌવનની મધ્યદશામાં આવેલી, શીતકાળમાં સુખ આપે એવાં હુંફાયલાં તથા ઉષ્ણકાળમાં શીતળતા આપે એવાં અને તાવેલા કુન્દન જેવા ગૌર અને ઉજ્વળ દેહવાળી પોતાની સ્રીથી કુબેર અતિ ગર્વિત હતા. તે અત્યંત ઉંચી નહોતી; તેમજ અતિ નિચી પણ નહોતી; વળી અત્યંત પાતળી તેમજ

જાડી પણ નહોતી; એવા સર્વ પ્રકારે રૂટડાં શોભાયમાન અંગવાળી નાજુક બાંધાની હતી તેનાં નેત્ર હરિણીના જેવાં કાળાં, વિશાળ અને ચંચળ હોઇ સર્વદા ભયભિત મુગ્ધ દષ્ટિવાળી હરિણી સમાન ભાસતી હતી. મુખમાં આવી રહેલી દંતપંક્તિ રત્નની સુંદરહાર સમાન દિસતી હતી. ઝીણી કળી જેવા નાજુક અને કોમળ અધર, સુંવાળા રાતા કોમળ બિંબફળનો તાદસ્ય ચિતાર આપતા હતા. તેના ઉદર ઉપર ગોળ અને ઉંડી નાભિ શોભી રહેલી હતી. કટિપ્રદેશ સિંહલંક સમાન સમાન પાતળો હતો. વિશાળ, ભારે અને ઉંચા બે સ્તનમંડળથી તે કટિમાંથી સહજ લચી રહેલી દિપતી હતી. નિતંબ પ્રદેશના ભારને સહન નહિં કરી શકવાથી, મલપતી, લટકદાર, ધીમી વિલાસ પુર્ણ ગતિથી ચાલતી હતી. અશોકના પુષ્પોથી તિરસ્કાર પામેલા પદ્મરાગ મણિવાળા સોનાની કાંન્તિ હરણુ કરતાં કરેણુના પુષ્પવાળાં અને મોતીના હારની પેઠે ગુંથેલાં નિર્ગુંડીનાં પુષ્પવાળાં આભરણને ધારણ કરતી હતી. બે સ્તનથી નમી ગયેલી બાળ સુર્યના જેવાં રાતાં વસ્ત્રને ધારણુ કરતી અને તેથી આવેલા પુષ્પના ગોટાથી નમેલી નવાંકુરવાળી હાલતી લતા સમાન ઓપતી હતી. સ્થાન જાણુનાર કામદેવે થાપણરૂપ મુકેલી ધનુષની બીજી પ્રત્યંચા હોય એવી દેખાતી હતી. સુગન્ધિવાળા નિશ્વાસ વાયુથી વધેલી તૃષ્ણુાવાળા બિંમ્બના જેવા અધરની પાસે ફરતા ભ્રમરને ભ્રમથી ચપલ દષ્ટિવાળી બની ક્રિડા કરવાના કમળથ રોકતી હતી. બ્રહ્માએ સમસ્ત સ્ત્રી સૌન્દર્ય એક ઠેકાણે એકત્રિત કરી સ્ત્રીયોમાં એને પ્રથમજ ઘડી હોય એવા અલૌકિક સૌન્દર્ય લક્ષણવાળ સ્ત્રી આ ભાસતી હતી.

દેવ કુબેરની વિલાસ પુર્ણ રાણીયે પોતાનાજ ઉપયોગાર્થે એક અતિ વિશાળ અને સુંદર પ્રમદવન નામનું ઉપવન પસંદ કરી લીધું હતું. આ

પ્રમદવનમાં અનેક જાતના પુષ્પોના છોડવા તેમજ અનેક ફળફુલાદિના વૃક્ષો આવી રહેલાં હતાં. મંદાર, જાઈ, જુઈ, કેતકી, ગુલાબ બટમોગરો, મોગરો, પારિજાતક વીગેરે સર્વ જાતનાં સુગંધિત છોડવાઓ પુષ્પોની સુગંધી વડે બેહેકી રહ્યા હતા. આ સર્વમાં રાણી જયદેવીનો પક્ષપાત કિંચીત્ પારિજાતકમાં વિશેષ હતો. તપનીય અશોકમાં પણ તે અતિ લુબ્ધ હતી. જયદેવી સમાનજ તેની પ્રિય સહચરી રત્નસુંદરી અલૌકિક લાવણ્ય દીસતી હતી. રત્નસુંદરીમાં રાણી જયદેવીનો શુદ્ધ સખી પ્રેમ વધુ હતો. અનેક યક્ષોની સ્વરૂપવતી અપ્સરાઓ સમાન સ્રીયોથી વસાયેલા રાજમહાલયમાં અહોનિશ નાના પ્રકારની નિર્દોષ ક્રિડાઓ અતિ આનંદથી અનુભવાતી હતી. પરસ્પરની રતિ સમાગમ સમયની મીઠી મસ્કરીયો આ સર્વ ક્રિડાઓમાં પ્રાધાન્ય પદે હતી. કોઈ કોઇ સમયે આ મજાક રૂપ આનંદો એટલા બધા અસાધારણ થઇ જતા કે ત્યાં વખતે બિભત્સતાનો પણ આવિર્ભાવ થતો હતો, આ સર્વ તેમનો એક બીજા પ્રત્યે માયાળુ ભાવ, મળતાપણું, અને વાત્સલ્યપણુંજ સુચવતાં હતાં. આવા સમયે પોતપોતાના દરજ્જાના વિચારને અવકાશ આપવામાં આવતો નહોતો.

એક સમયે રાણી જયદેવી પોતાની પ્રિય સહચરીઓ સાથે અતિ આનંદથી નાના પ્રકારના વાર્તાલાપનું સુખ અનુભવતી હતી ત્યાં ઉદ્યાનની પ્રબંધકર્ત્રી જ્યોતિર્મણિ આવી લાગી. જયદેવીને યથોચિત નમન કરી પોતાન. આસનપર વિરાજી. રાણી જયદેવી અતિ પ્રફુલ્લ વદને તેનો આદર સત્કાર કરી ઉદ્યાનની સ્થિતિ સંબંધે યોગ્ય પ્રશ્નો પુછતાં સંતોષ પુર્ણ ઉત્તરો શ્રવણ કરી રહ્યાં હતાં. વાર્તાલાપમાં પોતાનું પ્રિય તપનિય અશોકે પુષ્પરહિતપણું દાખવી અતિ નિષ્ઠુરપણું દાખવ્યાનો નિશ્ચય થતાંજ જયદેવી અત્યંત દુઃખી થઈ,

પ્રિય વાંચક! અશોકને પુષ્પ ન આવવાથી દુઃખી થવાનું શું કારણ ? એવો તું પ્રશ્ન કરે તો તેના જવાબમાં એટલુંજ કે આ અપ્સરાઓ આવા પ્રકારના નિર્દોષ આનંદો શિવાય બીજી સર્વે ચિન્તાઓથી મુક્ત હતી. પોતાના પ્રિય તપનિય વૃક્ષને એક પણ પુષ્પ ન આવવાથી તેના મનમાં ઘણીજ ચટપટી થવા લાગી. પોતાનામાં તેનો દોહદ કરાવવાની ભાવના ઉત્પન્ન થતાંજ સત્વર તેને પુર્ણ કરવા વિષે વિચાર કરવા લાગી.

અશોકને સત્વર પુષ્પો લાવવાનો એકજ ઉપાય છે; અને તે એજ કે એક સ્વરૂપવતી સ્ત્રીના પગે અલિતો લગાવીને નાના પ્રકારના સુંદર અલંકારો ધારણ કરાવી મોટા ઠાઠમાઠથી તે વૃક્ષની પાસે લઈ જવી. તે વૃક્ષને આ સુંદર સ્ત્રીનો પદાઘાત થતાંજ થોડાજ દિવસોમાં પુષ્પો આવે છે.

તત્કાળ રાણી જયદેવીએ પોતાની પ્રિય સહચરી રત્નસુંદરીને પાસે બોલાવી આ કાર્ય કરવા આજ્ઞા કરી. યક્ષ સુંદરી પોતાના ઉપર જયદેવીનો આવો પક્ષપાત જોઇ પોતાને કૃતકૃત્ય માનવા લાગી. આ સર્વ પ્રકાર ચાલી રહેતાં રત્નસુંદરી પોતાના મહાલય પ્રત્યે આવી પહોંચી.

બીજે દિવસે રત્નસુંદરી નાના પ્રકારનાં અતિ સુશોભિત વસ્ત્રો પરિધાન કરી અનેક રત્નાભરણોથી વિભુષીત થઇ રાજમહાલય પ્રત્યે ગમન કરવા લાગી. રાજમહાલયમાં પેસતાંજ જયદેવી પોતાની પ્રિય સહચરીને ગાઢ આલિંગન દઇ પોતાની સુસજ્જિત શય્યામાં બેસારી પોતાનું અતિ પ્રિય રત્નાલંકાર રત્નમંજરી તેના હાથમાં આપી કહેવા લાગી "પ્રિય રત્નસુંદરી ? આ રત્નાલંકારને સુખે પરિધાનકર. આ અલંકાર શિવાય તે તપનિય વૃક્ષ પોતાની નિષ્ઠુરતા તજશે નહિં." રત્ન-

સુંદરી આ પ્રકારે પોતાનું સન્માન સાચવતી રાણી જયદેવીને હૃદયથી ઉત્પન્ન થએલા ઉમળકાવડે દૃઢ આલિંગન દઇ પ્રેમાશ્રુ વહેવરાવી રહી હતી.

વાંચક ? સર્વ પ્રકારની ઉદ્યાનમાં દોહદ પુર્તિની તૈયારી થઇ રહેતાં અનેક સુંદરીયોના આશીર્વાદ પામતી રત્નસુંદરી પ્રમદવન તરફ આવવા લાગી. ઉદ્યાનમાં પ્રવેશ કરતાંજ, સુંદરી, હમેશ કરતાં આજ વધારે આનંદથી અને પુષ્પોની સુગન્ધ અનુભવતી ચાલવા લાગી. સાથે આવેલી સહચરી માધવી તપનિય અશોકને જોતાંજ બોલી કે; હા—સુકુમાર દોહદની અપેક્ષા કરનાર તપનિય અશોકતે આજ! એણે અદ્યાપિ પુષ્પરૂપી અલંકાર ધારણ કરેલા નથી. પ્રિય રત્નસુંદરી ? એના સઘન છાયાથી શિતળ થએલી શિલા ઉપર બેસી સૃષ્ટિ અવલોકન કરી જરા મનને રંજન કરો; ત્યાં સુધીમાં હું સર્વ સાહિત્યની તૈયારી કરી લઉં.

રત્નસુંદરી શિલાતલપર બિરાજી અનેક પ્રકારનાં સુખસ્વપ્ન હૃદયમાં અનુભવતી હતી. માધવી અલિતાનો રસ તૈયાર કરતાં મનોગત કહેવા લાગી કે અહો ? રત્નસુંદરી ? તાહરૂં ભાગ્ય અત્રે કેવું ખીલી રહેલું છે ? રાણી જયદેવી પોતાનો રૂપ ગર્વ તજી, અથવા કહો કે પોતાની પ્રિય સહચરીને પોતાના સમાન સુખી કરવા આ કાર્ય બજાવી લાવવા તને કૃપા કરી રહી છે. જે કાર્ય સર્વાંશે પોતાથીજ પુર્ણ થાય એમ હતું તે કાર્યમાં તને પ્રેરવાનો તેનો શું સ્વાર્થ હશે ? કાંઈ જ નહિં, ત્યારે પરમાર્થ તો છે જ. આ રીતે થયેલી તેની ઉન્નતિ સર્વે યક્ષ સુંદરીયોમાં તેની શ્રેષ્ટતા સ્થાપી રહી છે. એ શ્રેષ્ટતાના સંયોગે આનન્દિત થયેલી પ્રિય રત્નસુંદરી હૃદયમાં મૃદુ મધુતર હસી રહી છે. એનું હસવું પણ અલૌકિક છે. એ અલૌકિકતા સર્વથા તેનાં સકળ અતિ શોભાયમાન ગાત્રોને પુલકિત કરે છે. અહો ? એ મનોહર ગાત્રો વાળી

દિવ્ય સ્વરૂપા રત્નસુંદરીથી આ અતિ કઠોર તપનિય વૃક્ષને પદાઘાત કેમ થઇ શકશે ? દોહદ પુર્તિ કર્યા છતાં પણ જો તે પુષ્પોને ધારણ નહિં કરે તો તો તે અશોકની નિષ્ઠુરતા શિવાય અન્ય શું સભવે ?

ધનપતિ કુબેરની રાણી જયદેવીની આકાંક્ષા પુર્ણ કરવા પ્રવર્ત્ત થયેલી રત્નસુંદરીના પગે લેપન કરવાનો આલતો સુંદરી માધવી તેને બેસાડી એક પગને લંબાવવા કહેતાં પોતાની બરાબરીની સખીના હાથે પોતાના પગોની આવી સેવા થતી જોઈ શરમાઇ જઇને તે કહેવા લાગી કે "સખી મને ક્ષમા કરજે; મારા હાથે તારો આ એક મોટો અક્ષમ્ય અપરાધ થાય છે."

માધવી:—"પ્રિય સખી ? આવાં અયોગ્ય વચનો ઉચ્ચારવાનું કશું પણ કારણ નથી. શું તું કોઈ પારકી છે વારૂ ? હું તો તને મારા પોતાનાજ શરીર સમાન માનું છું; તો સેવ્ય અને સેવિકાનો પ્રશ્ન ક્યાં રહ્યો ?"

રત્નસુંદરી:—"એ સર્વ તારો વિવેક જ છે. એ તારૂં નિરાભિમાન-પણું જ સુચવે છે."

માધવી:—"પ્રિય રત્નસુંદરી ? જો તો ખરી ? આ તારા પદ-તલમાં મેંદીની વેલીયો કેવી શોભી રહી છે ? મને તો અત્રે સર્વથા એવોજ ભાસ થાય છે કે, જાણે કૈલાસવાસી મહાદેવે બાળીને ભસ્મી ભુત કરેલા પુષ્પધન્વાને પુનઃ અંકુર ફૂટતાં જાણે તેમાં આ પ્રથમ પલ્લવની જ ઉત્પત્તિ થઇ હોયની ? તારો પદતલ પ્રદેશ કોમળ પત્ર સમાન પ્રથમથીજ રક્ત વર્ણ છે. નખની કાંન્તિ જેમાં સ્ફૂરણ પામેલી છે, એવા આ સુંદર ચરણનો પ્રહાર—આ દોહદની અપેક્ષા કરવાથી પ્રફુલ્લિત ન થએલા તપનિય અશોક વૃક્ષપર અવસ્ય થવા યોગ્ય જ છે."

રત્નસુંદરી:—"પ્રિય માધવી ? પ્રસંશાના શિખરે ન ચઢાવતાં આ તારી સખી પ્રત્યે કાંઇક સખી ભાવથી જો.

આવી રીતે વાર્તાલાપ કરતાં કરતાં બન્ને ચરણો ઉપર માધવી અલિતો લગાવી રહી હતી. વચ્ચે વચ્ચે કાંઇક આનંદ પણુ અનુભવાતો હતો. આ પ્રમાણે સર્વ તૈયારી પુર્ણ થતાંજ સત્વર દોહદ પુર્તી કરવામાં આવી. બન્ને સખીયો ઇષ્ટ ફળ પ્રાપ્તિમાં સંશયરહિત હતી. હવે તેઓ સત્વર પાછાં ફરવાની તૈયારી કરવાં લાગ્યાં. માધવી અલિતાનું પાત્ર લેઈ આગળ ચાલી આવતી હતી. આનંદ–પુરમાં તણાતી રત્નસમ રત્નસુંદરી પોતાનું અહોભાગ્ય માનતી દિવ્ય રત્નમંજરી તરફ આકર્ષાયેલીજ હતી ? અહો ? રત્નાલંકાર ? તને ધારણ કરવાથીજ આ મારી દેહ પ્રભા રત્નસમ પ્રકાશી રહી છે. તે તેજપ્રભામાંથી ઉદ્ભવી આસપાસ ફેલાયેલા પ્રકાશવડે મને અત્રે ચંદ્રનીજ ભ્રાન્તિ થાય છે; ખરેખર ? એ કેવળ ભ્રાન્તિ તો નથીજ. આ તારી ઉજ્વળતાજ મારી દેહને મણિજ્યોતિનું ભાન કરાવે છે. તું ખરેજ ઉજ્વળતાનું સ્થાન છે.

પ્રિય વાંચક ? માધવીનું ધ્યાન અન્યત્ર હોઈ રત્નસુંદરી કોઈ બીજાજ પંથે ચઢી ગઇ હતી. પ્રમદવનની બહાર બહુ દુર જતાંજ અચાનક તે શંભુના નિવાસસ્થાન કૈલાસ પાસે આવી લાગી. શંભુ અહોનિશ સમાધીમાં લીન રહેતા હોવાથી આ અપ્સરાઓનું આ ભુમિ પ્રત્યે આગમન અશક્ય હતું ? સદાશિવની આ અવસ્થામાં શ્રીમુખદર્શન એતો પ્રલયકોપવિના બીજું શું હોઇ શકે ? સ્વર્ગિય દેવો પોતાનો પરાજય તારકાસુરથી થવાથી અને તેનાથી અતી પીડા પામી, મહેન્દ્ર પાસે અભય માગતાં સુરપતિ સર્વ દેવતા સહ બ્રહ્મા પાસે ગયા હતા. બ્રહ્માએ સદાશિવનો પાર્વતીમાં અનુરાગ ઉત્પન્ન કરાવી કાર્તિકેય સ્વામિની તેમના પ્રત્યે યાચના કરવા કહ્યું. ઇંદ્રે આ કાર્ય વાસ્તે કામદેવને પોતાના મિત્ર વસંત સહ આજ્ઞા કરી હતી. પુષ્પધન્વા સદાશિવના સમાધીસ્થાન પાસે પહોંચતાંજ શંભુપર કંદર્પબાણનો પ્રયોગ

કરવા લાગતાં શંકરની સમાધી છુટી ગઈ હતી. સર્વાન્તરયામિ તત્ક્ષણ પુષ્પધન્વાને પામી જતાંજ અતિ ક્રોધથી પોતાના ભાલમાંથી તૃતિયલોચન ઉત્પન્ન કરી તેના અગ્નિવડે કામદેવને બાળી ભસ્મ કર્યો હતો. આવા મહાન સર્વેશ્વરની સમાધિભુમીમાં એક સ્ત્રીનો પ્રવેશ એક મહાન્ અનર્થ નહિં તો બીજું શું? પોતાના એ પ્રિય બાળકોને આ ભુમિ પાસે આવેલાં જોતાંજ રત્નસુંદરી ગાભરી બની ગઈ. રઘવાટમાં પ્રિય બાળકો પ્રત્યેના પ્રેમે આકર્ષાઈ, જે ભુમિમાં પ્રાણી માત્રને પ્રવેશ કરવાનો સર્વથા મહાન્ પ્રતિબંધ હનો ત્યાં દોડતી જતી હતી. કાંઇ પણ ભાંન વિનાની રત્નસુંદરી દોડવા જતાં રસ્તામાંજ તેના ભાગ્યચક્રની પરિસ્થિતિમાં થતો ફેરફાર અવલોકી શકી નહોતી. રત્નસમ દિવ્ય રત્નમંજરી તેના કર્ણમાંથી નિકળી માર્ગમાં પડ્યું, તો પણ શું? તેતો ચાલીજ જતી હતી. પ્રતિબંધ કરાયેલી ભુમિની સિમા પ્રત્યે પહોંચતાંજ મહા અનર્થ ઉત્પન્ન થવાનો હતો તે પણ ધ્યાનમાં રહ્યું નહિં. અરે? જેની આજ્ઞાને સર્વ દેવતાઓ સહિત બ્રહ્મા અને વિષ્નુ પણ માન્ય કરે છે તેની આજ્ઞાની અવગણના કરનાર આ રત્નસુંદરી કોણ? જેની એકજ તિક્ષ્ણ નજર માત્રથીજ પ્રલયકોપાગ્નિનો સર્વદા ભય છે તો આ સુંદરી ક્યા સામર્થ્યથી અભય છે? અફસોસ? ભાગ્યરેખા? હવે શું થશે?

પોતાનાં પ્રિય બાળકો ભુમિરેખામાં પહોંચવાની અણીપર હતાં. હવે ફક્ત એકજ પગલું બાકી હતું? રત્નસુંદરી પાસે જતાંજ બાળકો સહ પોતે પણ તે ભુમિરેખામાં પ્રવેશ કરી ચુક્યાં હતાં. પ્રવેશ કરતાંજ તેઓ અચાનક અદૃશ્ય પણ થઇ ચુક્યાં હતાં.

---

# પ્રકરણ ૭ મું.

## મંજરીની મનોવ્યથા કે મહાત્માની દિવ્ય કૃપા ?

મહાનયોગીના પરમપવિત્ર આશ્રમમાં વીરમુર્તિ મકરન્દ શાર્દુલનો ઘાત કરી યોગીરાજ, મંજરી તથા કુમાર જયંત સહ આવી પહોંચે છે. સર્વના મુખ પ્રદેશપર ગાંભિર્ય છવાઇ રહ્યું છે. થોડીવાર સુધી કોઇપણ કાંઈ બોલ્યું નથી. સુર્યદેવ મધ્યાન્હકાળ થવાથી પુર્ણપ્રભાવે સમસ્ત સૃષ્ટિને પોતાની અગ્નિમય જ્વાળાઓવડે તપ્ત કરતા હતા. સર્વ પશુ પક્ષીઓ પોતાના સ્થાનમાં હાંફતાં હાંફતાં વિશ્રાન્તિ લેતાં હતાં. ભુમાતા પોતાના ગર્ભમાંથી નીકળતી ઉષ્ણ જ્વાળાઓ વડે આવે જતા મુસાફરને ભયંકરતાનો આભાસ કરાવતા હતાં. એકાદ ઉદ્યોગપુર્ણ નગરમાં પણ આવા મધ્યાન્હ સમયે સર્વ પ્રાણિયો વિશ્રાન્તિ લેતાં હોય તો પછી આવા નિર્જન પહાડી પ્રદેશમાં ઉદ્દવિગ્નતા કોણ ધારણ કરે ? સારાંશ કે સર્વ ઠામે કેવળ નિર્જનતા નિસ્તબ્ધતા છવાઈ હતી. છેવટે ઉપર કથિત પર્ણકુટિરમાં આ શાન્તિનો ભંગ કરતા યોગિરાજ મકરન્દ પરત્વે કાંઇક ગંભિરભાવ મુખપર ધારણ કરી બોલ્યા કે;—" મહાનુભાવ મકરન્દ ! આપ આવા સમર્થ અને તેજસ્વી પુરૂષ હોઇ આ પાર્વતિય સ્થાનથી કેવળ અપરિચીત છતાં પણ શા અર્થે ભટકો છો તેનો હું ઘણો ઘણો વિચાર કરતાં છતાં પણ પાર પામી શકતો નથી એજ મને આશ્ચર્યમાં ગરકાવ કરે છે; કિન્તુ જો કાંઇ વિરૂદ્ધતા ન હોય તો તે કૃપા કરી જણાવશો. હું મારાથી બનતો પ્રયત્ન કરી ગુરૂવિદ્યાના પ્રભાવે આપનું કલ્યાણ કરીશ; અર્થાત્ યોગિઓ આ સૃષ્ટિના દુઃખી મનુષ્યો પ્રત્યે દયાવંતજ હોય છે તે હું યથાર્થ સિદ્ધ કરી આપીશ.

તમો સર્વે મારા બાળકો તુલ્ય છો. કાંઈ અંદેશો મનમાં ન લાવતાં જે હોય તે અથઇતિ મને નિવેદન કરો."

મકરન્દઃ—"યોગિન્દ્ર પ્રભુ ? આપ સર્વજ્ઞ છો. સર્વ દૃષ્ટા છો તો આપથી શું અજાણ્યુ હોઈ શકે ? દેવ ? અમો પામરો આપને કહેતાં પુર્વે આપ સર્વ જાણી શકો છો. આપ, ભુત, વર્તમાન, અને ભવિષ્યમાં પ્રવેશ કરવા સમર્થ છો. હું આપ પ્રભુના ધર્મમાં અંતરાયરૂપ ન થતાં કેવળ એટલુંજ કહીશ કે હું એક સર્વ પ્રકારે દુઃખી જીવ છું. મારી કર્મકથામાં આપ ન પડતાં કેવળ મારૂં કલ્યાણુજ સાધશો એજ હું ઇચ્છું છું."

યોગિન્દ્રઃ—"મકરન્દ ? વાસનાનો ત્યાગ થયા શિવાય કલ્યાણના માર્ગમાં વિચરવું એ 'નભુતો ન ભવિષ્યતિ' છે. તો અત્રે જે કાર્યાર્થે પ્રવૃત્તિમાં પડેલા છો તે યથાર્થ રીતે પુર્ણ કરો."

મકરન્દઃ—"પ્રભુ ? આ હૃદયની વાસના હવે પરિપુર્ણ થાય એતો ફાંફાંજ છે. ગિરિશિખરપરથી ઉતરતાં અશ્વપરથી પડતાંજ સર્વ આશા નષ્ટ થઇ છે. કિન્તુ તે પળવિષયક વિચારજ હૃદયમાં ઉદ્ભવતાં મહા વ્યથા ઉત્પન્ન થાય છે; તો દેવ હવે એ પ્રસંગ આટલેથીજ અટકાવો."

યોગિન્દ્રઃ—"પ્રિયવત્સ ? સંસારના અનેકાઅનેક બંધનથી બંધાયેલાં પ્રાણિયો કેવળ આખરે નિરાશામાંજ વિરમે છે એમ ધારવું કેટલેક અંશે ભુલભરેલું ગણાય છે. સત્ય પ્રયત્ન આગળ અસંભવ વ્યર્થ છે. દૃઢાગ્રહી પુરૂષો નાહિંમત ન થતાં જેમ જેમ વધુ દુઃખ પડે છે તેમ તેમ વધારે વધારે પ્રયત્નશીળ થાય છે. પોતાના સ્વાર્થમાં પારકાનું અનિષ્ટ ઇચ્છવું એજ આખરે નિરાશ બનાવે છે. આવતાં વિઘ્નોને ક્રમે ક્રમે યુક્તિપુર્વક દુર કરી પ્રયત્નમાં આગળ વધનાર પુરૂષ આખરે વિજયી થાય છે. જો એવી જ રીતે તમે ક્યાંઇ હતાશ થયા હો તો ફરી

પ્રવૃતિમાં આગળ વધો, અને વળી પણ પોતાનો સ્વાર્થ સાધવા પ્રયત્નવાન થાઓ અને આખરે જય પામશો, ગભરાઓ નહિં, નાહિંમત થાઓ નહિં, હતાશ બનો નહિં. "

મકરન્દઃ—"પ્રભુ ? શું ગઇ પળ ફરી આવશે ? શું મારી સ્થીતીમાં કાંઈ પરિવર્તન થશે ? ઓ વિભુ ? એવો પણ અવસર વળી પ્રાપ્ત થશે ?"

યોગિન્દ્રઃ—"વત્સ ? આવશે ? થશે ? સર્વ તારા મનની અભિલાષાઓ પરિપૂર્ણ થશે. હવે મિથ્યા વાર ન કરો. સત્વર ઉઠો અને સિધાવો. કાર્યમાં પ્રવૃત થાઓ. યોગદષ્ટિ વડે હું સર્વ જોઈ શકયો છું. તમારૂં દુઃખ સમજી શકયો છું. આવેલાં વિઘ્નો જાણી શકયો છું. હજી પણ વિઘ્નો નડશે; નિરાશ ન થશો. આખરે તમો વિજયી થશો. મારૂં એ સિદ્ધ વચન છે, તે કદાપિ મિથ્યા નહિંજ થાય. આવતા વિઘ્નોને અહિં બેઠે ટાળવા સમર્થ છું. મારૂં સ્મરણ કરજો. હું તરતજ હાજર થઇશ. જાઓ ? આશિશ !"

મકરન્દઃ—"તો પ્રભુ પ્રણામ ? જાઉં છું." (મનમાં કાંઇક વિચાર આવવાથી અટકી જાય છે.)

યોગિન્દ્રઃ—"વત્સ મકરન્દ ? કાંઇ પણ મનમાં ચિંતા ન ધરાવતાં ઇચ્છિત કાર્યમાં પ્રવૃત્ત થા. હું સર્વ સમજું છું, કાંઇ નહિં. સર્વ સારૂંજ થશે. તારી મનોભાવનાઓ સર્વ પરિપુર્ણ થશે."

મકરન્દઃ—"પણ પ્રભુ ?"

યોગિન્દ્રઃ—"બસ. (એકદમ ધ્યાનસ્થ થાય છે.) ૐ ઓંમ સચ્ચિદાનંદ ?"

મંજરીઃ—"જયંત ? પ્રભુ ધ્યાનસ્થ થયા ?"

મકરન્દઃ—"નહિં મંજરી ? મારા હૃદય વિચાર જાણી લેવા

પ્રવૃત્તિમાંન થયા ? અહો હવે શું થાય ? હું કેવો મુઢ ? આખર સુધી કાંઈ પણ તેમની શક્તિ સમજી શકયો નહિં ?"

જયંતઃ—"કુમાર મકરન્દ ? આપ શી રીતે મુઢ થયા ? કાંઈ ખુલાસો ?"

મકરન્દઃ—"જયંત ? વખત આવે સૌ સમજીશ. અત્રે તો બસ આટલેથી જ સંબંધી તુટયો જાણજે. હવે ફરી મળાશે તો મળીશું. ઇશ્વરે જે ધાર્યું હશે તે થશે. મંજરીને કાંઈ ઓછું આવવા દઈશ નહિં. પ્રભુ ઇચ્છા હશે તો સત્વર આવી મળીશ નાહં તો હવે પ્રણામ ?"

મંજરીઃ—"મકરન્દ ? શું આટલામાંજ ચાલ્યા જશો ? અમારો કાંઈક તો વિચાર કરો ? અરેરે ? શું આમજ થવાને મેળાપ થયો ?"

મકરન્દઃ—"મંજરી ? ન ગભરા. આ વિયોગ તે વિયોગજ નથી કિંતુ ચિરકાળના સંયોગને પ્રાપ્ત કરાવનાર, એક મહાન્ યોગ છે. મારા અને તમારા સંયોગને દૃઢતાની કસોટીએ ચઢાવી કાંચન પરખી કાઢનાર પ્રયોગ છે. અરે ? એમજ સમજો કે આ વિયોગ તે તમારાથી સંયોગ પ્રાપ્તિનો ઉદ્યોગ છે."

જયંતઃ—'મકરન્દ ? ત્યારે તમે અમને આ પ્રદેશમાં તજી અન્ય સ્થળે વિચરશોજ ? શું નહિંજ રોકાઓ ?"

મકરન્દ;—"ના કુમાર ? મારાથી હવે અહિં નજ રહેવાય ? વળી ગુરૂજીની આજ્ઞા પણ તેમજ કરવાની છે; તેમજ મારા અહિં રહેવાથી અન્ય સંબંધીઓ ઘણાજ દુઃખી થાય તેમ છે, માટે હાલ તો એજ ?"

મંજરીઃ—"પ્રિય મકરન્દ ?—હું સર્વે સમજુ છું. ગુરૂજી તો દેવ છે ? તે સંસારીઓની વાસના સમજે છે. તેઓ અત્યંત ક્ષમાશીળ પણ છે, તો હવે આમ વિયોગ કરવાનું કાંઈ કારણ ?"

મકરન્દઃ—" કારણ ? આપ્તજનોની દુઃખદ સ્થિતી! બીજું કાંઇ જ નહિ."

મંજરીઃ—" ગુરૂજીની આ અવસ્થામાં પરિવર્તન થતાં સુધી રહેવામાં શી અડચણ છે?"

મકરન્દઃ—" હૃદય મંજરી! જે કરવું જોઇએ તે ત્યાર પહેલાંજ પછી નહિ. જો હવે મારી ધીરજ રહેતી નથી. યોગ દષ્ટિયે નિહાળતા સર્વ પ્રત્યક્ષ થતાં વાર નથી લાગતી. મારા પગ ધ્રુજે છે. હવે હું જાઉં છું. તમો બન્ને ભાઇ બ્હેન સુખી થાઓ. કોઇ વખત યાદ કરશો તો હું સુખી થઇશ?"

મંજરીઃ—" ત્યારે હવે."

મકરન્દઃ—" પ્રણામ. પ્રભુને વિનવો કે આપણો ઝટ મેળાપ કરાવે. એજ."

મંજરીઃ—" શું! એ પણ કહેવાનું રહ્યું."

મકરન્દઃ—"કહેવાનુંજ નહિ! પણ આ સર્વ સેહેવાનું તો રહ્યુંજ."

મંજરીઃ— " હા."

મકરન્દઃ—" મંજરી જરા આમ આવ."

મંજરીઃ—( દુર જઈ) " કેમ ?"

મકરન્દ—" તું સર્વ સમજે છે. મારૂં હૃદય તારી પાસે છે. ફક્ત શરીરજ જાય છે."

મંજરીઃ—" કાંઇ નહિ. એનો ઇશ્વરજ સાક્ષી છે કે મારા હૃદયનાં ક્રમે શું પરિવર્ત છે."

મકરન્દઃ—" તો હવે પ્રણામ."

મંજરીઃ—"સત્વર પધારો. ધારેલા કાર્યમાં વિજયવંત થઈ વહેલા આવો."

મકરન્દઃ—"આ તારી આશીશજ મને વિજયી બનાવશે."

મંજરીઃ—"શુરવીર મકરન્દ ? એ સર્વે પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવશે."

મકરન્દઃ—"ધન્ય છે." (જાય છે) (મંજરી કુમાર જયંત જ્યાં યોગીરાજ ધ્યાંનસ્થ થયા છે ત્યાં આવી બેસે છે.)

પ્રિય વાંચક! કુમાર મકરન્દ હૃદયને પર્ણકુટિરમાં મંજરી પાસે રાખી સત્વર અશ્વપર સ્વાર થઇ સપાટામાં પાછળ કાંઇજ નહિ જોતાં, નહિ વિચારતાં, ચાલ્યો જાય છે. જ્યાં જાય ત્યાં તેને જવા દો. શું કરે છે; ક્યાં જાય છે, કેમ થાય છે તે સર્વે આગળ ઉપર જણાઇ રહેશે. આપણે તો અત્રે યોગિરાજ પાસેજ રહો. તે ધ્યાંનસ્થ થયા છે. પ્રભુની સૃષ્ટિમાં ભ્રમણ કરે છે. તેમના દર્શન જાગૃતાવસ્થામાં આવ્યા પછી કરીને અન્ય સ્થળે જઇશું. પ્રસાદ રૂપ વાણીથી તૃપ્ત થઈ પવીત્ર થઇશું. કુમાર જયંત ? મંજરી આવી પહોંચતાંજ સ્વસ્થ થયો. હવેજ તે જાગૃત થયો. યોગિરાજના આશ્રમમાં તેમનાજ આશ્રયથી અત્રે તે સુખી અવસ્થા ભોગવતો હતો.

મંજરી પાસે આવી બેઠી. જયંત કાંઇક ટોળમાંજ બોલવા લાગ્યો. "મંજરી! કુમાર મકરન્દ કોઇ શાણા અને ચતુર લાગે છે તેમની વાતચીતની ઢબ ઉપરથી તો સામાને ભોળવી પોતાના કબજામાં લે તેવાજ લાગે છે. વળી શુરવીર પણ છે. મંજરી ખરૂં કહું તો તારા પ્રત્યે કાંઇક પક્ષપાત વાળી દૃષ્ટિ પણ દેખાતી હતી. પણ બ્હેન! જે દિવસે હું પેલા હરિણ પછવાડે દોડી આવ્યો ત્યારે તમો બન્ને શી વાત કરતાં હતાં ?"

મંજરીઃ—"જયંત! તું ઘણો અવિચારી છે. તને કાંઇ બોલવાનું ભાનજ નથી, સારાસારનો વિચાર પણ નથી. શું ? તે મહા પુરૂષનો ઉત્કર્ષ પણ તારાથી સહન કરી શકાતો નથી! કે આમ બોલે છે!"

જયંતઃ—"બ્હેન! તું કહે છે તેવો હું નથી; પણ તુંજ વિચાર કરી જો કે તે તારીજ સાથે સાથે કેમ ફરતા હતા! તારીજ સાથે કેમ રમતા હતા! તારીજ સાથે કેમ સંભાષણ ચલાવી રહ્યા હતા?"

મંજરીઃ—"ભાઈ જયંત! બાળકોથી સંવાદ પ્રસંગોપાત હોઇ શકે છે. તેમનો આપણા પ્રત્યે પ્રેમ કેવળ નિસ્વાર્થ, અપ્રતિમ અને નિર્દોષ હતો. તું તારા કોમળ હૃદયને અસંભવિત કલ્પનાઓ વડે કરી દુષિત ન કરીશ; નહિં તો પાપમાં પડીશ. શુદ્ધ સંભાવિત પ્રેમ તેમના જેવા હૃદયોમાંજ ચિરકાળ વસી રહેલો છે. તેવાં હૃદયો આપણા જેવાં નિર્દોષ, દુઃખી અને નિસ્વાર્થીઓ પ્રત્યે આકર્ષાય એ નૈસર્ગિક છે, કૃત્રિમ નથી. આ સર્વ અનુભવ વિનાના તારા જેવા બાળકને ન સમજાય તેવું છે; માટે આમાં વચ્ચે પડવું તજી દે. તારા જેવા કૌમારાવસ્થામાં વિચરતા, સંસારના સુખ દુઃખથી અપરિચીત, અનુભવજ્ઞાન વિનાના, શુદ્ધ પ્રણયના તોફાની પવનના વાવાઝોડાથી અજ્ઞાત, સર્વ સૃષ્ટિના પ્રાણીયોમાં કેવળ અદ્વૈત ભાવના સમજનાર બાળક જ્યારે આ સ્થિતીમાંથી નીકળી તેનાથી ચઢીયાતી સ્થિતીમાં પ્રવેશ કરશે ત્યારેજ સમજી શકશે કે સૃષ્ટિ કેવળ એકનેજ અર્થે છે યા બેને અર્થે છે."

જયંતઃ—"બ્હેન મંજરી? તું કેમ સર્વ ભુલે છે! પ્રત્યક્ષ દાખલો પાસેજ છે છતાં તારી સમજમાં આવતું નથી એ આશ્ચર્ય છે."

મંજરીઃ—"કહે ભાઈ જયંત? સત્વર કહી દે, આજે હુંજ તારી પાસે આવો સંવાદ ચલાવવા બેઠી છું એજ આશ્ચર્ય નથી તો બીજું શું છે?"

જયંતઃ—"મંજરી? યોગિન્દ્ર પ્રભુ પ્રત્યે નજર કર."

મંજરીઃ—"જયંત? તેમની અવસ્થા પ્રત્યે વિચાર કર. તેઓ અત્રે કયા આશ્રમમાં વિચરે છે? તેમની વય શું છે? તેમનો અ

ભવ કેવો છે? તેમનું જ્ઞાન કેવું છે? આ સર્વનો વિચાર કર, પછી પ્રશ્ન કર અને તેનું યથાયોગ્ય ઉત્તર હું આપીશજ."

જયંતઃ—"મંજરી! હું વિચાર્યા વિના ક્યારે બોલું છું? શું પ્રથમથીજ તેઓ આ આશ્રમમાં છે? શું તેમની વય પણ આજ છે? કાંઈ ફેરફાર થયો નથી? વળી અનુભવ પણ પ્રથમથીજ આવો પરિપક્વ દશામાંજ છે? કે વાંકાચુંકા માર્ગે ભ્રમણ કરતાં સુખદુઃખના સપાટા સહન કર્યા નહોતા? તેમજ જ્ઞાન પણ ક્રમે ક્રમે મેળવ્યુંજ હશેને?"

મંજરીઃ—"(હાસ્ય કરી) અહાહા? કેવળ કુદરતની પ્રથા જાગવનાર આનેજ આ વિશ્વ બાળકના નામથી ઓળખે છે. જો આમ ન થયું હોત તો બાળક કેમ કરી કહી શકાત? પ્રભુ તું તારો નિયમ જાણે કે અજાણ્યે હરહમેશ આ તારા પેદા કરેલા પ્રાણિયો પાસે પળાવે છેજ."

જયંતઃ—"મંજરી! સ્વાર્થી ન થા. મને જરા આ સમજાવતો ખરી?"

મંજરીઃ—"ભાઈ જયંત? તારાજ શબ્દોએ તને મહાત કર્યોછે."

જયંતઃ—"શી રીતે?"

મંજરીઃ—"મારો આશ્રમ કયો? અને યોગિન્દ્ર પ્રભુનો કયો? કેમ? તેમાં તને સરખાપણું માલુમ પડે છે? તેમની વય શું આજ હતી? કે નાનાથી મોટા થયા હતા? અનુભવ પણ પ્રથમથીજ આવોજ છે કે ધારે ધારે થયો હશે? તેમજ જ્ઞાન પણ એકદમ વિના પરિશ્રમે આવ્યું? મનુષ્ય ઉચ્ચ કોટિમાં ક્રમે ક્રમે પ્રવેશ કરેછે. તેમની અવસ્થાયે તને અને મને પોહોચતાં, હજી ઘણો સમય જોઇએ. મારો ગત આશ્રમ તો કાંઇ પણ નવિનતા વિના તારા જેવોજ ગયો છે. હવે હું કૈમારાવસ્થામાંથી નીકળી યૌવનના પ્રભાતમાં પ્રવેશું છું,

તો મારે તેનો પણ અનુભવ લેવોજ જોઇએ. અનુભવ વિના મેળવેલું જ્ઞાન પણ નિરર્થક છે, એવું મહાન્ પુરૂષો કહે છે એ સત્યજ છે? યોગિરાજના આશ્રમે પહોંચતાંજ યોગિરાજ સમક્ષ બેસવા યોગ્ય ઇશ્વર કૃપા હશે તો તારી બ્હેન મંજરીને તું પ્રત્યક્ષ જોશે. ઇશ્વર નિર્મિત સર્વ આશ્રમોમાં સર્વ પ્રાણિયોએ વિચરવું એજ ઇશ્વરી નિયમ છે અને એજ પ્રાણિમાત્રને લાભ કર્તા છે. જો? જો? આ વિશ્વનું પાલન કરનાર શ્રી વિષ્ણુ ભગવાન, સમસ્ત સૃષ્ટિના કર્તા શ્રી બ્રહ્મદેવ, અને સમગ્ર વિશ્વને કાળની કરાળ જાળમાં સપડાવી લય કરનાર શ્રી સ્વયંભુ શંકર; તેમના દાખલા જો. વિચાર કર? હવે શો ઉત્તર દેછે?"

જયંતઃ—"સત્ય છે બ્હેન મંજરી! તારૂં કહેવું યથાર્થ છે? હું બાળક તે બાળકજ ઇશ્વરી નિયમ હું હવેજ સમજ્યો."

યોગિન્દ્રઃ—"(સમાધિમાંથી જાગૃત થતાં) તથાસ્તુ મારાં પ્રિય બાળકો! હું યોગાવસ્થામાં સર્વ જોઈ શકયો છું. તમારાં સંભાષણો સમજી શકયો છું.

મંજરીઃ—"જય જય વિશ્વ વિજયી યોગિરાજ; આપનો જય? આ અજ્ઞાન બાળકોનાં આપશ્રીના ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ છે. કિંતુ આ બાળકોનો કાંઈ અપરાધ હોય તો ક્ષમાવંત થવા કૃપા કરશો."

યોગિન્દ્રઃ—"મારાં પ્રિય બાળકો? તમો અપરાધી હોઇજ ન શકો? ઉચ્ચ સંસ્કારી હૃદયો અપરાધ કાર્યમાં પ્રવર્તવાં અસંભવિત છે. પરંતુ કુમાર મકરન્દ કયાં છે? તે કેમ જણાતા નથી?"

"મંજરીઃ—"પ્રભુ! આપની આજ્ઞા પરત્વે તેઓ સ્થાનાન્તર કરી ગયા."

યોગિન્દ્રઃ—" શું તે ગયાજ ? તો દુઃખી થઈ ફરી પાછા અહિંજ આવશે. તે શિવાય અન્ય માર્ગે તેઓ સુખી થઈ શકશે નહિં."

પ્રિય પાઠક ગણો ? ભાગ્યદેવીની વિચીત્રતાતો જુઓ ? અહિં મંજરી આ સર્વ સમજવામાં કેટલી ગંભીર ભુલ કરે છે ? મકરન્દ અત્રેથી ગયા તો દુઃખી થઇ ફરી પાછા અહિં આવશે એ વાકયનો અર્થ મંજરી હૃદયમાં ઉંધોજ કરે છે. તે તો એમજ સમજી છે કે યોગિન્દ્રે યોગદષ્ટી વડે કરી મકરન્દ અને પોતાની વચ્ચેનો પ્રણય જાણી લીધો છે અને પોતાને મુકી તેઓ ચાલ્યા ગયા છે માટે પ્રણય વિયોગથી દુઃખી થઇ અત્રેજ પાછા આવશે પણ સત્યવાત તે કયાંથી સમજી શકે? વિધી નિર્માણ શું હતું તે કયાંથી જાણે? યોગિન્દ્ર પ્રભુ જાણે કે ઇશ્વર જાણે. અત્રે હું પણ તે કહી શકતો નથી; કારણકે હું પણ એક મનુષ્યજાતું; પણ એટલું તો ખરૂંજ છે કે મકરન્દ ફરી પાછો આવશેજ; અને તે પણ ભુત ભવિષ્ય અને વર્તમાનના જાણનાર યોગિન્દ્રના વચનથીજ. યોગિયોનાં વચન મિથ્યા હોઇ શકેજ નહિ; એતો નિર્વિવાદ છે વળી પાછા આવ્યા શિવાય તે વિજયી પણ નહિંજ થાય એવું પણ યોગિન્દ્રે કહ્યું છે તો શું વિજય પ્રાપ્ત કરવા પણ તે આવ્યા વિના રહેશે ? નહિંજ. તો હવે મંજરીને ફરી તો મળશેજ; એ સિદ્ધ જ છે; તો હે મંન હવે ધિરજ ધારણ કર.

" યોગિન્દ્ર પ્રભુ ? શું તેઓ અહિં ફરીથી આવશેજ ? મંજરી એ પુછયું. ?

" હા ? બાળા તે ફરીથી અહિંજ આવશે. વિજયી થવા તેમને આવવુંજ પડશે. અહો ? ઇશ્વિરે શું શું નિર્મીત કર્યું છે ? પુત્રી મંજરી ! તારૂં અહો ભાગ્ય છે ? તારી મહત્તા અમુલ્ય। શિવાય તે વિજયી કદાપિ થઈ શકશે નહિં. પુત્રી સમજકે તારી સર્વ મનોવાંચ્છનાએ। પરિપર્ણ

થશેજ. તારૂં વર્ચસ્વ કબુલ્યા શિવાય કાંઇ પણ થવું અશક્ય છે.” યોગિન્દ્ર બોલ્યા.

“પ્રભુ? તેઓ શા દુ:ખે આટલા બધા દિવસથી વ્યગ્ર ચિત્તે આ પ્રદેશમાં ફર્યા કરે છે તે કાંઈ શમજી શકાય તેમ નથી તો કૃપા કરી આ આપની રંક પુત્રીને સમજાવશો.” મંજરીએ પુછ્યું?

“પુત્રી! તે સર્વ આપેજ જણાઇ આવશે. એ સર્વમાં તારી મદદ શિવાય જ્યાં કંઇજ થવાનું નથી ત્યાં તારા સમજવામાં આવ્યા શિવાય શું થનાર છે? નિશ્ચિંતતાથી ધીરજ ધર; હવે એ સંબંધે વધારે પ્રશ્ન ન કરતાં હું કહું તે સાંભળી લે. હૃદયને હાથમાં રાખજે. સાંભળ્યા પછી પણ કાંઇ સાહસ કાર્યમાં ઝંપલાવીશ નહિં. તું અત્રેથી બીજે ક્યાંઈ જઇશ નહિ. જવાનો વિચાર પણ કરીશ નહિ; છતાં કરીશ તો મહા અનર્થ થશે. પુત્રી મંજરી? ભાઈ જયંત? તમારી માતા કે જેને તમો બન્ને એ મરી ગએલી માની છે તે ખરૂં જોતાં તો મરેલી નથી પણ જીવે છે.”

“મંજરી જયંતઃ—(આશ્ચર્યથી) પ્રભુ? પ્રભુ?? શું તે જીવે છે? કેટલા આનંદની વાત? તે ક્યાં છે તે યથાસ્થિત કહો. કેવી સ્થિતીમાં છે; શું કરે છે; સ્વતંત્ર યા પરતંત્ર હોય તો કોના કબજામાં છે?”

યોગિન્દ્રઃ—“મારાં પ્રિય બાળકો? ધીરજ ધરો હું તેજ તમોને સંભળાવું છું;-તમારી માતા અત્રે ઘણીજ દુઃખી છે. વિલાપ શિવાય અન્ય તેને કરવાનું અત્રે કાંઈજ નથી. પરતંત્રતાની બેડીમાં તે ઘણીજ સખ્તાઈથી જકડાયેલી છે; પણ ચિંતા જેવું નથી કારણકે તે અત્રે પાતાળમાં નાગલોકના સ્વાધીનમાં છે; તેઓ રાક્ષસ જેવા નથી. કાંઇક ગેરસમજથી તે સપડાએલી છે; પણ આખરે મહા ભાગ્યવંત નીવડી, અનેક અલૌકિક સિદ્ધીઓ સંપાદન કરી ,સર્વથા કલ્યાણરૂપ બની આ જગતમાં પ્રત્યક્ષ થશે, તે વખતે તમો પણ તેની શક્તિઓ સમજી

આનંદ પામશો. અરે મારાં પ્રિય પાત્રો ? તેણે ઘણુંજ દુઃખ વેઠયું છે અને હજી વેઠશે: પણ ધીરજ રાખો. તેની ચિંતા તે સર્વેશ્વર પરમ પ્રભુને છે."

મંજરીઃ—" અહો માતા ? માતા ? ? અમો કેવાંય સભાગી છીએ કે તારી દુઃખી અવસ્થા જાણ્યાં છતાં, કાંઇ પણ કરવા અસમર્થ છીએ. અરેરે ? પ્રભુ ? પ્રભુ ? ? પિતાજીના શાંત, શુદ્ધ અને પ્રેમમય વાત્સલ્ય સુખથી રહીત તો કર્યાં પણ એક માતાના ઉત્સંગથીએ અળગાં કર્યાં એ તે કેવો ન્યાય ? અથવા દુઃખને પણ શું અન્ય પાત્રજ ન જડયું ? ત્રાહિ ? ત્રાહિ ? ? યોગિન્દ્ર પ્રભુ ? હવે શું થશે ! શું દુઃખથી તે દેવલોકતો નહિં પામે ?"

યોગિન્દ્રઃ—" મંજરી ? મારૂં સત્ય અને સિદ્ધજ વચન છે કે તારી માતા એક માતા યા દેવી સમાન, દૈવી શક્તિયોથી વિભુષીત થઇ, વિશ્વમાં વિજયી થઇ જગતની નજરે આવશે. તે કરૂણા સાગરની કૃતી કેવળ અગમ્યજ છે."

પાઠકગણ ! દુઃખી મંજરી, અને હતાશ હૃદયી કુમાર જયંત, આ પ્રમાણે પોતાની પ્રિય માતાની વિતકવાર્તા યોગિન્દ્ર પ્રભુના મુખથી શ્રવણ કરી અત્યંત ત્રાસી ઉઠયાં હતાં, પરંતુ " ઇશ્વરેચ્છા કેવલમ બલિયસિ "એ નૈસર્ગિક સિદ્ધાંતથી જ્ઞાત હોવાથી ખીન્ન હૃદયે વશે કે કવશે ધીરજ ધરી રહ્યાં. અનેક દુઃખોને અંતે પણ પોતાની પ્રિય માતાનો મેળાપ સર્વોત્કૃષ્ટ રીતે થવાનું શ્રવણ કર્યાથીજ માત્ર પોતાને સુખીમાની રહ્યાં. સુખને અંતે દુઃખ, અને દુઃખને અંતે સુખ એતો ઇશ્વરી નિયમજ છે તો આ સમસ્ત સંસારમાં નિરાધાર બે ભાઇ બ્હેન પણ તેજ આશાની રાહ જોવાનો મનથી નિશ્ચય કરી બેઠાં; અત્રે બન્નેનો આધાર ફક્ત યોગિન્દ્ર પ્રભુ પરજ હતો.

# પ્રકરણ ૮ મું.

## ભયંકર નાગપાશ.

નિર્મળ આકાશમાં પ્રકાશી રહેલા તારાઓના ઝુમખામાંથી જેમ એકાદ તારો ખરે તેમ આમ્ર વૃક્ષ ઉપરથી અનુચર જયદેવ નિચે ઉતરતાં લથડી પડયો એ તમોને વિદિત છે. ગરીબ જયદેવ પોતાના પ્રિય સ્વામીની સેવા બજાવી લાવવા જતાંજ આ પ્રસંગ તેના પર આવી પડયો એજ તેનું હતભાગ્ય હતું અથવા કહો કે અમરનાથના દુઃખમાં સમભાગી થવા પોતાના હૃદયના શુભ અને શુદ્ધ નિશ્ચયને અમલમાં મુકવા દૈવે તેને અનુકુળતાજ કરી આપી. પ્રિય સ્વામીના સાચા સેવકો આવા વિકટ પ્રસંગોમાં આ ભારત વર્ષમાં નિરંતર ઉત્પન્ન થયા કરેછે એવી દૈવી સંપત્તિથી વિભુષિત આ ભારત વસુંધરાનું પણ અહો ભાગ્ય છે ? સ્વામીના સુખે સુખી એતો સરળતા ભર્યું લાગે છે પણ દુઃખે દુઃખી થવામાંજ સેવકોની મહત્તા ગણાય છે અને એ દરેક આર્ય પુત્ર સારી રીતે સમજે છે. અનેક પત્થરો સાથે અથડાતો, કુટાતો, અનુચર જયદેવ પહાડની ઉંડી ખીણમાં ગબડતો જાય છે. હાથ, પગ, વાંસો અને મસ્તકમાં પણ અનેક ઠેકાણે વાગ્યાથી લોહી નીકળતું હોવા છતાં પણ આમ્રફળો સંભાળી રાખવામાં પાછી પાની કરતો નહિં હોવાથી પોતાના દેહની આહુતિ આપ્યે જાય છે એજ તેનું મહદ્ હૃદય છે. અત્રે સર્વેશ્વરેજ તેનામાં હૃદયબળ મુકેલું છે નહિંતો આવા પ્રસંગે આમ્રફળ આમ્રફળના ઠેકાણેજ રહી જાય;

છતાં પણ ખીણના વધારે ઉંડાણવાળા ભાગમાં પડતો અટકવાનું કાર્ય પોતાની શક્તિની બહાર હતું. ખીણના ઉંડાણથી તે સર્વથા અજ્ઞાત હતો એટલે હવે વધારે વાર સુધી તે ધૈર્યને ટકાવી શકે તેમ નહોતું. હવે હૃદય હતાશ થવા ધાગ્યું. શ્રોણિત વહન હદપાર થવાથી તે બેભાન પણ થવા લાગ્યો. હવે તેણે પોતાના સ્વામી અમરનાથને ફરીથી મળવાની સર્વ આશા છોડી દીધી. પોતાનું નગર, પોતાની પ્રિયા તથા બાળકો આ વખતે જયદેવની નજરે તરી આવ્યાં પરંતુ સ્વામી સેવાથી હૃદય પરિપુર્ણ હોવાથી તે સર્વ બાબતોનો વિચાર કરવાનો હૃદયે અવકાશ ન આપ્યો. આવા અણીના પ્રસંગે સ્વામીની સેવાનો લાભ એક મારા જેવા ગરીબ હતભાગીને છાજેજ નહિં એવું તેના હૃદયે માની લીધું. શું હવે મારૂં મૃત્યુજ થશે ? હવે અમરનાથનું દર્શન ફરીથી નહિંજ થાય ? આશા ! આશા ! ! તુંજ સર્વની દુઃખમાં જીવનરૂપ છે ? ઇશ્વરે તને ન સૃજી હોત તો અનેક મનુષ્યો દુઃખના ભયંકર સ્વરૂપો અનુભવતાંજ મૃત્યુવશ થાત ! પણ તેંજ સર્વને જીવતદાન આપ્યું છે. તો આ જયદેવ પણ શું તને તજશે ? અથવા શું તુંજ તેનો ત્યાગ કરીશ ? જો તુંજ તેનો ત્યાગ કરશે તો આ જયદેવને જીવન સાધનરૂપ કોણ થશે ?

પણ નહિં ! તું પણ કુદરતના કાયદાને અનુસરી ચાલનારી હોવાથીજ પરસ્પરને મદદરૂપ છો; જયદેવ હૃદયગત વિચાર કરવા લાગ્યો.

પ્રિય વાંચક ! વિચારમાં ને વિચારમાં પડતો આખડતો એક કઠાણ ઉપર આવતાં તે સંપૂર્ણ બેભાન થવા આવ્યો હતો. આ જગ્યાએથી નિચે ગબડવાનો ઢાળ બીલકુલ હતોજ નહિ; ફક્ત સિદ્ધો ઉંડો ખાડો આવી રહ્યો હતો; અને છેક નિચે જમીન પણ મોટી

મોટી શલ્યાઓથી ભરેલી હતી. અહિં કઠાણ ઉપરથી પડવું એ હરકોઇને માટે મૃત્યુને મળવા જવા જેવું હતું તો આપણો જયદેવ પણ તેનાથી કેમ બચી શકે? વિચારપુર્વક તપાસતાં તો આટલે ઉંચેથી પડનાર કોઈ પણ મનુષ્ય જીવતો રહે એ અશકય જેવું છે, પરંતુ તેમ છેજ નહિં; કારણ કે ઘણી વખત એવું પણ નજરે જોવામાં આવે છે કે પગની એક નજીવી ઠોકર વાગતાં મનુષ્ય તુરત પ્રાણ ત્યાગ કરે છે અને સેંકડો ફીટ ઉંચેથી પડતાં છતાં પણ દૈવયોગે સર્વ રીતે સુરક્ષિત રહેલો જોવામાં આવે છે તો મરવું યા જીવવું એ ઇશ્વરને આધિન ગણી શકાય છે.

વાંચનાર! જયદેવ! દુઃખી જયદેવ!! તે કઠાણ ઉપર આવી પહોંચતાંજ નીચે અતી ઉંડાણવાળી ખીણમાં ઉથલી પડયો. હવે તેને બચાવનાર અહિં ઇશ્વર શિવાય કોઇ નહોતું. પુર્ણ અન્ધકારથી છવાયેલી ભયંકર ઉંડી ખીણમાં નીચે આવતાંજ તે એક શિલાના ઉપર જોરથી અથડાયો. જયદેવના પછડાવાનો ધ્વનિ એટલો તો મોટો અને ગંભીર બન્યો કે એક પળમાં તો ખીણમાંનું સર્વ વાતાવરણ ખળભળી ઉઠયું. અંધકારમાં છુપાયેલાં સર્વ પક્ષીઓ આ ભયંકર ધ્વનિથી ગભરાટમાં ઉડી ગયાં. શિલાતલ ઉપર પડતાંજ તે શિલા જમીનમાં બેસવા લાગી. આશરે દસેક હાથ અંદર ઉતરતાં જ તે શિલાની જગાએ બીજી શિલા ઉપરના ભાગપર આવી રહી હતી; અર્થાત્ આ ભયંકર ભેદ પ્રપંચથી ભરેલી ખીણમાં આવી રહેલી ગુહાનું દ્વાર અકસ્માત્ રીતે બંધ થયું. આ દશ હાથ ઉંડા અને આશરે પાંચેક હાથ પહોળા ખાડામાં એક શિલા ઉપર બેભાન જયદેવ પડયો હતો; અને ઉપર તો શિલા હોવાથી કદાચ જયદેવ જીવતો હોય તો પણ ઉપર આવી બહાર નીકળી શકે તેમ હતુંજ નહિં;

એટલે સર્વે રીતે તે મુર્છીતાવસ્થામાંજ કેદ પકડાયેલો ગણીયે તો સંભવિત હતું. આ ગુહાની માંહી પ્રવેશ કરવાના દ્વારથી જયદેવ કેવળ અપરિચીત હતો; છતાં દ્વારમાં રહેલી એક નાની ફાટમાંથી અંદર ઉગેલી અનેક વનસ્પતિઓનો સુગંધિત, સ્વચ્છ, મલય, જયદેવ હતો ત્યાં પણ આવતો હતો. જયદેવના અંગમાંથી શ્રોણીત વહન હજી અટક્યું નહોતું; પરંતુ ફાટમાંથી આવતા સ્વચ્છ વાયુથી કાંઇક મંદ થયું હતું. અમૃત સમાન વાયુથી, શાન્તિ પ્રગટતાંજ, જયદેવના શરીરમાં કાંઇક ચૈતન્ય આવવા લાગ્યું. જેમ જેમ જયદેવ ચેતન થવા લાગ્યો તેમ તેમ પોતાને વાગેલી જગ્યાએ અતિ બળતરા થવા લાગી. થોડી વારમાં તો સાવધ થઈ ગયો; પણ તેનાથી ઉઠી શકાયું નહિ તેમજ ગુહામાં રહેલા અભેદ્ય અંધકારથી કાંઈ પણ જોઇ શક્યો નહિં; છતાં પોતાની સ્થિતી તો કાંઇક કળી શક્યો ખરો. હવે તેના હૃદયમાં કાંઇક વિચારમાળા ઉત્પન્ન થઈ.

જયદેવની સર્વ પરીસ્થિતીથી આપણું પુર્ણ જ્ઞાત છીએ. અનેક વિઘ્નો સહન કરતાં છતાં, એ અવર્ણનીય સેવાલાભ પોતાને પ્રાપ્ત થયો પણ દૈવયોગે છાજ્યો નહિં. તે હૃદયમાં અતિ ખિન્ન થવા લાગ્યો. તેના મનમાં ઘણુંજ ઓછું આવ્યું. તેનું હૃદય હવે રડવા લાગ્યું; પોતે આરંભેલા કાર્યની અપુર્ણતાને લીધે દીલગીર થયો. કદાચ આ આવી પડેલી વિપત્તીથી પોતાનું મૃત્યુ થાય ત્યારે જયદેવની વાસના આ સૃષ્ટિ પર રહી જાય પણ પ્રભુયે એટલી બધી ક્રુરતા બતાવી નહોતી તેમજ બતાવનાર પણ નહોતો.

અસ્તુઃ આ ગુહાની અંદરના ભાગમાં એક સમચોરસ ખંડ આવી રહેલો હતો. તેની અંદર કાંઇ પણ જાતનો સરસામાન નહોઇ કેવળ ખાલી બીન વપરાશનાળો પડી રહેલો માલુમ પડતો હતો. જયદેવ

હળવે આસ્તે રહી ઉઠવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આખરે મહા મહેનતે તે ઉઠી શિલાતલ ઉપર બેઠો. આસપાસ નજર કરતાં કેવળ અંધકાર શિવાય તેને કાંઈ બીજુ માલુમ પડયું નહિ. તદ્દન અપરિચીત ગુહામાં જ્યાં ભીષણ અંધકારનું સામ્રાજ્ય સ્થાપિત થએલું હોય ત્યાં શું નજરે તરી આવે? આવી અવસ્થામાં વધારે વખત સુધી પડી રહેવાનું તેને માટે નિર્માણ નહોતું; કેમકે અચાનક તે ગુહામાં કાંઇક પ્રકાશ પડવા લાગ્યો. પ્રકાશની મદદથી પોતે કેવી જગ્યામાં સપડાએલો છે તે સમજી શકયો. હવે તો તે બહુજ ગભરાયો. છુટવાનો કોઇ પણ રસ્તો નહોતો; તેમજ પોતે શક્તિહીન હતો એટલે કાંઇ પણ થઇ શકે તેમ નહોતું. દ્વારની ફાટમાંથી આવતા વાયુનો શિતળ સ્પર્શ આનંદથી અનુભવતો હતો. આ વાયુ લહરી કયાંથી આવતી હતી તેનું હવે તે સંશોધન કરવા લાગ્યો, આખરે તેને ફાટ માલુમ પડી આવી; પણ દ્વારને ઉઘાડવાનું તે સમજી શકયો નહિં. જયદેવ, ફાટની ચારે બાજુ બારીકીથી અવલોકવા લાગ્યો તો તેને તરતજ માલુમ પડી આવ્યું કે તેમાં એક રેશમની દોરીનો છેડો આવી રહેલો હતો. હવે તેને તે દોરી સ્વાભાવિક રીતેજ ખેંચી પરિણામ પર નજર કરવાનો તર્ક ઉત્પન્ન થયો. કેટલીક વખત સુધી ખેંચવી યા નહિં તેની ગડભાંગ ચાલી પણ આખરે ખેંચવાનો વિચાર વૃદ્ધિ પામ્યો. કોઇ પણ જાતના અનર્થ વા વિઘ્નને હૃદયમાં સ્થાન ન આપ્યું. ચાહે તે થાઓ, જીંદગી ભલે આજેજ જાઓ, પણ તે રજ્જુ ખેંચવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો. શિલાતલ ઉપરથીજ સહજ વાંકો વળી રજ્જુને તેણે સ્પર્શ કર્યો. સ્પર્શ કરતાંજ પોતાને થએલી વેદના ઓછી માલુમ પડી. આટલો લાભ અનુભવતાં તે પ્રફુલ્લીત રહ્યો. હવે તેને પુર્ણ આરામ માલુમ પડયો.

અહો આ એક રેશમી રજ્જુ! અરે કહો કે અમૃતમય રજ્જુ

કે જેના માત્ર સ્પર્શ કરીને આટલું સુખ અનુભવ્યું તો તેના કાંઇક વધુ સંબંધ વા વધુ પ્રયોગ કરતાં તે કેટલી સુખમય નીવડશે તેની કાંઇ હૃદયમાં કલ્પના? અવશ્ય આ ગુહામાંથી છુટા થવાનો સચોટ ઉપાય તો તેનેજ તે માનવા લાગ્યો. હવે તો તે કોઇપણ વિઘ્ને તેને ખેંચવાનો પુર્ણ નિશ્ચય કરી બેઠો. હૃદય હવે શાને ધીરજ ધરી રહ્યું છે? કોની રાહ જોઈ બેસી રહ્યું છે? આનાથી કાંઇ બીજો સુગમ રસ્તો શું અસ્તિત્વમાં છે? નહિંજ. તો પછી કર યાહોમ. જે થાય તે ખરૂં. “ અર્થમ્ સાધયામિ વા દેહમ્ પાતયામિ. ”

રજ્જુને જરા ખેંચતાજ ગુહા એકદમ જળહળ થતા દેદીપ્યમાન પ્રકાશથી છવાઇ રહી. આ પ્રકાશ એક તેજોમય વિદ્યુત પ્રકાશ સમ ભાસવા લાગ્યો. પોતાની ઉપર તથા નીચે શું છે તેનું ઘણીજ સેહેલાઇથી નિરીક્ષણ કરી શકયો. મસ્તક ઉંચુ કરી જોયું તો ગુહાનો ઉપરનો ભાગ એક શિલાથી ઢંકાયેલો માલુમ પડયો; તેમજ પોતે પણ એવીજ એક શિલાપર આસનસ્થ હતો તે જોઇ શકયો. આસપાસ પત્થરની બાંધેલી ગોળ દિવાલથી તે પોતાને ઘેરાયેલો જોઈ શકયો. પ્રકાશથી જયદેવની આંખો અંજાવા લાગી. તે તેજને સહન કરવાની શક્તિ આ ચર્મચક્ષુની હતીજ નહિં. નયન મીંચાઇ ગયાં. હવે તે રજ્જુને જરા વધારે ખેંચી. ખેંચતાંજ ભીંતનો એક પત્થર જમીનમાં ઉતરી પડેલો માલુમ પડયો. આ જોઈ જયદેવ એકદમ આભો બની ગયો. આશ્ચર્યતાથી તે જોતાંજ તેને માલુમ પડયું કે અંદરની બાજુએ પ્રવેશ કરવા માટે આશરે દશેક પગથીયાંની પત્થરથી બાંધેલી નિસરણી હતી. આ નિસરણીનાં સોપાન તરફ નજર કરતાંજ સમજી શકયો કે તેને હમણાંજ કોઇ ચાળી ઝુડીને સાફ કરી ગયું હશે; કારણ કે જરા પણ કચરો દેખી શકાતો નહોતો વળી તે ઘણા વખત વપરાતી

હોવાનાં ચિન્હ પણ મનમાં ધારી શકયો; કારણ કે પગથીયાંના પત્થર ઘસાયેલા માલુમ પડતા હતા. પ્રભુએજ જયારે આ નાનકડી ગુફા-માંથી બહાર નિકળવાનો માર્ગ પ્રત્યક્ષ બતાવ્યો ત્યારે હવે તે માર્ગેજ ગમન કરવાનો હૃદયગત વિચાર જયદેવને ઉત્પન્ન થયો. આ માર્ગે ગમન કરવાથી શું પરિણામ યા કેવા પ્રકારની વિપત્તિમાં પોતે સપડાશે તેનો ખ્યાલ સુદ્ધાં પણ તેને નજ આવ્યો. તે સત્વર ઉઠયો અને ગુહાના ઉઘડેલા દરવાજામાંથી પ્રથમ સોપાનપર પગ મુકતાંજ ગુહાનું દ્વાર મોટા અવાજ સાથે બંધ થયું. હવે તેનું હૃદય ધમધમી ઉઠયું. તે માર્ગદર્શક રજ્જુનો ત્યાગ કરી શકતો નહોતો કારણ કે તેને ગ્રહણ કરી રાખવા માત્રથીજ પ્રકાશ નિહાળી શકતો હતો. એક પછી એક સર્વે સોપાન ઉતરી રહેતાં નીચેની સ્વચ્છ જમીનપર આવી પહોચ્યો. આ ઓરડો કે આશરે બસો સમચોરસ હાથ હતો તેમાં કાંઇ પણ ચીજ મુકવામાં આવેલી નહોતી. ઓરડાના એક ખુણામાં નજર કર-તાંજ એક નાગદેવની મોટી સુવર્ણ મુર્તિ દેખાઇ આવી. આ મુર્તિના ઉપર થોડાંક સુગંધિત પુષ્પ પણ પડેલાં દેખાતા હતા, જેથી તે સત્વર એમ હૃદયમાં માની શકયો કે અહિં આ મુર્તિની હમેશાં પુજા થતી હશે. જરા વધારે મુર્તિની નજીક આવતાં માલુમ પડયું કે આજે હજી પુજા કરવા કોઇ આવ્યું નથી કારણ કે પુષ્પો સર્વે કરમાયેલાં માલુમ પડયાં. વળી એ પણ મનમાં વિચાર ઉદ્ભવ્યો કે કોઇ પુજન નિમીત્તે આવતાંજ પોતે જાહેર થશે; પણ તેને જયદેવ લાભદાયી સમજવા લાગ્યો; કારણ કે તેને તો કોઇ પણ રીતે આ ગુહાનો બહાર નીકળી પોતાના સ્વામી અમરનાથ પાસે જવું હતું. જયદેવ ધીમે ધીમે મુર્તિ તરફ ચાલવા લાગ્યો. તેના હૃદયમાં જરા પણ ભયદર્શક વિચાર ઉદ્-ભવ્યો નહિં. તેમજ લેશ પણ પરિણામનો વિચાર સુદ્ધાંત કર્યો નહિ.

મુર્તિથી ફકત બેજ હાથ છેટે જયદેવ આવી પહોંચતાં અચાનક તે સ્તંભીત થઇ ગયો. ત્યાં ઉપસ્થિત થયેલું દ્રશ્ય નીરખી ગર્ભગળીત થયો. નીચે નમી નજર કરતાંજ નાગદેવ મંદિરની મર્યાદા દર્શાવતી એક સુવર્ણ સમાન તેજસ્વી રેષા ભુમી પર દોરેલી માલુમ પડી. આ પ્રતિબંધક રેષા નીરખીનેજ જયદેવ ત્યાં સ્તંભીત થયો હતો. આ ઉજવળ કંચન રેષાની અંદર પ્રવેશ કરતાંજ શું પરિણામ આવશે તે કેવળ અનિશ્ચીત હતું. જોકે સારૂં યા નરસુ ગમે તેવું આવે તેની આપણા જયદેવને પરવા ન હતી; પણ તે રેષાને જોઇ ભયભીત તો થયોજ હતો. આ પ્રતિબંધક રેષા કોણે અને શા હેતુથી દોરેલી હશે; આવી વિકટ, પાવર્તીય, અને લૌકીક નજરથી અદ્રશ્ય ગુહામાં શ્રી નાગદેવની કાંચન તથા હીરા માણેક જડીત મુર્તિનું હરણ કરવા કોણ સમર્થ હશે ? અથવા શું આ દેવ ભુમિ સમાન હિમગીરિમાં પણ શું આવો અનર્થ હોઈ શકે ? હાસ્તો. કેમ ન હોય ? દેવી ચિત્રલેખાનું હરણ પણ આ દેવભુમિમાંજ થયું છે; તો આપણ એક અત્યાચારીઓનું સ્થાન કેમ ન હોય ! જયદેવ ! જયદેવ ! તું હવે અમરનાથના દર્શનની આશા તજી દે. હવે અહિંથી કદી તું છુટી શકનાર નથી. આ ગુહા શી ! આ તેમાંહેનો ખંડ શો ! વળી રેશમી રજ્જુએતો ચમત્કારનો અવધિજ કર્યો છે; તેમજ આ કાંચન રેષા અને તેમાં મર્યાદિત થએલી નાગમુર્તિયે તો આશ્ચર્યના સાગરમાં જયદેવ ! તને ગરકાવ કર્યો છે. આ ચમત્કારથી ભરપુર ગુહાના ફકત એકજ ખંડમાં જયદેવ આટલા વિચાર કરવા લાગ્યો તો હવે આગળ સર્વ અનુભવતાં તારૂં મસ્તક ઠેકાણે રહેશે કે નહિ એ પણ શંકાસ્પદ છે. શું કરવું ! ક્યાં જવું ! આ કાંચન રેષામાં પ્રવેશ કરવો કે નહિ ? અથવા શું કોઇ બીજો માર્ગ મળી આવે તો આ નાગમુર્તિનું સંપુર્ણ અવલોકન કર્યા શિવાય

ચાલ્યા જવું ! ના. નહિંજ; ખચીત નહિં. શું ? આટલું દુઃખ સહન કર્યા પછી અચાનક અનુભવાયેલી ચમત્કારથી ભરપુર ગુહામાં પ્રવેશ કર્યા છતાં હજી આગળનું કાંઈ પણ અવલોકન કર્યા શિવાય અહિં-થીજ અત્રે પાછા ચાલ્યા જવું ? ના ? હવે તો તેમ બનેજ નહિ.

જયદેવ હવે તે પ્રતિબંધક સુવર્ણરેખા પ્રત્યે બારીકીથી અવલોકન કરવા લાગ્યો. આ ઓરડામાં પ્રકાશ પુર્ણ હોવાથી તેને કાંઇ પણ અગવડ નહોતી. રેખાની તેજપ્રભામાં અતિ તિવ્રતા હોવાથી તેના ચક્ષુઓ અંજાવા લાગ્યા; એટલુંજ નહિં પણ હૃદયમાં ભીતી ઉત્પન્ન થઇ; આ ભીતી કાંઈ ભવિષ્યના ભયને લઇને ઉદ્ભવેલી નહોતી, કિંતુ આગળ કોઈ દિવસ નહિં અનુભવેલા ચમત્કારો નજરે નિહાળવાના પ્રસંગ આવી પડવાને લીધેજ પ્રગટેલી હતી અને તેને જયદેવ પણ સ્વાભાવિક માનવા લાગ્યો. દીર્ધકાળ સુધીના અવલોકનથી પણ કાંઇ સમજવામાં આવ્યું નહિ.

શું ? હવે હું આ રેખાનું ઉલ્લંઘન કરૂં નહિ ? આથી હવે મારે શું સમજવું ! અહિં કાંઇ અટકાવનાર પણ નથી; તેમજ જો કાંઇ ભય હોય તો તેનું સુચન પણ કરનાર નથી ? અને વળી હોય પણ કોણ ! કેવળ નિર્જન ગુહામાં સુચનની આશા કોની તરફથી રાખી શકાય ! ખરેજ હું આવા આવા વિચારથીજ કેવળ ભ્રમિત ચિત્તવાળો બની ગયો છું. એક રેખાનું અસ્તિત્વ પણ, જયદેવ ! તને ધ્રુજાવી રહ્યું છે એ કેટલું મોટું આશ્ચર્ય ! નક્કી જયદેવ ! તું મુર્ખ બન્યો છું. ચાલ સત્વર ઓળંગી જા. જયદેવ હૃદયગત વિચાર કરવા લાગ્યો.

પ્રિય પાઠક ! એક રેખાનું ઉલ્લંઘન કરવું એ કાંઈ મોટી વાત નથી. સત્વર એક પગલું આગળ વધતાંજ તે કાર્ય બની શકે તેમ હતું. ડગલે ને પગલે જ્યારે આવા વિચાર ઉત્પન્ન થાય તો પછી

હજી તો તેને ઘણું કાર્ય કરવાનું બાકી રહ્યું છે; તે કયારે પુર્ણ થશે! હૃદયને દૃઢ કરતાંજ પગ ઉપાડી બોલી ઉઠયો. " ભાવિ! ચાહે તો મારા પ્રિય સ્વામિન્ અમરનાથ પાસે સુખથી લઇ જા; અગર ચાહે તો દેવી ચિત્રલેખાનું દર્શન કરાવ, યાતો મૃત્યુ તો હું સમજીજ ચુકયો છું. તેના સ્ફોટની કાંઈ જરૂર નથી." આટલું બોલતાંજ તે સત્વર સુવર્ણરેષા ઓળંગી ગયો. થોડીક પળ સુધી હૃદય અને આખું અંગ ધ્રુજી રહ્યું. પ્રસ્વેદ પણ ઘણોજ થવા લાગ્યો આ વખતે તે કાંઈ બોલી શકયો નહિ; છતાં પોતાને સ્વસ્થ અને સહીસલામત જાણી કાંઇક નિર્ભય થયો.

આ ગુહાના આંતર ગર્ભિત ભાગમાં એક સ્થળે મહા ઉત્પાત થઇ રહ્યો હતો. ત્યાંનું સર્વ વાતાવરણ એક મહાન ઉલ્કાપાત ને અનુભવતું હતું. જે જગ્યાયે જયદેવે સુવર્ણરેષાનું ઉલ્લંઘન કર્યું હતું તે રેષાનો સંબંધ આ ગર્ભિત ભાગ સાથે અતિ દુર હોવા છતાં પણ ગાઢો હતો તેથીજ આ મહાન ઉત્પાત થઇ રહ્યો હતો. આ ગુહાનો સર્વ ભાગ પાતાળ નિવાસી નાગલોકથી રક્ષાયેલો રહેતો હતો. રેષા ઉલ્લંઘન એ એક અતિ કઠીન કાર્ય હતું. નાગલોકનાં સર્વ સંરક્ષણના ઉપાયરૂપ હતું. નાગલોક પોતાનો પરાજય થશે એમ જાણી અતિ વ્યથીત થયા હતા. કોઇએ એ તેજોમય રેષાનું ઉલ્લંઘન કર્યું છે એ તેઓ જાણી ચુકયાં હતાં. રેષાનો પ્રભાવ નાશ થવાથી તેઓ ઊંડા વિચારમાં પડી ગયા હતા. પણ તેનો પ્રતાપ શાથી ગયો તેનું કારણ તેઓ કળી શકયા નહિ. વળી આખર સુધી તેઓ ધીરજ પણ ધારણ કરી શકે તેમ નહોતું. આથી તેઓના સર્વ નાશને પ્રત્યક્ષ નિહાળવા લાગ્યા. પોતાના અધિષ્ટાતા પાસે આ પ્રકાર નિવેદન કરવો યા નહિ તેનો પણ તેઓ વિચાર કરવા લાગ્યા; કારણ કે આથી સ્વામિનનો

કોપ તેઓના પર ઉતરે તેમ હતું; વળી તેમજ જો આ સર્વ બનાવ તેઓ ગુપ્ત રાખે તો પણ આખરે હાની કર્તા તો હતુંજ; જેથી તેઓ કાંઇક ગભરાયેલા હતા. આખરે તેઓમાંના એકે આ રેષાનો પુર્ણ તપાસ કરવા જવું એવો દઢ નિશ્ચય કર્યો; અને તેથી તેમાંના એકે આ જગ્યાયે આવવા પ્રયાણ પણ કર્યું.

જયદેવને રેષાના ઉલ્લંઘનથી તાત્કાળીક વિપત્તિ તો કાંઇ પણ નડી નહિં; તેથી તેનામાં હવે વધુ સાહસ કરવાની હિંમત આવી હતી. પ્રથમ ફરી એકવાર તે રેષા સામે જોઇ રહ્યો. આજ રેષાથી હું ભયભીત થયો હતો. અરે હું કેવો મુર્ખ! બીકણ ? કે આ પ્રભાવ-હિન રેષાથી આટલો બધો ભયભીત થઈ વિચાર કરતો હતો ? પોતાનો દેશ તજ્યો, પોતાનાં સર્વ સંબંધીઓનો ત્યાગ કર્યો; સ્વામિન્ તથા દેવી ચિત્રલેખાના અર્થે પ્રાણાર્પણ કરતાં પણ પાછી પાની ન કરી. ભયાનક સ્થળોએ પ્રિય અમરનાથ સાથે આવ્યો; અતિ દુઃખીત થયો; આમ્રફળ લેતાંતો આવી ભયંકર સ્થિતીને પ્રાપ્ત થતાં છતાં આ અતિ દુર્ઘટ, અભેદ્ય, ગુહામાં આવી ફસાયો. આટલું આટલું કષ્ટ વેઠતાં છતાં પણ ભયતો હૃદયમાંથી ન જ ગયો તેનું કારણ શું ? કારણ એજ કે જીવનની તૃષ્ણા ? બીજું શું ? ધન્ય છે પ્રિય અમરનાથ ! તમારા હૃદય બળને ! કે એક હૃદયેશ્વરીના વાસ્તે આટલું બધું સહન કરો છો !. ધન્ય છે તમારા પ્રણયને ! અને ધન્ય છે તમારી અડગ શ્રદ્ધાને ! અરે શું કોઇ પણ જગતમાંનો જીવાત્મા તમારી પ્રણય કષ્ટતાનો અસ્વિકાર કરી શકશે ! નહિંજ કુદરત રૂઠ છે છતાં તેને પણ અનુકુળ કરવા તમારો પ્રયાસ અતિ મહાન્ છે. તમો ખચીત તેને અનુકુળ કરી શકશો. તમો ખચીત્ તમારી પ્રિય ચિત્રલેખાને મેળવી શકશો. તમો જરૂર સુખી થઈ શકશો. તમારૂં આત્મબળજ

આખરે તમને સહાયરૂપ થશે. તેજ તમને વિજયી બનાવશે. તેજ તમારા હૃદય બળથી હું બળવાન બની ઉત્સાહીત થઇ ઇશ્વરી પ્રેરણાના આધારે મારા હૃદયવાંચ્છિત કાર્યમાં પ્રવર્તીશ. આ જયદેવ હવે બીકણ નથી; ભયભીત નથી, તેમજ આવતી વિપત્તિયોથી કદી ડરનાર પણ નથી. પૃથિવીનાં સર્વ દુઃખો, આપત્તિયો, પીડાઓ, અનર્થો, એક સામટાં આવી પડે તો પણ શું? ભલે જો એમજ હશે તો જીવન ત્યાગીશ, અને તે પણ સ્વામી સેવાર્થેજ ને! અરે તે પણ લાભદાયી છે. હવે તો જયદેવ! કાંઇ પણ વિચાર કર્યા વિના આગળ વધ. હવે તેની ચિંતા તને નથી તે ન્યાયી પરમાત્માને છે. જયદેવ આ પ્રમાણે હૃદયગત વિચાર કરી પુર્ણ નિશ્ચય ઉપર આવી રહ્યો હતો.

નાગલોકનો અનુચર પોતાના ગુપ્ત સ્થાનમાંથી લગએ પ્રયાણ કરી આ નાગમુર્તિ અને સુવર્ણ રેષાવાળા ખંડ તરફ ચાલ્યો આવતો હતો. નાગલોક સ્થાપિત અતિ પ્રભાવશાળી, રક્ષક રેષાનું ઉલ્લંઘન, એક જેવા તેવા પ્રાણિથી તો નજ થાય; કારણ કે નાગલોક શિવાયનું કોઇ પ્રાણિમાત્ર આ રેષાનું ઉત્ક્રમણ કરતાંજ ભસ્મ થાય તેવો તેનો પ્રભાવ અંકિત હતો. તો શું આ રેષાનું ઉત્ક્રમણ કોઇ આપણામાંના એકે તો નહિં કર્યું હોય? પણ આવો વિચારજ શા માટે! આ આજ્ઞા તો આપણામાંના સર્વને વિદિત છે કે દેવી ત્રૈલોક્યસુંદરી શિવાય પુજનાર્થે પણ એ રેષાનું ઉલ્લંઘન નજ કરવું. તો પછી સુવિદીત છતાં આપણામાંનોજ આ આજ્ઞાનો ભંગ કરવાની હિંમત કોણ કરી શકે! આ તર્કતો સર્વથા વ્યર્થ છે; ન માનવા જેવો છે. વળી નાગલોક શિવાયનો કોઇ પ્રભાવશાળી પુરૂષ તો આજ્ઞા શિવાય અહિં આવીજ નથી શકતો; કારણ કે આ સ્થાન ઘણુંજ ગુપ્ત છે અને તેથી પૃથિવીપરના થોડાજ જ્ઞાત છે. વખતે કોઇ અજાણ્યુ પુરૂષજ

કાંઇક ભાગ્યયોગે અહિં આવી ચઢયો હોય અને અજાણતાંજ આ રેષાનું ઉલ્લંઘન થઇ ગયું હોય તો તે સંભવિત છે. તો તે પુરૂષ પણ પ્રભાવશાળી હોય એ પણ સંભવિત છે; માટે વિચાર કરી પગલું ભરવું એજ આપણને શ્રેયસ્કર છે. વિનય અને વિવેકથી કામ લઇશું તો લાભકારી છે; અને એજ આપણા જેવી ઉચ્ચ જાતિને યોગ્ય છે; કોઇ અજાણ અતિથી હશે તો તેનો સત્કાર કરીશું; અને છેવટે જો કોઇ પાપમુર્તિ હશે તો યુદ્ધ કરીને પણ તેનો નાશ કરીશું. અનુચર હ્રદયગત વિચાર કરતો આ પ્રમાણે નાગમુર્તિવાળા ખંડ નીકટ આવી પહોચ્યો.

હ્દયની સાહસીક વૃત્તિથી પ્રેરાયેલો જયદેવ પુર્ણ નિશ્ચય ઉપર આવી કાંઇક વધુ પ્રગતિ કરવા સમર્થ બન્યો હતો. આ ખંડમાં તેને હવે કેવળ નાગમુર્તિ શિવાય ક્યાંય બીજે સાહસ કરવાનું બાકી રહ્યું નહોતું. જેવી રેષા, તેવીજ મુર્તિ. કાંઈ ચિંતા નહિ. શું થવાનું છે? બહુ બહુતો જીવન ત્યાગ! મૃત્યુ! તેથી શું! કોઇ આજે તો કોઈ કાલે; કોઇ વરસે તો કોઇ પાંચ વરસે; પણ જવાનું તો નક્કીજ; તો પછી આ અસ્થિર જીવનનો શો મોહ? વળી કોઇ પ્રાણી મૃત્યુ પામે એમાં નવાઇ જેવું છેજ નહિ; કારણ કે એ સ્થિતિ સ્વાભાવિકજ છે પણ આટલાં આટલાં દુઃખ છતાં પ્રાણી જીવે છે એજ નવાઈ ભરેલું છે. જયદેવ! વૃક્ષપરથી પહાડની ઊંડી ખીણમાં તુટી પડયા છતાં તું જીવતો છે એજ નવાઈ છે માટે તું અત્ર મરવાને સર્જાયેલો નથી; જો એમજ હોત તો તેજ તારો અવસાન કાળ હતો. હ્દય! હવે વધુ વિચાર તજી દે અને હ્દયના ઇપ્સિત માર્ગમાં તારૂં મન, તારી સર્વ પ્રવૃત્તિ, તથા સર્વ સાહસને જોડી દે. આગળ પાછળનો કાંઈ પણ વિચાર ક્ર્યા વિના નાગમુર્તિને સ્પર્શ કરી જો; પછી શું થાય છે તેનું શાંત ચિત્ત

અવલોકન કર. તત્ક્ષણ જયદેવ તે મુર્તિની નિકટમાં એકજ છલંગ મારતાંજ આવી પહોચ્યો. પોતાના દક્ષિણ હસ્તને તે તરફ લંબાવ્યો તાંજ વળી હૃદય અટક્યું; આ અટકાવ તે હૃદય પ્રેરીત છે, વા ઇશ્વર પ્રેરીત છે? યાતો કોઇ ભય પ્રેરીત છે તેનું નિરાકરણ કરવા આપણો જયદેવ અત્રે અસમર્થ હતો, સર્વ બાજુએથી ગુંચવાડામાં પડેલો જયદેવ શી રીતે સમજી શકે. શું આ મૂર્તિનો તો ચમત્કાર નહિં હોય? અથવા શું પાછળથી તેને કોઇ અટકાવે છે? મૂર્તિમાં તો જડતા સમાયેલી છે. પાછળ ફરી જોતાં તેને કાંઇ પણ નજરે આવ્યું નહિં. આવા વિકટ પ્રસંગોમાં હૃદય વિચારજ કોઇ કોઇ વખતે અંતરાયરૂપ થાય છે એમ પણ જયદેવના હૃદયે માન્યું. કાંઇ નહિ! આતો ભ્રમિત ચિત્તની ભ્રમણાજ છે; શિવાય અન્ય કાંઇ વિરોધ દ્રષ્ટિગોચર થતો નથી કે કળી શકાતો નથી. જરૂર હવે તો હિંમત રાખી સાહસ કરવુંજ જોઇએ. એમ હૃદયને દઢ કરી જેવો હસ્ત લંબાવવા જાય છે તેવોજ નાગલોકનો અનુચર તેજ ખંડમાં પ્રવેશ કરે છે. ખંડમાં દાખલ થતાંજ જયદેવને મુર્તિનો સ્પર્શ કરતો નજરે નિહાળી બુમ પાડી બોલી ઉઠયો કે "અરે ઓ સાહસીક પુરૂષ! જરા થોભી જાઓ, અને મારૂં કહેવું ધ્યાનપુર્વક સાંભળો; નહિંતો આ તમારા અવિચારી કૃત્યનું ફળ ઘણુંજ માઠું આવશે. તમે આખર પસ્તાશો."

"અરે તમે કોણ છો! તમારે મને આમ કરતો અટકાવવાનું શું પ્રયોજન!" જયદેવ કાંઇક શાંતતાથી સ્તંભી બોલ્યો.

"નિરનર? પ્રયોજન વિના અટકાવજ કેમ હોઈ શકે? મારા સ્થાનથી ઘણે દુર ચાલી ચલાવી અહિં આવ્યો તે શું મિથ્યા પ્રયત્ન માનો છો? સમજો; હું એક તમારો હિતૈષી છું; શત્રુ નથી. પણ આપનું કાંઇ નામાભિધાન!" અનુચર બોલ્યો.

"પ્રિયજન ? હું ઘણો દુઃખી છું ! કાંઇક કાર્યપરત્વે મારે ગૃહત્યાગ કરવો પડયો છે. મારી મનોવાંચ્છના અતિ શુભ છે. મારા સ્વામીની સેવાર્થે આ તરફના પ્રદેશમાં હું આવ્યો હતો. દુર્ભાગ્યયોગે હું મારા સ્વામીથી વિખુટો પડી ગયો છું. અહિં સુધી આવી પહોંચતાં હું ઘણીક વખત મૃત્યુનો ગ્રાસ થતો બચી ગયો છું. મારી સવિસ્તર હકીકત તમે મારા પુર્ણ મિત્ર થયા પશ્ચાત જાણી શકશો. આ જગત મને જયદેવના નામથી ઓળખે છે. હવે મિત્ર થવું વા શત્રુ એ તમારા હાથની વાત છે. મને મારા કાર્યમાં ફતેહમંદ થવા મદદરૂપ થશો તો તમે મારા ચિરકાળ સુધીના મિત્ર છો." જયદેવે કહ્યું.

"પ્રિયસુહૃદ ! તમારી મુખમુદ્રા ઉપરથી એતો ચોખ્ખુંજ જણાઇ આવે છે કે આપ દુઃખી છો. અતિ શુભ કાર્ય પ્રસંગે ગૃહત્યાગ એતો સર્વ પ્રાણી માત્રની ફરજજ છે; એમાં કાંઇ આશ્ચર્યયુકત નથી; તેમજ વળી જ્યાં સેવ્ય અને સેવકોનો સંબંધ પ્રચલિત છે ત્યાં બીજું કલ્યાણકારી શું હોઇ શકે? છતાં સ્વામીના દુઃખભાગથી વંચીત થવું એતો ભાગ્યહિનતા શિવાય બીજું કાંઇજ નથી; વળી મૃત્યુના મુખમાંથી આ જગ્યાએ પ્રવેશ કર્યા છતાં બચવું એતો ઇશ્વર કૃપાજ સમજવી; નહિં તો આટલું સાહસ કર્યા છતાં પણ મારી સન્મુખ શાંતતાથી ઉભા રહેનાર હું પ્રથમજ તમને જોઉછું. કહેવાથી કાંઇ વધારે નથી કે હું તમારો મિત્ર છું; કિંતુ જો તેમ નહોત તો આંહિં સુધી આવતજ નહિં. તો તમારા કાર્યના વિજયાર્થે મદદ કરવી એમ કહી બતાવવાથી શું છે? આ સાહસ કાર્યથી તમે તમારો હાથ ઉઠાવો અને પછી કહો કે મારે શું કરવાનું છે? ' અનુચરે નમ્રતાપુર્વક આશ્વાશન સાથે વિદિત કર્યું.

"પ્રિયજન ! તમો મારા કયા કાર્યથી હાથ ઉઠાવવા ફરમાવો છો !

વળી આ જગ્યા ઉપર કોનો અધિકાર ચાલે છે એ પણ તમો જાણતા હશોજ; માટે તે સર્વ બાબતથી મને જ્ઞાત કરો." જયદેવે પુછ્યું ?

"પ્રિય મિત્ર ! આ અને તેની પાછળના સર્વ ગુપ્ત પ્રદેશો ઉપર કેવળ અમો નાગલોકનોજ અધિકાર વ્યાપી રહ્યો છે. અમારો મહાન નેતા તે ભગવાન "શેષનાગ" છે. અમારા આ પ્રદેશ ઉપર તે ભગવાનનો નિર્મીત પ્રતિનીધિ એક "મણિકાન્ત" નામક નાગ છે અને હું તો તેમનો એક અનુચર છું મારૂં નામ "રશ્મિકાન્ત" છે. એતો તમને ફરીથી સંભળાવવાની જરૂર નથી કે તમોએ અમારા સ્થાનમાં પ્રવેશ કર્યો છે. અતિ ચમત્કારોથી ભરપુર, આવા ભયંકર પ્રદેશમાં આટલે સુધી તમો કઇ શક્તિના બળે કરી આવી પહોંચ્યા એતો અત્રેજ વિદિત કરવામાં લાભ છે." રશ્મિકાન્તે માર્મિકતાથી કાંઇક જાણવા માટે પૂછ્યું.

"પ્રિય કાન્ત ! પર્વતના વૃક્ષ ઉપરથી ખીણમાં હું તુટી પડયો. એક શિલાતલ ઉપર સખત અફળાવાથી શિલા જમીનમાં ઉતરી ગઇ અને બીજી ઢાંકણુ રૂપે શિક્ષા મારા મસ્તક ઉપર આવી રહી. આથી હું તે ખાડાની બહાર નિકળી શકયો નહિં. તપાસ કરતાં ખાડામાંથી અચાનક એક પત્થર જમીનમાં ઉતરી પડતાંજ નજરે પડેલા પગથીયાં દ્વારા આ ખંડમાં આવી પહોંચ્યો. અતિ ગુપ્ત રીતે રાખવામાં આવેલી આ અલૌકિક નાગમુર્તિના દર્શનની તૃષ્ણા હું હૃદયમાં જીરવી શકયો નહિં; જેથી આ સુવર્ણ રેખાનું ઉલ્લંઘન—

"અરે પ્રિય ! આ અતિ ભયંકર, પ્રત્યક્ષ કાળસ્વરૂપા, મહાન પ્રભાવશાળી તેજોમય સુવર્ણ રેખાનું ઉલંઘન તમે કર્યુ ?" વચમાંજ કાંઇક ગભરાયેલી સ્થિતી દર્શાવતો રશ્મિકાન્ત બોલી ઉઠયો ?

"કાન્ત? આટલો ગભરાય છે કેમ ?" જયદેવે આશ્ચર્યતાથી પુછ્યું.

"અને તમો ત્યારથીજ આ પ્રમાણે સ્વસ્થ ઉભા છો ?" રશ્મિકાન્ત બોલ્યો ?

"પ્રિયજન! તે તમો સ્વદષ્ટિવડે કરીનેજ સમજી શકો તેમ છો. કહી બતાવવાની જરૂર પડે તેમ નથી. પણ આ ગભરાટનું કારણ તો જણાવશો!" જયદેવે આશ્ચર્યના સાગરમાં વધુ ડુબતાં પુછ્યું ?

"મિત્ર જયદેવ! અતિ આશ્ચર્યની વાત છે કે દેવ જેવા દેવના પણ વચન હવે મિથ્યા થાય છે? અહો ભગવાન શેષ! શું તમારા પુત્રોનો પ્રભાવ આજથી ગયો? અથવા એમ પણ ન હોઇ શકે કે આ દ્વારા અભિમાનીયોનું અભિમાન ગળાવા પ્રયત્ન સેવ્યો હોય?" રશ્મિકાન્ત બોલી ઉઠયો?

"પ્રિયકાન્ત! આ શો સર્વ ચાલી રહ્યો છે પ્રકાર? તત્સંબંધે એક શબ્દ તો ઉચ્ચાર!" જયદેવે અતિ આશ્ચર્યતાથી પુછ્યું?

"જયદેવ! પ્રતિબંધક રેખાનું ઉલ્લંઘન! એતો ન ભુતો ન ભવિષ્યતિ જેવું હતું! અમાત્ય મણિકાન્ત પુત્રી ત્રૈલોકયસુંદરીએ કરેલી મહાન પ્રતિબંધરૂપ, સર્વ ત્રૈલોકયને પણ અગમ્ય, દેવોથી પણ સ્વીકારાયેલી તેની ત્રાસજનક ભયંકરતાવાળી આ રેખા તમે એક વિદ્યાધર જેવા ઉલ્લંઘન કરો એજ અતિ આશ્ચર્ય છે. આ રેખાની અંદર પ્રવેશ એતો આ બ્રહ્માંડમાંના કોઇ પણ પ્રાણિમાત્રને, સર્વ દેવ દાનવને બાળીભસ્મ કરવા સમર્થ છે. ભગવાન શેષની શકિતવડે ત્રૈલોકયસુંદરી આ આખા વિશ્વને ધ્રુજાવી રહી છે. આ પ્રતાપપુર્ણ રેખાએ અને આ નાગમુર્તિયે કંઇકને પૃથિવી ઉપરથી હતા નહતા કર્યા છે. તો તમે કોના બળે બળી જતા બચ્યા છો એજ સમજાતું નથી ?" રશ્મિકાન્તે કિંચીત રેખાના પ્રભાવનો સ્ફોટ કરતાં પુછ્યું ?

"અરે કાન્ત! એજ હું પણ સમજી શકતો નથી કે કઇ અદશ્ય

શક્તિના બળે મારૂં આવા દુર્ઘટ પ્રસંગમાં પણ રક્ષણ થયું છે અથવા તેનો કર્તા કોણ છે ?" જયદેવ પણ આશ્ચર્યાબ્ધિમાં પડતાંજ બોલ્યો ?

"પ્રિય જયદેવ ! અતિ આનંદની વાત છે કે આવા વિકટ પ્રસંગે પણ તમારી જીવનપ્રભા હજી પ્રદિપ્ત છે. તે ગમે તે શક્તિ હો ? ઇશ્વર પ્રેરિત હો વાતો કોઈ મનુષ્ય, યા દેવ, દાનવ કૃત હો પણ તમે બચી ગયા તેજ ઘણું છે. હવે આ પ્રદેશમાં વધારે સાહસમાં ન પડતાં આ નાગમુર્તિને સ્પર્શ કરવાના લોભનો સત્વર ત્યાગ કરો અને અહિંથી તુરત પ્રયાણ કરી જાઓ. જાઓ, જાઓ, ઓ મિત્ર જયદેવ ! હવે વધારે અહિં થોભવું તમને સલામતી ભર્યું નથી; કારણ કે અત્રેતો સર્વ નાગલોક રેષા ઉલંઘનથી ખળભળી રહ્યો છે; વળી ત્રૈલોક્યસુંદરી પણ જાણ પડવાથી મહાન ઉગ્ર ક્રોધિષ્ટ બની આ તરફ આવતાં હશે ? " રશ્મિકાન્ને મુળ હેતુને ગાભત રાખી ચાલ્યા જવા કહ્યું ?

" મિત્રવર્ય ! આટલે સુધી આવ્યો. કાંઈક વખત યમદ્વારથ પાછો વળ્યો. વળી પાછા જઇને પણ મારેતો દુઃખજ છે; માટે હવે તો તમો મિત્રની મેહેમાની લીધા વિના મારાથી પાછા જવાય તેમ નથીજ; વળી તમોએ મને મારા કાર્યમાં વિજયી થવા સારૂં જે વચન આપ્યું છે તે આથી મિથ્યા થશે; તેમજ આ અલૌકિક નાગમુર્તિ અનાયાસે દેખાઇ છે તો તેનાં કલ્યાણકારી દર્શન કરી કૃતાર્થ થઇશ અને જો તેમ કરતાં જીવન નાશ પામશે તો હું સુખેથી દેવના ચરણમાં મારો પ્રાણ અર્પણ કરીશ. વળી દેવી ત્રૈલોક્યસુંદરી પણ જો મારા ઉપર કૃપા કરશે તો હું તેમનું કલ્યાણદર્શન કરી પાવન થઇશ, નહિં તો તેમના ક્રોધની જ્વાળામાં બળી ભસ્મ થઇસ ! કાન્ત ! જો દૈવયોગે તેમજ બને તો મારી ભસ્મ મારા સ્વામિન્ પ્રિય અમરનાથ વિદ્યાધર

રાજાને તેમના ચરણકમળમાં એવું કહી ધરજો કે તમારો પ્રિય અનુચર જયદેવ સ્વામીની સેવા બજાવતાં પ્રાણ વિસર્જન કરી ગયો છે, એજ તેના જીવનનો ઉદ્દેશ તે માનતો હતો, માન્યો છે અને આખરમાં પાળ્યો પણ છે. ” જયદેવે સ્વામી ભક્તિમાં લીન બની કહ્યું.

“ધન્ય છે ? ધન્ય છે ?? પ્રિય જયદેવ ? સ્વામી ભક્તિમાં સદા સર્વદા આવાજ અચળ તમો રહો એમાં નવાઇ જેવું શું છે ? વિદ્યાધરો ક્યારેક પાછા હઠયા છે કે હવે હઠશે ? પણ સુહૃદ ? નાગમુર્તિને સ્પર્શ કરવો, એતો મહાન ભયંકર સાહસ છે. તે એક મૃતઃપ્રાય છે. મારૂં આટલું માન્ય કરો અને પછી ચાલો આ તમારા મિત્રના અવાસે, ત્યાં ગયા પછીજ આપણે સર્વ સુખ દુઃખની વાતો કરીશું.” રશ્મિકાન્તે નાગમુર્તિને સ્પર્શ કરવાનો વિરોધ દર્શાવતાં જયદેવને પ્રેમથી કહ્યું ?

“કાન્ત ! ડરવું તો ભલે મરવું ? પણ મરણકાળથી ડરવું એતો આ તમારો મિત્ર જયદેવ સમજતો નથી. માટે હવે મિથ્યાં પ્રયત્ન જવાદો. મને મારા કાર્યમાં આગળ વધવા દો.” જયદેવે અતી દઢતાથી કહ્યું.

“જયદેવ ! જયદેવ ! ! હઠાગ્રહી ન થાઓ. હાથે કરી મૃત્યુના મુખમાં ન જાઓ. જીવનપર્યંત દુઃખમાં ડુબશો. અરે મિત્ર ! આવું અકાળે મૃત્યુ આણવાનો તમને આટલો પ્રેમ શો ? ” રશ્મિકાન્તે અકળાઇને કહ્યું ?

“પ્રિય કાન્ત ! મારો જન્મ થતાંજ જે મારા અદષ્ટમાં હું લખાવી આવ્યોછું તે કોઇ પણ કાળે, કોઇ પણ પ્રયત્ને અટકાવી શકાય તેમ નથીજ. વળી મારૂં જીવન સર્વથા દુઃખમય હોઇ મને તેની હવે તૃષ્ણા નથી. વળી મેં જે તમને કરવા કહ્યું છે, તે તમો જરૂર કરજો એટલે હું કૃતાર્થ થઇશ. પ્રિય રશ્મિકાન્ત ! હવે તમોને હું છેલ્લા નમસ્કાર કરૂં છું. જીવીત હઇશું તો ફરીથી મળીશું; નહિ તો તમારી મિત્રતા પણ

પણ આજેજ થઈ છે અને અંત પણ આજેજ થશે. હવે તો ' અર્થં સાધયામિ વા દેહં પાતયામિ." જયદેવે કહ્યું.

" એટલે શું ? પ્રિય જયદેવ !" રશ્મિકાન્ત કાંઇક ન સમજવાથી બોલ્યો ?" "એજ ? નાગમુર્તિનું દર્શન ? અવલોકન ? જયદેવ બોલ્યો ?" કેવી રીતે ? કેમ કરીને ? "રશ્મિકાન્તે પુછ્યું ?"

નિકટ જઇ તેમના ચરણમાં મસ્તક નમાવી, પ્રેમથી તે ચરણોને ચુમીશ." જયદેવ બોલ્યો.

"દેવ ! દેવ ! ! એતો મહાન અનર્થ ?" રશ્મિકાન્ત પોકારી ઉઠયો ?

" કાન્ત ! એથીજ મારો સફળ થશે સર્વ અર્થ." એમ કહી જયદેવ મુર્તિ સમીપ દોડી તેના ચરણમાં મસ્તક નમાવી ચુંબન કરવા જતાંજ દેવી ત્રૈલોક્યસુંદરી આવી પહોંચે છે. ચાલી રહેલો પ્રકાર નજરે નિહાળે છે. નાગમુર્તિને સ્પર્શ થતાંજ અનેકાનેક, કાળ સ્વરૂપ, ભયંકર નાગો પ્રગટ થઈ જયદેવની આસપાસ વીંટાય છે. જયદેવ ? દુઃખી જયદેવ ? સુખથી સદા સર્વદા વંચીત જયદેવ આ પ્રમાણે પોતાના સ્વામિનના કાર્યાર્થે સેવા કરતાં નાગલોકથી કેદ થાય છે.

રત્નમંજરી ! રત્નમંજરી !! કેવળ તારેજ માટે કેટલાં કેટલાં પ્રાણિયો દુઃખી થઇ રહ્યાં છે તેનું તું જડ પદાર્થ હોઇ તને ભાન કયાંથી હોય ? અથવા એતો એમજ હોય ? ચૈતન્ય પદાર્થો પણ આખરે જડતાને પામે છે, માટે જડ પદાર્થની શ્રેષ્ટતા તો મૂળથીજ ઇશ્વર અને કુદરત વડેજ સ્વીકારાયેલી છે તો હવે શું ?

" રશ્મિકાન્ત ! આ દેવ કોણ છે ? આ સર્વ શું બીના છે ?" ત્રૈલોકયસુંદરીએ પુછ્યું.



“ અલ ! તે અપરાધીને આપણા કુંડ દ્વારા મારા આવાસમાં લઈ આવ. આપણી ભયંકર યાતનાઓનું તેને ભાન કરાવીશ.”

પૃષ્ઠ ૯૯.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

" મહાદેવી ! ભાગ્યહિન વિદ્યાધર જયદેવ વિના બીજું શું હોઇ શકે ! " રશ્મિકાન્તે કહ્યું.

" અનાયાસે આ તરફ શી રીતે આવી ચઢયો ? " ત્રૈલોક્ય-સુંદરીએ પુછ્યું.

"ક્રૂર ભાગ્યને આધિન બની આવી પડયો ? વળી રેખાનું ઉલ્લંઘન–"

"અહા ? રેખાનું ઉલ્લંઘન ? આનાથી બીજી વળી કેવી ધૃષ્ટતા ? અલં ? તે અપરાધીને, આપણા કુંડ દ્વારા, મારા અવાસમાં લઇ આવ ? આપણી ભયંકર યાતનાઓનું તેને ભાન કરાવીશું. જાઓ ? " ત્રૈલોક્ય-સુંદરીએ ક્રોધના આવેશમાંજ કહ્યું.

" આગન્યા ? મહાદેવી ? " રશ્મિકાન્તે કહ્યું.



# પ્રકરણ ૯ મું.

## શકુંત શાન્તિ
## ને
## વરૂણ દેવની વિજ્ઞપ્તિ.

અચાનક ઉન્નતિના શિખર પર ચઢેલો પુરૂષ પ્રબળ ભાગ્યવાળો છે એમ જન સમાજથી સંબોધાય છે. ખરે જ તેમાં શંકા જેવું કાંઈ નથી. દેખીતી રીતે આજે જે મનુષ્ય જે સ્થિતિને અપ્રાપ્ય હોય છે અને કાલેજ તેજ સ્થિતીમાં મહાન પરિવર્તન થઈ અનાયાસે ઇચ્છિત મનોવાંચ્છના પરિપૂર્ણ થતાં જ તે અહો ભાગ્ય મનાય છે. આ સ્થિતીમાં આવો મોટો ફેરફાર થવો તેને જ ભાગ્ય ચક્ર વા ચઢતી પડતી કહી શકાય છે. કુદરત અને સૃષ્ટિનો કોઈક આવો જ વિશિષ્ટ નિયમ પ્રચલિત છે; જે સર્વ પ્રાણિયો અને સર્વ વસ્તુઓને ઉન્નતિ વા અવનતિ ચમત્કાર નજરે બતાવે છે વા તો અનુભવાવે છે. સૃષ્ટિ ઉપર થએલા સર્વ મહારાજ્યો પણ આજ કુદરતી નિયમ વા બંધારણને લીધે જ ઉદ્દભવેલાં છે. સમાજમાં ઉત્પન્ન થએલી મહાન પ્રભાવશાળી વ્યક્તીયો પણ પ્રારંભમાં હિન દશામાં હોવા છતાં જ્યારે પ્રબળ ભાગ્ય ખીલી ઉઠે છે ત્યારે સમાજના એક મહાન નેતા નીવડે છે. પૃથિવીના કેટલાક ભાગો પણ જ્ઞાનહિન અંધકારમાં જ્યારે અદૃસ્ય હતા ત્યારે તેમના વિશે કોઈને જ્ઞાન નહોતું પણ જે સમયે ભાગ્યચક્રનું પરિવર્તન થયું તે જ સમયે અમુક વ્યક્તીના નિમીત્ત જ બહારની દુનીયાને તેનું ભાન થયું. એજ દેની ચઢતી અને પડતી છે. મનુષ્ય વા વસ્તુના

જીવનમાં તેઓની સ્થિતીયોના રંગ જ્યારે ચિત્ર વિચીત્ર ભાસે છે ત્યારે કાંઈક સ્થિતીયોમાં પરિવર્તન થશે એમ હૃદયમાં સમજાય છે. ચાહેતો નિર્જન અને અગમ્ય પર્વતોમાં પડયા રહો, ચાહેતો પૃથિવીના સપ્તમ પાતાળમાં જઈ રહો, ચાહે તો વ્યોમમાં વિચરો, અને ચાહે તો દુનીયાના અજાણ ભાગમાં જઇ વસો, છતાં એવી દુર્ઘટ જગાઓમાં પણ કે જ્યાં મનુષ્ય પ્રાણીની ગતિ પણ હોઇ શકતી નથી ત્યાં પણ તમારૂં ભાગ્ય તમારી પાછળ પાછળ જ ચાલ્યું આવે છે. આવા અગમ્ય સ્થાનોમાં પણ કે જ્યાં ઉદર પોષણના તેમજ જીવનની જરૂયાતના કાંઇ પણ સાધનો નજરે દેખાઈ આવતાં નથી તેમજ મળી આવવાનો સંભવ પણ નથી ત્યાં પણ તે કુદરત તે અનંત શક્તિ સર્વે પુરાં પાડે છે. ત્યાં પણ મનુષ્ય પોતાનાં ભાગ્ય ચક્રના પરિવર્તન અનુભવે છે; ત્યાં પણ અણધારેલી સ્થિતીયો પ્રાપ્ત કરી શકાય છે. હૃદયે માન્યું નથી, નયને નિહાળ્યું નથી, ઇંદ્રિયોએ અનુભવ્યું નથી, આત્માયે સુચવ્યું નથી, છતાં પણ પરમાત્મા કુદરત તેની નૈસર્ગિક શક્તિયો વડે પોતાનો નિયમ અમલમાં મુકી શકે છે; સુખી અવસ્થા પ્રાપ્ત થવી વા દુઃખી એ કર્માધીન વા ભાગ્યાધીન છે. દુર્ઘટ પ્રસંગોમાં આવી ફસાવું એજ ભાગ્ય રેખાની પ્રબળતા છે.

પ્રિય પાઠક ગણો ? એનો તમને સુવિદિત જ છે કે ધનપતિ કુબેરની રાણી જયદેવીએ આપેલા રત્નમંજરી નામક અલંકારને ધારણ કરી યક્ષસુંદરી રત્નસુંદરી, રાણીના પ્રિય અશોક વૃક્ષની દોહદ પુર્તિ કરવા પ્રમદ વન તરફ સિધાવી હતી; ત્યાંથી પાછા ફરતાં એ રત્નમંજરી અલંકાર, પોતાના બન્ને પ્રિય બાળકોને મહાન યોગી શ્રીશંકરની મર્યાદા દર્શક ભુમી ચિન્હ બતાવતી પ્રતિબંધક રેખામાં પ્રવેશ કરતાં જોઇ, ગાભરી બની, બચાવવાજતાં, રસ્તામાં જ નીકળી પડયું

હતું. આજ તે રત્નસુંદરીના ભાગ્ય ચક્રમાં એક મહાન પરિવર્તન થયું હતું. રત્નસુંદરી પોતાનાં પ્રિય બાળકોને બચાવવા જતાં તે બાળકો સહ શ્રી શિવજીના સ્થાનમાં પ્રવેશ કરી ચુકેલી હોવાથી તે રેષા પ્રભાવની સત્તાના બળે અદૃશ્ય થઇ હતી. રત્નમંજરી રસ્તામાં જ પડેલું હોવાથી તે કેટલાક વખત સુધી ત્યાંનું ત્યાં જ રહ્યું. એ રસ્તામાં લોકોનો અવર જવર બીલકુલ નહોતો. આમને આમ ક્યાંસુધી આ અલંકાર તેજ જગ્યાએ પડયું રહેત તે પણ કહી શકાય તેમ નહોતું; પણ ઇશ્વિરે હજી આ રત્નસુંદરી એકલીને જ રત્નાલંકાર દ્વારા દુઃખી કરવી નહોતી, પણ તે દ્વારા હજી કેટલીક વ્યકતીઓને સપાટામાં લેવાનો વિચાર હતો. આજ પ્રકારને રત્નસુંદરીના અને બીજી દુઃખી થતી વ્યકતીયોના ભાગ્ય ચક્રના પરિવર્તન તરીકે સંસાર ઓળખે છે. દિવ્ય રત્નો અને અલૌકિક સુગંધિત પુષ્પોથી મંડિત રત્નમંજરી ઘણે દુર સુધી ચોપાસ પોતાની દિવ્ય સુગંધ પ્રસરાવતું હતું. શ્રીશંકરના રમ્ય આવાસ તરફ કોઇ પણ પશુ પક્ષી વા કોઇ પણ પ્રાણી આવી શકતું નહોતું. અલકાનગરીની બહારના ભાગમાં મનોહર જળાશયો પણ આવી રહેલા હતાં. આ જળાશયોની આસપાસ અનેક પક્ષીઓ વિહારાર્થે નિવાસ કરી રહ્યાં હતાં. પોતાના રંગ બે રંગી ચળકાટવાળાં પિચ્છોથી ઉનમત્ત બનેલા મયુરો આસપાસના વન પ્રદેશમાં સ્વછંદે ભ્રમણ કરી રહ્યાં હતાં. આમાંનો એક કળાધર એ રત્નમંજરી અલંકાર જ્યાં પડયું હતું ત્યાં અનાયાસે આવી પહોચી જે કળાથી તે મસ્ત બનેલો હતો, તે કળા, પોતાની પ્રિયતમા સન્મુખ, ઘણા આનંદે બતાવી રહ્યો હતો, છતાં દિવ્ય સુગંધના પ્રભાવશાળી મોહવડે, પ્રિયતમની કળાની અવગણના કરી મયુરી રત્નમંજરી પ્રત્યે આકર્ષાઈ રહી હતી. મયુર પણ પોતાની

પ્રિયાના આજના અસંતોષનું કારણુ કલ્પી શકયો નહિ; આથી પ્રિયા પોતાની ધૃણા કરે છે એમ માનવા લાગ્યો હતો. સુગંધીત સ્થાન પાસે ભ્રમણુ કરતી મયુરી પોતાના સ્વામીના હ્રદય વિચારથી કેવળ અજ્ઞાત હતી. ધૃણા અને અપમાનની લાગણીથી ક્રોધે ભરાયેલો મયુર, પોતાની અસંતોષ પામેલી પ્રિયા પાસે આવી પહોચતાં જ, તે અસંતોષનું કારણુ તત્કાળ સમજી શકયો. દિવ્ય રત્નમંજરીના લોભે લોભાઇ પોતાની પ્રિયા અચાનક સ્નેહ તજીદેશે એવું સ્વપ્ને પણુ ધાર્યું નહોતું તેથી જ તે ઘણો ક્રોધાયમાન બની ગયો. આસપાસ કાંઈ નજર ન કરતાં, પરિણામનો વિચાર કર્યા વિના આ મયુરે તત્કાળ દિવ્ય રત્નમંજરીને પોતાની ચંચૂમાં પકડી ઉપાડી લીધું. આજ કૃત્ય તેના ભાગ્ય પરિવર્તન માટે પુર્ણ હતું. આ અલંકાર દેવી જયદેવીનું હોઈ તેની કૃપા મેળવ્યા શિવાય કોઈ પણ દેવ વા દાનવ પણ તેને સ્પર્શ કરી ન શકે એવો તેનો પ્રભાવ હતો. મયુર? હિન ભાગ્ય મયુર? હવે તેના પ્રતાપને સહન ન કરી શકવાથી અતી તિવ્ર વેગે ઉડી પાસેના જ જળાશયમાં જઇ પડયો. દિનદશાએ કરી અલંકાર તેની ચંચુમાંથી હજી વિખુટું પડયું ન હોવાથી તે સરોવરના જળમાં ડુબવા લાગ્યો. સરોવરના ઉંડાણવાળા ભાગમાં જતાં જ અનેક જળચર પ્રાણીયો, આ સર્વાંશે નવિન પક્ષીનો આકસ્મિક પ્રવેશ નિરખતાં જ, ભયથી ગાભરાં બની ગયાં. જાત જાતના મત્સ્યો આમ તેમ દોડા દોડ કરતાં કેટલાક આ મયુરની નિકટ આવતાંજ અથડાઇ પડતાં હોવાથી મયુરે ગભરાટમાં વિહવળ બની પોતાની ચંચુ પોહોળી કરતાં જ રત્નાલંકાર નીકળી પડયું. આથી જો કે મયુર નવિન પીડા રહીત બન્યો હતો, તો પણુ તેના શરીરનો દાહ ઓછો થયો નહોતો. આ ત્રિવીધ તાપ સમાન અગ્નિયે કરીને મયુરનો સર્વે કુદરતી રંગ બદલાઇને સ્યામ વર્ણું બની ગયો હતો. રત્નાલંકાર સરો-

વરના અગાધ જળમાં ડુબવા લાગતાં જ સર્વ જળ તેના શિતળ સૌગંધિત પરિમળથી મઘ મઘ બેહેકી રહેતું હતું. આ રત્નાલંકારની તેજ પ્રભાને નહિ સહન કરનારાં સર્વ પ્રાણીયો તેનાથી દુર નાસતાં નાસતાં પોતાના અધિષ્ઠાતા શ્રીવરૂણદેવ પાસે ગાભરાં બની આવી પહોચ્યાં. વરૂણદેવ પોતાના આશ્રીત સર્વ પ્રાણીયોની આવી દુર્દશા નિ-હાળતાં જ તત્કાળ તેનું કારણ જાણવા પ્રબળ ઉત્સુકતા ધરાવતા હો-વાથી, પ્રાણીયો પ્રત્યે તત્સંબંધે અનેક પ્રશ્નો પુછવા લાગ્યા.

"અહો ? મારા આશ્રીત સર્વ પ્રાણીયો ? તમો એવા તે કેવા ભયથી ભયભીત થયેલા છો કે સર્વેને નાસતાં નાસતાં મારી પાસે જ આવવું પડયું છે, તે સત્વર દર્શાવો કે જેથી તે ભયના નિવારણનો કાઇક શિઘ્ર ઉપાય કરૂં." વરૂણ દેવ અતિ આનંદથી બોલ્યા.

"દેવાધિ દેવ ? અમો સર્વના રક્ષણ કર્તા ? પ્રભુ આપના સામ્રા-જ્યમાં કોઇ એક એવી સુગંધિત વસ્તુનો તથા કોઇ નવિન પક્ષીનો પ્રવેશ થયો છે કે જેનાથી અમો સર્વ ત્રાસ પામી રક્ષણ શોધવા માટે આપ સમર્થ સમીપ આવ્યાં છીએ. અમોએ તે પક્ષીને કિંવા તે વસ્તુને અદ્યાપિ પર્યંત કોઇ દિવસ નજરે નિહાળ્યું નથી તેમજ તેને અનુભવ્યું પણ નથી. અમારામાંના સર્વ શ્રેષ્ટ અને બળવાન પ્રાણીયો પણ આ નવિન આગંતુકોથી ભય પામેલા છે. તેમનો પ્રભાવ પણ કોઇ દેવાંશી જેવો છે." ભય પામેલાં જળચરોમાંના એકે વરૂણદેવ પ્રત્યે આર્જવતા પુર્વક કહ્યું.

"મારા પ્રિય આશ્રીતો ? ચિંતા નહિં. તે ગમે તેવી વસ્તુ હશે અને ગમે તેવું પ્રભાવ પુર્ણ પક્ષી હશે, પણ મારી સત્તા અને સામર્થ્ય આગળ તમારે કિંચીન્માત્ર ભય ધરવા જેવું નથી. તે પક્ષી અને વસ્તુ ક્યાં અને કેવા પ્રકારનો ત્રાસ ઉપજાવી રહ્યાં છે તેની સવિસ્તર હકીકત હું

સાંભળવા ઇચ્છું છું તો તમો શાંત ચીત્તે બોલો." વરૂણદેવે સર્વ પ્રાણીઓનું શાન્ત્વન કરતાં કહ્યું.

"પ્રભુ ? તે વસ્તુ સર્વ પ્રાણીયોને તથા જળને દાહ ઉત્પન્ન કરાવી કરી રહી છે અને પક્ષી તો શ્યામ રંગનું અને તે પણ તાપાગ્નિ સહન કરી રહ્યું છે. અરે ? તે બન્ને ઓ આજે જળમાં ડુબતાં ડુબતાં નજરે નિહાળો અને અમ ગરીબોનું રક્ષણ કરો." દિનતાથી જળચર બોલી ઉઠયું.

" તમે અભય રહો ? એક ક્ષણમાત્રમાં હું તમોને તેના ભયથી મુક્ત કરૂં છું. વરૂણદેવ આ પ્રમાણે તેઓને શાન્તિ આપતા હતા. સર્વ જળચર પ્રાણીયો પણ આથી કાંઇક શાન્ત થતા હતાં. એવામાં રત્નાલંકાર અને મયુર પણ વરૂણદેવના ચરણ પ્રત્યે ઉપસ્થિત થયાં. મયુરનો આવો શ્યામ રંગ જોઇ વરૂણદેવ અતિ આશ્ચર્ય પામ્યા, અને આ દશ્યથી તેમને કાંઇક કૌતુક જેવું ભાસ્યું. હૃદયે પણ અનુમતી આપી કે મયુરનો આ રંગ કુદરતે કોઇ પણ પ્રદેશમાં નિર્માણ કરેલો નથી તો આ વિચીત્રતા વા અલૌકિકતા ક્યાંથી ઉત્પન્ન થઇ. પ્રકૃતિનો આવો અચાનક મહાન ફેરફાર જોઇ હૃદયમાં અનેક વિચાર કરવા લાગ્યા. આ ભેદ, વિચારથી સમજાય તેમ ન હોવાથી, હૃદયે મયુર પ્રત્યે પ્રશ્ન પુછવા વાસત્વીક વિચાર્યું પણ તરતજ ભાષારહિત હોવાથી હૃદય પાછું પડયું. તેજ સમયે સરસ્વતિદેવીએ અર્પણ કરેલા પ્રસાદીરૂપ અમૃતકળશમાંનુ અમૃત પાન કરાવાથી સરસ્વતિ જીવ્હાગ્રે બીરાજશે, એમ ખાત્રી હોવાથી પાન કરાવ્યું. મયુર અમૃતપાન કરતાંજ બોલવા લાગ્યો. શ્રીસરસ્વતિ તેના પર પ્રસન્ન થઇ.

"હતભાગ્ય પક્ષી ? કુદરતમાં આ કેવો ફેરફાર ? પ્રકૃતિનું આ કેવું

વિચીત્ર પરિવર્તન ? તેમજ આવા અતિશય ગભરાટમાં તું કેમ ?" વરૂણ-દેવે આ પ્રમાણે મયુર પ્રત્યે પૂછ્યું.

"દેવ ? અલકાના ઉપવન પાસે આવેલા જળાશય તીરે હું અને મારી પ્રિયતમા બન્ને સાથે આનંદથી કલ્લોલ કરતા હતાં; કિંતુ અમો બન્ને વચ્ચે તે વખત પહેલાં એક પણ કલહ બિંદુ અસ્તિત્વ ધરાવતું નહોતું. હું જેવા પક્ષીયો નિરંતર પોતાની પ્રિયતમાને પ્રસન્ન કરવા નિમીત્તે હરહમેશ સુખરૂપ કળાનું દિગદર્શન કરાવીએ છીએ. અમારી અભિનય કળા, એ કુદરત અને ઇશ્વરની રચનાનો અદ્ભુત્ નમુનો છે. તત્સંબંધે સૃષ્ટિના સર્વ પ્રાણિ માત્રની પ્રસન્નતા અમારા પ્રત્યે ખેંચી શકીયે છીએ, એમ કહેવું તેમાં અતિશયોક્તિ જેવું જરા પણ નથી. ચળકતા આસ્માની રંગના પિંછાની શોભા, અભિનય કળા વખતે, નૈસર્ગિક સુંદરતાની પરાકાષ્ટાએ પહોંચે છે; તેમાં પણ વર્ષાઋતુમાં પ્રકૃતિ-દેવીના અર્પણ કરેલા સુંદર લિલા શ્રંગારથી તો અવાધ છે. આ સમયે તો અરસિક પ્રાણિયો પણ પોતાની હમેશની કઠોરતા તજી દઇને અમારા પ્રત્યે સાહાનુભુતી દર્શાવી અમારી કળા અતિ આનંદે નિહાળે છે. અમારા સર્વ અંગનો રંગ કોઇને પણ મોહમાં મુગ્ધ કરવા સમર્થ છે. અમારી અભિનય કળાનું કિંચીત પણ વર્ણન કરવું, એજ અમારી કળાનું અપમાન કરવા બરોબર છે. અમારી સુંદરતાને લીધે જ અમો શ્રીકૃષ્ણ જેવા પરમાત્માના શિરે સ્થાન પામ્યા છીએ. અમારી લોક પ્રિયતાને લીધે જ અમોએ શ્રીસરસ્વતિ ભગવતિદેવીના વાહન પદને પ્રાપ્ત કર્યું છે. સર્વ અભિમાની અને નિરાભિમાની પક્ષીઓ અમારી સર્વ શ્રેષ્ટ સુંદરતાનો સ્વીકાર કરે છે. વળી નિર્દોષ પક્ષીઓમાં અમારી ગણના પ્રથમ પંક્તિયે કરવામાં આવેલી છે. સૃષ્ટિના સૃજનહારે, પ્રથમ સર્વ સુંદરતાને એકત્ર કરી, ત્યારે પોતાની મહાન્ ભાગ્યવંત પુત્રીના

વાહન પ્રત્યે પક્ષપાત બતાવી, તે સુંદરતા તે મોહકતાને અમારામાં નિયત કરી છે. ઉપવનોમાં અમારૂં ભ્રમણ, એતો સર્વ શ્રેષ્ટ અપ્સરા ઉર્વશીની સ્પર્ધા કરનારૂં હોઈ, નિરંતર તેને અદેખાઇના અગ્નિમાં પ્રજાળનારૂં છે. હું એક સમયે મારી અભિનય કળાનું દર્શન મારી પ્રિયતમાને ઘણાજ ઉત્સાહ અને આનંદપુર્વક કરાવી રહ્યો હતો છતાં કોઈ દિવસ નહિં અને આજેજ તેની અવગણના કરતી, મારી પ્રિયા, મને માલુમ પડી. આ ધૃણા અને આ અપમાનથી મારા અંગમાં અતિ ક્રોધ વ્યાપી ગયો. મારી કળા પ્રત્યે પ્રિયાનું દુર્લક્ષ અસ્વાભાવિક સમજી તેનું કારણ જાણવા હું તેની પાસે ગયો, ત્યારે આ વસ્તુ કે જેને આપ પ્રગટ રીતે અત્રે નિહાળો છો તેની તરફ અતિ ઉત્સુકતાથી જોઇ રહેતી, મને માલુમ પડી. મારી કળા પ્રત્યેના તિરસ્કારનું કારણ હું તત્કાળ કળી ગયો અને મારો ક્રોધ શમાવવા તથા મારી અવગણનાનું ફળ મારી પ્રિયતમાને ચખાડવા અતિવેગથી હું આ વસ્તુ તરફ જઈ તેને મારી ચાંચમાં પકડી ઉપાડી લીધી; તરત જ મારા અંગમાં અતિ પ્રચંડ દાહ શરૂ થયો. આ દાહાગ્નિથી હું અતિશય ગભરાઈ ગયો અને જળાશય પ્રત્યે આવતાંજ, દાહને શમાવવા, તેમાં પડયો; જળમાં પડયા પછીજ આ વસ્તુ મારી ચાંચમાંથી વિખુટી પડી અને ત્યારે મારો દાહ શમ્યો છે. મારા અંગનો સર્વ રંગ બદલાઈ ગયો છે, અને આ શાન્તિ પ્રાપ્ત કરી છે. મારૂં સર્વ વૃત્તાંત આપે શ્રવણ કર્યું છે. દેવ ? હું મયુર છું." આર્જવતાથી મયુરે વરૂણદેવ પ્રત્યે કહ્યું.

"અહો ? દેવી સરસ્વતિના પ્રિય વાહન મયુર ? તારી આવી અવદશા ? ખરેખર, હું ઘણોજ આથી દિલગીર હોઇ તારા પ્રત્યે સહાનુભુતિ દર્શાવું છું. કળાધર ? તારી પુર્વાવસ્થા પ્રાપ્ત કરાવવામાં હું મદદરૂપ થઇશ. ન ગભરા ? પ્રથમ તે વસ્તુનું ઘણું બારીક નિરીક્ષણ કરી સર્વ

તાત્પર્ય મને જાણી લેવા દે. " અહો આતો ધનપતિ શ્રીકુબેરને અને તેમની પત્નિને શ્રી શંકરપરમાત્માથી અર્પણ કરાયેલું " રત્નાલંકાર રત્નમંજરી "? આનો આવો પ્રભાવ હોય તેમાં શી નવાઈ? અનધિકારી પ્રાણી માત્રને પ્રજાળવા આ સમર્થ છે. શ્રીશંકરે ધનપતિ કુબેરને એ પણ કહેલું છે કે જ્યારથી આ પ્રતાપી અલંકાર તમારાથી વિખુટું પડે ત્યાર પછી તેને ગ્રહણ કરવાનો પ્રયત્ન પણ કરતા નહિં; કારણ કે તેથી મહાન અનર્થ ઉત્પન્ન થશે, તો હવે આ અલંકારને મારી પાસે રાખું ? ના નહિંજ; કારણ કે હું તેનો ઉત્તરાધીકારી નિર્માત નથી. મયુર ? મયુર ? ? તું તારી પુર્વ દશાને ખચીત પામશેજ. કિંચીત્ પણ ગભરાઈશ નહિં. મહાદેવી પાર્વતીના ચરણામૃતથી ભરેલા કુંડમાં સ્નાન કરતાં જ પુર્વાવસ્થાને તું પ્રાપ્ત કરશે. જા; આ ગિરિરાજમાંજ તે સ્થાન આવેલું છે. રત્નાલંકારના પ્રભાવને મર્યાદિત કરવા માટેજ મહાદેવીએ ધનપતિ કુબેરને આ પ્રમાણે કહેલું છે તે મને સવિસ્તર માલુમ છે; જા સત્વર ઉડી જા ? અને પુર્વ દશાને પામ."

પ્રિય પાઠક ? આ પ્રમાણે મયુરને આજ્ઞા કરતાંજ સત્વર ઉડી ચાલી નિકળ્યો. સર્વે જળચરો આથી ભયમુક્ત થયા. મયુરની યત્કિંચીત પણ કોઇને ઉપદ્રવ કરવાની વૃત્તિ હતીજ નહિં જેથી સર્વ નિર્વિઘ્ને પાર પડયું.

અહો ? ધનપતિ કુબેરને અપાયેલા રત્નાલંકાર હું તારૂં સન્માન કરી શકવા અત્ર અસમર્થ છું. તેમજ કોઈ અનધિકારી તારૂં ગ્રહણ કરવા પરત્વે સુખી નહિંજ થાય ? તારૂં આ સ્થાન પ્રત્યે આગમન થતાંજ હું ઘણોજ વિચારમાં પડી ગયો છું. શું કરૂં ? આને માટે કયું સ્થાન નિર્માણ કરૂં. અહો સર્વ જળચરો! હવે તમો નિર્ભય છો. માટે જાઓ. હું અત્રે ઘણાજ જરૂરી વિચારમાં છું. એકાન્તને ઇચ્છુ છું.'

ઉપર પ્રમાણે શ્રીવરૂણદેવની આજ્ઞા સાંભળી સર્વે જળચરોએ પોત-પોતાના સ્થાન પ્રત્યે પ્રયાણ કર્યું.

પ્રિય પાઠક ? રત્નાલંકારની વ્યવસ્થાના ગુંચવાડામાં પડેલા વરૂણ-દેવ વિચારમાં ને વિચારમાં ઘણા લીન થયા. આખરે તેમને સત્વર યાદ આવ્યું કે રત્નાલંકારના અધિકારી પોતાના પ્રિયમિત્રશ્રી વિદ્યાધર-રાજ અમરનાથજ છે તો તેમને સત્વર બોલાવી આ હકીકત સર્વે નિવેદન કરવી. તુરતજ એક અનુચરને બોલાવ્યો અને તેની સાથે સત્વર અહિં પધારવાનો સંદેશો પાઠવ્યો. અનુચર ત્વરાથી વિદ્યાધર-રાજના અવાસ પ્રત્યે પોહચ્યો અને તેમને તથા તેમની પત્નિદેવી ચિત્રલેખાને ત્યાં પધારવા આમંત્રણ કર્યું. પોતાના પ્રિયમિત્રનું નિમંત્રણ સાંભળતાંજ અમરનાથ તથા ચિત્રલેખા ઘણા હર્ષીત થયા અને મિત્ર મિલનના પ્રસંગનો જરાપણ અવરોધ સહન કરી શકયા નહિં. શ્રીવરૂણ-દેવને ત્યાં પધારવામાં કોઇપણ સાહિત્યની ગરજ નહોતી, કારણ કે તેમને તો સર્વે સાધ્ય હતું; તેમજ વળી અસાધ્યને સાધ્ય કરી શકે એવા દેવને ત્યાં સિધાવવાનું હતું જેથી કાંઈ પણ બાબતની તૈયારીની સ્પૃહા કર્યા વગર તેઓ તરતજ તે અનુચરની સાથે તત્કાળ ચાલી નીકળ્યાં. નજીક આવી પ્રહોચતાંજ અનુચર, આગમન સમાચાર આપવા પહેલાં ગયો અને શ્રીવરૂણદેવને નિવેદન કર્યું.

“ અહો ! મારો પ્રિયમિત્ર અમરનાથ પોતાની પ્રિયતમા સહિત મારા અવાસે આવી પહોંચ્યો. ” ઘણા હર્ષ સહીત તે તેમને પોતાના મંદીરમાં તેડી લાવ્યો અને તેમનો સર્વે પ્રકારે અતિ આદરથી આદર-સત્કાર કર્યો. યથાવિધિ સર્વે પ્રકારે સંપુર્ણ થયા પછી અમરનાથે નિમંત્રણનું કારણ પુછ્યું.

" પ્રિય અમરનાથ ? એક અતિ ભાગ્યવંત પ્રસંગે મેં તમને બોલાવેલા છે. આથી તમારો ઘણોજ અભ્યુદય થવાનો છે અને તેનાજ ચિન્હ તરીકે શ્રીશંકર પરમાત્માથી ધનપતિ કુબેરને અર્પણ કરાયેલા "રત્નાલંકાર રત્નમંજરી " ના ઉત્તરાધિકારી તમોજ નિર્માણ થયેલા છો. આ અલંકાર ધનપતિકુબેર પત્નિ શ્રીજયદેવીયે, અશોક વૃક્ષની દોહદ પુર્તિ કરવા પોતાની પ્રિયસખિ યક્ષસુંદરી રત્નસુંદરીને આપ્યું હતું; દોહદપુર્તિ થયા પછી અચાનક આ રત્નાલંકાર માર્ગમાં નીકળી પડયું અને તેનો ભોગ એક અનધિકારી મયુર થયો હતો. મયુર મારફતે આ અલંકાર અહિં મારા નિવાસસ્થાન પ્રત્યે આવી પડયું છે. કુબેરની પછી આ રત્નાલંકારના ભોકતા આપ અને આપના પ્રિયપત્નિ દેવી ચિત્રલેખા શ્રીમહાદેવથી નિર્મીત થયેલા છો તો હવે તેનો યથેચ્છ ઉપભોગ લેવા મેં આપને બોલાવેલા છે. આપ તેનું ગ્રહણ કરો." શ્રીવરૂણદેવે આ પ્રમાણે વિવેચન કર્યું.

"મહદ્ શુભ ? પ્રિયમિત્ર ? આથી અમારૂં બીજું શું પ્રિય હોઇ શકે ! આજ અમારો અભ્યુદય છે. અમો બન્ને પ્રત્યે આપ આવી નિષ્કામ પુર્વક કાળજી રાખો છો એથી અમો ઘણા આભારી છીએ. અને એજ આપના હૃદયની મહત્તા દર્શાવે છે. વળી શ્રીશંકરપ્રભુની પણ મારા ઉપર પુર્ણ કૃપા જણાય છે કે આનો ઉપભોગ લેવા લાયક હું નહિં છતાં મારી અપુર્ણ યોગ્યતાને પુર્ણ કરી છે. મિત્ર અમો અતિ હર્ષીત થયા છીએ." અમરનાથે આભાર દર્શાવતાં કહ્યું.

" પધારો મિત્ર ? હવે આપ તથા દેવી ચિત્રલેખા યથેચ્છ સુખ ભોગવો." શ્રીવરૂણદેવે કહ્યું.

" મિત્ર ? અમારા નિવાસ પ્રત્યે કોઇક દિવસ અવકાશ લઇ પધારી

આભારી કરવા અમારી નમ્ર વિનંતી છે; તો સમયાવચ્છેદે પરિપુર્ણ કરશો." નમ્રતાથી અમરનાથે કહ્યું.

"દેવ ? મારી પણ એજ વિનંતી છે. કોઇક દિવસ કૃપા કરશો." દેવી ચિત્રલેખાએ કહ્યું.

" આ તમારો બન્નેનો મારા પ્રત્યે આવો અનિવાર્ય સ્નેહજ પ્રત્યક્ષ કરે છે. કિંતુ હું એટલા બધા વિનયને યોગ્ય નથી. " વરૂણદેવે મિત્રભાવે કહ્યું.

" એજ આપની પ્રભુતા બતાવે છે. એમ કહેવું એજ આપની યોગ્યતા સાબીત કરે છે. મિત્ર ? તમો સુખી રહો. અમારા સરખું કાર્ય હોય તો બતાવો; કારણ કે હું હવે અહિંથી પ્રયાણની ઇચ્છા રાખું છું." અમરનાથે કહ્યું.

"ભલે! અમરનાથ તથા દેવી ચિત્રલેખા! તમો સિધાવો. વળી કાર્યભાર તો તમારાજ શિરે છે. હશે તો નિવેદન કરીશ." વરૂણદેવે જવા રજા આપી.

અમરનાથ તથા દેવી ચિત્રલેખા રત્નાલંકાર રત્નમંજરીને મેળવી કૃતાર્થ થયાં. આનંદીત થયાં. અને ચાલતાં ચાલતાં તેઓ પોતાના નિવાસ સ્થાન પ્રત્યે આવી પહોચ્યાં.

પ્રિય પાઠકો ? આ રીતે રત્નાલંકાર રત્નમંજરી વિદ્યાધર રાજને પ્રાપ્ત થયું હતું. અને ત્યાર પછી તે સરોવરના જળમાં પડયું તે તમોને વિદિત છે.

## પ્રકરણ ૧૦ મું.

### દાનવ ગર્વ હરણુ ? અદ્દભુત રક્ષાકિરણુ ? ?

પ્રિય પાઠકો ? દુષ્ટ દાનવેશ્વરના હુકમથી યમઘંટ દાનવ અમરનાથ વિદ્યાધરરાજની પ્રિય પત્નિ દેવી ચિત્રલેખાને મણિ મહેલમાં કેદ કરવા સાથે લેઈ ચાલ્યો જતો હતો. આ રાક્ષસોનો આવાસ અતિ અભેદ્ય અને ભયંકર પહાડોમાં આવી રહેલો હતો. આ પહાડો પણુ એટલા વિશાળ અને ઉંચા હતા કે મનુષ્યની હિંમત તેને નજરે નિહાળતાં જ ક્ષણુમાં નષ્ટ થાય. વળી આવા સ્થાનો સ્વાભાવિક રીતે જનશુન્યતાવાળાં હોવાથી પણુ ભયનું ભાન કરાવે છે. કેવળ નિર્જનતા, નિસ્તબ્ધતા, ભયાનકતા સર્વ સ્થળે દષ્ટિગોચર થતી હતી. ભયાનક વૃક્ષો પણુ રાક્ષસાવાસનું પ્રતિપળે ભાન કરાતા હતા. રાક્ષસ યમઘંટ, આવા દુર્ઘટ અને અગમ્ય પહાડોને એક પછી એક ઓળંગતો દેવી ચિત્રલેખાને લેઇ ચાલ્યો જતો હતો. મધ્યાન્હ સમયે પણુ આ પહાડોમાં તિમીર દસ્યમાંન હોવાથી તેઓની અતિ ઉંચાઈ હૃદયમાં સમજાઈ આવતી હતી. ચાલતાં ચાલતાં આખરે તેઓ એક પહાડની તળેટીમાં આવી પહોચ્યાં. તેઓને હવે આ પહાડના શિખર ઉપર જવાનું હોવાથી સહજ વિશ્રાન્તિ લેવા થોભવાનું હતું. રાક્ષસ યમઘંટ દેવી ચિત્રલેખા તરફ વિસ્મયતાથી જોઇ કહેવા લાગ્યો-" હે દેવી ચિત્રલેખા ? હું તો એમજ યોગ્ય ધારૂં છું કે તમો જરા પણુ હઠાગ્રહી ન થશો; કેમકે આ રાક્ષસ અતિ બળવાન અને ભયંકર છે. તેમજ વળી તે રાજ રાજેશ્વર જેવો સમૃદ્ધિવાંન પણુ છે. તેનો મણિ મહેલ તે એક દુનીયામાં અજબ કારીગરીનો નમુનો છે; વિશ્વકર્માએ પણુ તેને જયીત તરીકે સ્વીકારી દંડમાં પોતાની અદ્દભુત

ઝરીઅરીનું દર્શન કરાવ્યું છે. દેવોને પણ દુર્લભ એવા મણિમહેલમાં તે રાત્રિ દિવસ અતિ આનંદથી અનેક સુંદરતાના પ્રદર્શનરૂપ દાસીઓ વચ્ચે કલ્લોલ કરે છે. આ મહેલ તે અલકાના મહેલોને લજ્જીત કરે છે. તેની રમણીયતા, તેની મનોહરતા, ઇંદ્રભવનની સ્પર્ધા કરે છે. તેના વૈભવ આગળ વિષ્ણુંનો વૈભવ પણ કંઇ હિસાબમાં નથી આ મણિ મહેલની અધિષ્ઠાત્રી દેવી તરીકે તે તમારૂં સન્માન કરવા ઇચ્છે છે; તો તમે તેમનું સન્માન કરો; એ રીતે તમે તેમની યોગ્યતાની વૃદ્ધિ કરી શકો છો. જેની ઇચ્છાએ કરીને સર્વ દેવલોક પણ પોતાના સર્વસ્વનો ત્યાગ કરી ચાલ્યા જાય છે; જેની ઇચ્છાએ કરીને પવન, સમુદ્ર, અગ્નિ વિગેરે પણ તેને વશ વર્તે છે, તેવાની આજ્ઞા લોપતાં શું ભયંકર પરિણામ આવશે તેનો ખ્યાલ, જરા પણ તમને નથી. આ સમસ્ત પૃથિવીને પણ એક સમયે ઉથલ પાથલ કરવા જે સમર્થ છે, તેવાની ઇચ્છાની અવગણના કરવી એ કેટલું ત્રાસ જનક છે! તેનો જરા પણ તમને વિચાર નથી. દેવી ચિત્રલેખા ? તમો મહાન ભાગ્યશાળી છો કે તમે આવા રાક્ષસ રત્નની પ્રસન્નતા પ્રાપ્ત કરી શકયાં છો."

"અરે દુષ્ટ! વધારે લવરી ન કર. મિથ્યા બૂકબકાટ કરવો મુકી, તું તને થયેલી આજ્ઞાનો અમલ કરી સત્વર ચાલ્યો જા. તારો રાજરાજેશ્વર રાક્ષસ અને તેના સર્વ ધન ઐશ્વર્યનું મારે કાંઇ કામ નથી. તમો દાનવોને, અમારા દેવોના વૈભવોનો તથા તેમનાં અતુલ સુખ અને આનંદનો પરિચય કયાંથી હોય ? દુરાત્મા ? ચાલ, સત્વર આગળથી." ક્રોધમાં દેવી ચિત્રલેખાએ કહ્યું.

"ભલે! તમો તમારા સૌન્દર્યનો જેટલો ગર્વ ધરાવો છો તેટલીજ નહિં પણ તેથી વધુ હાની, તમોને તમારા સુખમાં થવાનો સંભવ છે.

તમો આ સ્થાનમાંથી કદાપિ નાશી શકવાના નથી; તેમજ તમારો બચાવ કરવાને પણ કોઈ શક્તિવાન નથી; તેથી તમે હાર્યું કરવાના છો." સ્થીરતાથી અને દઢતાથી યમઘંટે ઉચ્ચાર્યું.

દુરાત્મા ! જે થવાનું હશે, તે થશે. પડશે તેવા દેવાશે. અત્રે તેના ઉહાપોહની કશી પણ આવસ્યકતા નથી. ચાલ આગળ થા અને રસ્તો બતાવ. તું અને તારો સ્વામી પણ દેવ સુંદરીયોની દઢતાથી વિસ્મય થશો. સમજશો તો ઠીક છે, નહિં તો તમારો નાશ છે." તેટલીજ દઢતાથી ચિત્રલેખા બોલી.

દાનવ તત્કાળ ઉઠી ઉભો થયો અને ચાલવા માંડયું. આગળ દાનવ અને પાછળ દેવી ચિત્રલેખા મુંગા મુંગા ચાલ્યા જતાં હતાં. પહાડ ઉપર ચઢતાં ચઢતાં સૃષ્ટિ સૌદર્યના બદલે અનેક મૃત પ્રાણિયોના અસ્થિ દૃષ્ટિ ગોચર થતાં હતાં. રાક્ષસના આવાસમાં, આ વિના બીજું શું દૃષ્ટિયે પડે ? આવાં કેટલાંક ભયાનક સ્થળો પસાર કર્યાં પછી આખરે પર્વતની ટોચ ઉપર જઈ પહોંચ્યાં. ઘડીવાર ત્યાં વિસામો લીધા બાદ, દાનવ યમઘંટે સીસોટી વગાડી; અને તરતજ શિખર ઉપરનો એક પથ્થર ઉચકાયો; ગુફામાંથી બે રાક્ષસોએ બહાર આવી આગમનનું કારણ પુછ્યું. તરત જ યમઘંટે જવાબ વાળ્યો કે 'દાનવેશ્વર સુરૂપવાનનો અતિ આગ્રહ છે કે આપણા મણિમહેલના ભોંયરામા આને કેદ કરવી, એમ કહી દેવી ચિત્રલેખા તરફ આંગળી કરી.

" આ સુંદરતામયી મુર્તિને મણિમહેલના ભોંયરામાં કેદ ! અરે આતો આપણા દિવ્યાસનને બીરાજવા યોગ્ય છે તેને આવી કઠીન શિક્ષા ? " અનુચરે આશ્ચર્યતાથી પુછ્યું.

હા ! હા ! ! ભયજ્યોતિ આનેજ આપણા ભોંયરામાં કેદની

શિક્ષા થયેલી છે; તે અતિ ગર્વીત છે, અને આપણા સ્વામીન્ પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિયે જુએ છે. સુખ સંપત્તિ તેના ભાગ્યમાંજ નથી; નહિં તો તે તેનો અનાદર કરત નહિ. અનેક અપ્સરાઓને પણ અપમાનિત કરી તેમને નિરાશા ઉપજાવી દુર કરી છે, એવા આપણા સ્વામીનની માગણી પ્રત્યે અણગમો દર્શાવનાર આ સુંદરી પ્રથમજ છે; પણ જ્યારે તે આપણાં સુખ વૈભવનો અનુભવ લેશે ત્યારેજ તે સમજી ઠેકાણે આવશે; માટે આજ્ઞાનું સત્વર પાલન કરો." યમઘંટે દઢતાથી કહ્યું.

"વારૂ ! હું સ્વામીની આજ્ઞાનો અમલ કરૂં છું. તમો હવે સત્વર જાઓ અને સ્વામીની સેવાનો લાભ લ્યો. સુંદરી ચાલ ! આગળ થા અને આ ગુફામાં પ્રવેશ કર." ભયજ્યોતિયે ફરમાવ્યું.

" હે દિનબંધુ ! હે પ્રિય સ્વામીન્ ! હે મકરન્દ ! હવે તમારાંની લજ્જા તમોને જ છે. મારે કાંઈ લેવા દેવા નથી. મારાપર આપનો કિંચીત્ પણ અનુગ્રહ હોય તો મારી વાહાર કરજો; હવે હું જાઉંછું." દેવી ચિત્રલેખાયે એમ બોલતાં બોલતાં ગુફામાં પ્રવેશ કર્યો.

રાક્ષસ યમઘંટ પોતાના સ્વામી પ્રત્યે અત્રેથી ચાલી નીકળ્યો. આવું અલૌકિક સ્ત્રી રત્ન જોઈ તે અતુલ આનંદનિય હતો. પોતાના સ્વામી પ્રત્યેની દઢ ભક્તિને લીધે તેણે અનેક પ્રકારના સુખ વૈભવનું દિગદર્શન દેવી ચિત્રલેખાને કરાવવામાં કાંઈ મણા રાખી નહોતી, પણ આખરે તે નિરાશ, હતાશ થયેલો હોવાથી કિંચીત્ રોષે ભરાયેલો પણ હતો. આ રોષ અથવા ક્રોધને લીધે જો કાંઈ પોતાને તેની આજ્ઞા મળી હોત તો તેનું વેર લેવા તે તત્પર હતો, પણ સારા નશીબે તેમ હતું નહિ. આ સઘળી હકીકત તે પોતાના સ્વામીને નિવેદન કરવા અતિ

ઉત્સુક હતો અને તેથી જ તે આટલી ત્વરાથી સ્થાન ત્યાગ કરી ચાલ્યો જતો હતો.

પ્રિય પાઠક ! દાનવ યમદંષ્ટને તેના સ્વામી સમીપ ચાલ્યો જવા દો. આપણે હાલ તેની પાછળ જવાની કાંઇ જરૂર નથી.

દેવી ચિત્રલેખાને લેઈ રાક્ષસ ભયજ્યોતિ ગુફાના અંદરના ભાગમાં ત્વરાથી જતાં જતાં તેને એક અપશુકન થયા. કાગ પક્ષીયોયે પોતાના કર્કશધ્વનિથી ગુફાના અંતર ભાગને ગજાવી મુકયો; પણ આ પ્રકારથી રાક્ષસ જરાપણ ભયભીત થયો નહિ. વળી તેમાં તેને પોતાને ભય પામવા જેવું હતું પણ નહિં; કારણકે પોતે કોઈ પણ કર્મનો ભોકતા હતો નહિં. હવે તેઓ એક મોટા વિશાળ ચોગાનમાં આવી પહોંચ્યા. આ ચોગાનને ઓળંગવાથી એક નંદનવન સમાન ઉપવનમાં પ્રવેશ કરી શકાતો હતો. ઉદ્યાનમાં પ્રવેશ કરવા તેના રક્ષકને હાક મારી બોલાવતાં જ તે આવ્યો. કર્ણમાં કાંઇક ગુપ્ત સંકેત કહેતાં જ રક્ષકે દ્વાર ખોલ્યું. બન્ને જણાયે તેમાં પ્રવેશ કર્યો કે તરતજ રક્ષક દ્વાર બંધ કરી ચાલ્યો ગયો. હવે ઉદ્યાનના આંતર ભાગમાં તેઓ ચાલવા લાગ્યા. આ ઉદ્યાનમાંના રસ્તા ઘણાજ ગલી કુંચીયો વાળા હતા. ગમે તે રસ્તે જતાં મધ્યમાં આવેલા કુંડ પાસે જવાતું હતું. અનેક રસ્તાઓ આરસ અને શૃંખલાથી બાંધવામાં આવેલા હતા. વચ્ચેના ભાગમાં રતાશ પડતી કાંકરી પાથરવામાં આવેલી હતી. સઘળા વૃક્ષના કયારાઓ ફરતાં ગોળ બંધવામાં આવેલા હતાં. વચ્ચે વચ્ચે વિચીત્ર ઘાટના કયારાઓમાં બટમોગરો, ગુલાબ, ચંપો, આદિ અનેક સુગંધીમય પુષ્પોના છોડવાઓ આવી રહેલા હતા. વળી દ્રાક્ષના માંડવા ઓથી આચ્છાદન કરાયેલા અને સુગંધીત જળથી ઉડતા ફૂવારાઓ અગણિત હતા. બાગમાં સર્વ જાતના પ્રાણીયો, પશુ પક્ષીયો પણ

રાખવામાં આવેલાં હતાં. કિનારે કિનારે તમાલ-પત્ર કરેલી વન-લેખા વાળી, તથા કુમુદ-ધુલિરૂપી રેતીથી બનાવેલી પુલિન-માળાવાળી, ચંદનરસની ગૃહ નદીયો વેહેતી જોવામાં આવતી હતી. કોઇ સ્થળે શિરીષના કેસરની રચેલી નવતૃણમય ભુમિવાળાં મૃણાલ-ધારાગૃહના શિખર ઉપર મુકાતાં, ધારા કદંબની ધુળથી ધુસર થયેલા યંત્ર-મયુરોનાં ટોળાં જોવામાં આવતાં હતાં. કોઇ સ્થળે, આંબાના રસમાં પલાળેલાં જંબુ—પલ્લવ, પર્ણકુટીયોના અભ્યંતરમાં ઢંકાયેલાં જોવામાં આવતાં હતાં. કોઇ સ્થળે સુવર્ણરૂપી ચુનાનાં જ્યાં કામને અર્થે આસન બાંધ્યાં હતાં, એવા, ગંધોદક ભરેલા કુંડોમાં કમલ પત્ર—પુટના નાનાં કોસ જોવામાં આવતા હતા. કોઇ સ્થળે, સ્ફટિકમય બગલાઓના મુંખમાંથી નિકળતી જળધારાઓવાળી તથા ચિત્રેલા ઇંદ્ર ધનુષવાળી, ફરતી, કૃત્રિમ મેઘમાળાઓ જોવામાં આવતી હતી. કોઇ સ્થળે, જેમને તીરે ધોળા યવાડંકુર ઉગેલા હતા તથા જેમના તરંગ તરતી માલતી પુષ્પની નાની નાની કળીયોથી વિષમ દેખાતા હતા એવી, હરિચંદનરસની વાપિકામાં હાર—લતાને શિતલ કરવામાં આવતી દેખાતી હતી. કોઈ સ્થળે યંત્ર—વૃક્ષો જોવામાં આવતાં હતાં, જેમની આસપાસ મોતીના ભુકાથી કયારા બાંધવામાં આવેલા હતા, તથા અહર્નિશ જેમાંથી સ્થુલ જળ બિંદુનો વર્ષાદ વરસતો જોવામાં આવતો હતો. કોઇ સ્થળે, પુષ્પ-હારના હિંદોળા જોવામાં આવતા હતાં, જ્યાં ભ્રમરરૂપી ધુઘરીયોની હારમાંથી અતિશય તિક્ષ્ણ સ્વર નિકળતો હતો. કોઈ સ્થળે કદલી—ગર્ભ—સ્તંભરૂપી દંડવાળાં, સુંદરવંશ જેવાં, પુષ્પના લુમખાના છત્ર બંધાતા જોવામાં આવતાં હતાં. મધ્યભાગના કેળના તોરણ પાસે ચંદન—પંકની વેદિયો બનાવેલી હતી. પુંડરીકની કળીયો રૂપી જેમને ઘંટાઓ બાંધેલી હતી, વિકસિત સિંધુવાર પુષ્પની મંજરીના જેમને

ચામર હતાં, મોટી મોટી મલ્લિકાની કળીયોનાં જેમને હાર લટકાવેલા હતા, લવંગ—પલ્લવ તથા ચંદનની જેમને માળાઓ બાંધેલી હતી, કુમુદ પુષ્પના હારવાળી ધ્વજાઓ ફરફરતી હતી, તે તોરણુ તળે થઇ રાક્ષસ ભયજ્યોતિ અને દેવી ચિત્રલેખા બહાર નીકળી ઉદ્યાનના મધ્ય ભાગમાં આવી પહોંચ્યાં. આ મધ્ય ભાગ જાણે હિમાલયના હ્રદય જેવો, વરૂણુ દેવના જળક્રિડા-ગૃહ જેવો, સર્વ ચંદ્ર કળાઓનાં પ્રસવ સ્થાન જેવો, સર્વ ચંદન વન—દેવતાઓના કુળગૃહ જેવો, સર્વ ચંદ્રકાન્ત—મણિયોની જન્મ—ભુમિ જેવો, સર્વ વર્ષા રૂતુઓનાં સંકેત—ગૃહ જેવો, સર્વ નદીયોને ગ્રીષ્મનો તાપ દુર કરવાના સ્થળ જેવો, સર્વ સાગરોને વડવાગ્નિનો સંતાપ શમાવવાના સ્થાન જેવો, સર્વ જલધરોને વિદ્યુતનો અગ્નિદાહ શાન્ત કરવાના સ્થળ જેવો, કુમુદિનીયોને ચંદ્ર—વિરહથી અસહ્ય થઈ પડતા દિવસ ગાળવાના સ્થળ જેવો, અને કામદેવને હર—હુતાશન હોલવવાના ક્ષેત્ર જેવો હતો. ત્યાં જળ યંત્રમાંથી નીકળતી હજારો ધારાઓવડે દુર થયેલા સુર્ય—કિરણો પણ જાણે અતી શીત સ્પર્શના ભયથી નિવૃત થયા હોય તેમ આવતા નહોતા. કદંબ કેસરથી વાતા પવન પણ જાણે કંટકિત થયા હોય તેમ અનુગમન કરતા હતા. આજુબાજુના કદલિવનના પત્ર પણ પવનથી હાલતાં હતાં તેથી તે પણ જાણે શિતળતાથી કંપતા હોય એમ દેખાતા હતા. પુષ્પના સુવાસથી મદમત્ત થઇને ગુંજાર કરતા ભ્રમરો પણ ત્યાં જાણે દંત-વિણાનો શબ્દ કરતા હોય એમ માલુમ પડતું હતું અને નિરંતર ભરાયેલા ભ્રમર-વૃન્દથી ઢંકાઈ ગયેલી ત્યાંની લતાઓ પણ જાણે સ્યામ વસ્ત્ર ઓઢીને ઉભી રહેલી હોય તેમ દેખાતી હતી.

આવા સર્વ પ્રકારે રમણિય અને મનોહર ઉદ્યાનમાંથી

બહાર નીકળી સ્ફટિકથી બનાવેલા મણિમહેલના સોપાન પાસે તેઓ આવી પહોચ્યાં. પ્રથમ સોપાનપર પગ મુકતાંજ દેવી ચિત્રલેખાના હૃદયમાં ગત સુખના અનેક વિચારો આવવાથી તે સ્તંભીત થઇ ગઇ. આગળ એક ડગલું ભરતાં પહેલાં હૃદયનો ગભરાટ ચક્ષુમાર્ગે અશ્રુરૂપ ધારણ કરી બહાર નીકળ્યો, આ હુડવો અનિવાર્ય હતો, રાક્ષસ ભયજ્યોતિ આ જોઇ અતિ આશ્ચર્ય પામ્યો. કુબેર જેવા સમૃદ્ધિવાન, ઇંદ્ર જેવા પરાક્રમી અને વૈભવશાળી, સાગર જેવા ગંભીર, વિષ્ણુ જેવા પ્રેમાળ, કામદેવ જેવા સૌન્દર્યવાન, હિમાચળ જેવા સ્થિર–હૃદય, ગંગા જેવા પવિત્ર અને તપનદેવ જેવા તેજસ્વી સ્વામી ધુમ્રવાનની આર્જવતાપુર્વકની માગણીનો અનાદર કરી અત્રે આ ગર્વ પુર્ણ સુંદરીદેવી ચિત્રલેખાનો ગર્વ ગળી ગયો છે એમજ તે સમજવા લાગ્યો. પસ્તાવાના પારાવાર સમુદ્રમાં તે ડુબવા લાગી છે એમજ ધારવા લાગ્યો. હાથમાં આવેલો ગ્રાસ પોતાની કુબુદ્ધિથી છટકી ગયો જાણી શોકમાં ગરકાવ થએલી છે એમ તે માનવા લાગ્યો. અનાયાસે મળી આવેલા આવા સમૃદ્ધિશાળી, તેમજ આત આગ્રહપુર્વક અર્પણ કરાતા પ્રેમી પતીના હૃદયભાવ પુર્ણ પ્રણયના અનાદર પ્રત્યે, ભીષણ ક્રોધ ઉત્પન્ન થયો છે એમ તે ધારવા લાગ્યો. તે બોલવા લાગ્યો “ હે દેવી સુંદરી ! હે મૃગનયને ! આ તમારો સમયસરનો પશ્ચાતાપ, હજી પણ દાનવેશ્વરના હૃદય પ્રેમને તમારી તરફ આકર્ષવા પુર્ણ છે. તમોએ કરેલા કૃત્ય પ્રત્યે, તે વિષમ દૃષ્ટીયે જોતા નથી. હજી પણ જો તમો તમારી આ સ્થિતી તેમને દર્શાવશો તો તમારી પ્રત્યે તે સહાનુભુતી ધરાવશે. અરે સુંદરી ! દાનવેશ્વર એવા નિર્દય નથી કે તેમના વૈભવોથી સર્વથા અજાણ તમારા જેવી નિર્દોષ યુવતી પ્રત્યે અણગમો બતાવે. હજી પણ તમોને તે પુર્ણ પ્રેમથીજ ચાહશે. તમારા હાથમાંજ તેમના સકળ

વૈભવો ધરશે. તેમના સર્વ સુખોની ન્યુનતા તમારા વડે તે પુર્ણ કરશે. તમારી આવી ગંભિર ભુલને તેઓ નહિં ગણતાં, હૃદય નિખાલસ રાખીં તમારા પ્રત્યે અપુર્વ પ્રેમ દર્શાવી, તમને સુખના સમુદ્રમાં વિહાર કરાવશે. એ વિહારનૌકામાં યથેચ્છ સુખો ભોગવી તમને પ્રસન્ન કરશે. હે! દેવી! તમે તેમના હૃદયને તમારા પ્રત્યે આકર્ષવા મહાશક્તિવાન છો; માટે સમય આવ્યે ચુકતા ના; જો એમજ હોય તો હું તમને મણિમહેલના ભોંયરામાં લેઇ જઈ શકતો નથી. આ મણિમહેલ તમારા જેવાના ઉપભોગાર્થેજ છે. તેમાં, કિંચીત્ માત્ર પણ હૃદય સંકોચને સ્થાન ન આપતાં, છુટથી અનેક વૈભવ વિલાસને અનુભવો. આ અનુગ્રહજ તમને સુખી બનાવશે. તમારા હૃદયથી પ્રગટેલી ભાવપુર્ણ પ્રણુયજ્યોતિ આ સર્વ વૈભવોનું આધિપત્ય ભોગવવા સમર્થ છે. હૃદયશોકનું નિવારણ કરો અને ચાલો મારી સાથે! આ મણિમહેલની શોભામાં વૃદ્ધિ કરો. " રાક્ષસ ભયજ્યોતિયે ઉચ્ચાર્યું.

"હે દાનવ! તારા વૈભવો મને જરાપણ સુખી કરી શકે તેમ નથી. તારો દાનવેશ્વર ચાહે તેવો સમૃદ્ધિવાન, પરાક્રમશાળી હોય પણ દેવસુંદરીઓના હૃદય જીતી શકવા અસમર્થ છે. દેવસુંદરીયોના હૃદયની કઠીનતા, વજ્રમયતા, દૃઢતા આદિ ગુણોથી તું કેવળ અપરિચીત હોઇ આ પ્રમાણે બોલી રહ્યો છે; જ્યારે તું તે સર્વ જાણીશ ત્યારે વિસ્મય બની જઇશ. તારામાં જરા પણ નિતીનો સંચાર હોય, હૃદયમાં જરા પણ દયાનો અંશ હોય, પુનર્જન્મમાં સુખી થવું હોય તો મારી પ્રત્યે સહાનુભુતી ધરાવી એક પણ એવો શબ્દ ન ઉચ્ચારી શકે જેથી મારૂં હૃદય ચુર્ણ વિચુર્ણ થાય. પછી તું જોજે કે હું તને કેવો બદલો આપું છું. વિદ્યાધરરાજ અમરનાથની પ્રિય પત્નિ દેવી ચિત્રલેખાને પ્રસન્ન રાખતાં તારો કેવા પ્રકારે ઉદ્ધાર થાય છે તેનો સ્વપ્નમાં પણ તને ખ્યાલ નહિં

હોય ? માટે એવા મદાંધપણાને ત્યાગી મારી પ્રસન્નતા મેળવી ભાગ્ય-શાળી થા. તારા મણિમહેલ કરતા પણ કેટલેક દરજ્જે સુંદર અનેકાનેક વૈભવોથી પુર્ણ મારા મહેલો જ્યારે જોવાને તું ભાગ્યવાન થશે ત્યારે આ મણિમહેલની અપુર્ણતા તથા તેમાં ભરાઈ પેઠેલી ભ્રષ્ટતાનો વિચાર કરતાં જ તું હૃદયમાં પસ્તાશે."

"દેવી ! તમે આટલેબધે દરજ્જે વિચાર શુન્ય હશો તેની કલ્પના પણ મારા હૃદયમાં નહોતી; તમો જે સુખ, ઐશ્વર્ય, ગૌરવ, પદ તથા યશને મેળવવા અનિચ્છા ધરાવો છો, તેજ સર્વ સુખો હું ખાત્રીથી કહું છું કે દેવોને પણ દુર્લભ છે. જે શાન્તિ, જે હૃદયની પુર્ણતા, જે પરમાનંદની અભિલાષા, આ મણિમહેલમાં નિવાસ કરી અમરત્વ પ્રાપ્ત કરી શકાય છે તે આનંદત્વ તમારા વિદ્યાધરરાજને ત્યાં મળી શકે એ સ્વપ્ને પણ ધારશો નહિં." ભયજ્યોતિયે દઢતાપુર્વક કહ્યું.

દાનવ ! તારૂં હૃદય કેવળ અંધકારથી છવાઈ ગયેલું છે. આ સકળ વૈભવોથી જે સુખ મેળવવાની તું આશા રાખે છે તે ખરી રીતે જોતાં તો સુખજ નથી. પૃથિવીમાં આપણે જેને સુખ કહીએ છીએ, અને જે સુખ મેળવવા માટે અનેક પ્રકારના સાચા જુઠા તથા છળ પ્રપંચ કરીયે છીએ, તે સુખથી વાસ્તવિક રીતે સ્થાયી તૃપ્તિ આપણને મળતી નથી. ભોગ, ઐશ્વર્ય, પદ, ગૌરવ, યશ એમાંનું કાંઈ પણ તે પ્રાપ્ત કરનારના પ્રાણને પુર્ણ શાન્તિ, પુર્ણ તૃપ્તિ, આપવા શક્તિવાન નથી; તેથીજ ભોગી અધિક ભોગની ઇચ્છા કરે છે, ધનવાન વધુ ધનની ઇચ્છા રાખે છે, યશસ્વી વધારે યશને ચાહે છે. ટુંકામાં જેટલું છે તેનાથી સંતોષ ન પામતાં એમજ ઇચ્છા થાય છે કે હજુ વધારે મળે તો સુખી થવાય; પણ જેમ જેમ વધારે મળતું જાય છે તેમ તેમ

વાસના પણ વધે છે પોતાની બધી મનોકામનાઓ પુર્ણ થયા પછી મનુષ્ય જુએ છે કે એના પ્રાણની ક્ષુધા હજી અતૃપ્ત છે. પ્હેલા જે શુન્યતા હતી જે ખામી હતી તે હજી પુર્ણ થઇ નથી. એ હજી સુખી થયો નથી. તૃપ્ત થયો નથી. એ ક્ષુધા, એ શુન્યતા આત્માની છે. પાર્થિવ સુખ ભોગવવાથી એ ક્ષુધા, એ અતૃપ્તિ, મટતી નથી. કોઇ પણ મનોવાંચ્છિત પાર્થિવ વસ્તુ મળવાથી એ શુન્યતા પુરી થતી નથી. નિત્ય સચ્ચિદાનંદ, વિશ્વના આત્મા સ્વરૂપને ઓળખવો, બ્રહ્મની સાથે પોતાનો નિત્યસંબંધ અનુભવવો, તેની સાથે સંપુર્ણ આત્મમિલન અને આત્મસમર્પણ કરવું, તથા બ્રહ્માનંદનું પાન કરવું, એજ આત્માની ક્ષુધા મટાડવાનો અને આત્માની શુન્યતા પુરવાનો એકજ માત્ર ઉપાય છે. પ્રાણિ પોતાને ઓળખતો નથી, પોતાના અંતરની તરફ જોતો નથી, તેથી અંતરને ઓળખતો પણ નથી; અને તેથી જ અંતરની ખરી અભિલાષા શી છે! એ અભિલાષા કેવી રીતે પુર્ણ થાય! કેવી રીતે અભિલાષાની તૃપ્તિદ્વારા આત્માને ચિરશાન્તિ મળે! એ બધી બાબતો તરફ બિલકુલ અંધ રહે છે. મોહને વશ થઇને મનુષ્ય સુખને માટે પાર્થિવ ભોગ ઐશ્વર્ય અને માન આબરૂને માટે લાલચુ બનીને આમતેમ ફાંફાં મારે છે, પણ ખરૂં સુખ તેને એમ કર્યાથી મળતું નથી. જે લોકોને ખરેખરી અંતરદૃષ્ટિ છે, તેઓ અંતરને ઓળખીને અંતરની અભિલાષા જાણે છે. આ સંસારના અસાર, અનિત્ય વિષયભોગનો ધુલિકા સમાન ત્યાગ કરીને, તત્વજ્ઞાનમાં, પરમાત્મા સાથે આત્માના સંમિલનમાં, જીવનની પરમશાન્તિ, પરમતૃપ્તિ અનુભવે છે, એ શાન્તિનો વિનાશ નથી, એ સુખનો અંત નથી, એનું પરિવર્તન નથી. એ સુખના આનન્દમાં મોહમુક્ત મનુષ્યો ગુલતાન થઈ જાય છે. એનુંજ નામ, ચિરસુખ, ચિરશાન્તિ અને અમરત્વ છે.

असतो मासद् गमय ।
तम सोमा ज्योर्ति गमय ।
मृत्योर्मामृतं गमय ।
आविराविर्म पधि ।
रुद्र यत्ते दक्षिणम् मुखम् ।
तेनमास्पाहि नित्यम् ॥

ભારતનાં સ્ત્રીરત્નો.

અસતમાંથી મને સતમાં લઇ જાઓ. અન્ધકારમાંથી મને પ્રકાશમાં લઇ જાઓ. મૃત્યુમાંથી મને અમૃતમાં લઈ જાઓ. હે પ્રકાશ સ્વરૂપ! તમો મારામાં પ્રકાશિત થાઓ. હે રૂદ્ર! તમારૂં પ્રસન્ન મુખ મને બતાવો. એ પ્રસન્ન મુખવડે મારૂં રક્ષણ કરો. દાનવ ભયજયોતિ! જીવનની પરમ શાન્તિ, પરમ તૃપ્તિ માટે, હૃદયમાં જે આકાંક્ષાઓ હોઈ શકે તે મેં તારા આગળ પ્રગટ કરી છે. આ મારા સુખ આગળ તારા મણિમહેલના સુખોને વધારે ચાહું એવી હું મુર્ખ નથી. મને જે સુખ ઇશ્વરે આપ્યું છે, જે હૃદયભાવ મારા પતિ તરફથી મારા પ્રણયી હૃદયને ભીંજાવે છે તેજ બસ છે. તેનાથી વધુ સુખ મેળવવા હું ઇચ્છિતી નથી. તેનાથી મને વધુ સુખ થવાનું નથી.” દેવી ચિત્રલેખાયે જ્ઞાનદષ્ટિયે રાક્ષસ ભયજ્યોતિને જણાવ્યું.

ખરેખર! દેવી ચિત્રલેખા! તમો દેવીજ છો. પ્રકાશરૂપી જ્ઞાનના અભાવથી આ સમય પર્યંત હું ઘોર નિબીડ અંધકારમાં હતો. રાક્ષસિ વૃત્તિથી પોશાયેલું આ હૃદય અને શરીર જે દુષિત છે અને જેનાથી આ જીવન પાપમય છે, તે દોષ, તે દુષિત જીવનને જ્ઞાન પ્રકાશવડે આપ દેવીસ્વરૂપાયે દુર કર્યો છે. પુણ્યનો સંચાર હૃદયમાં કરાવનાર તમેજ પ્રથમ છો. દેવી તમોએ જે ઉપદેશ અત્રે આપ્યો તે આ રાક્ષસા-

વાસમાં કોઇ કાળે પણ પામવા સંભવ હતો ? તમારૂં આગમન મારા જેવા એક પાતકીને અર્થેજ થયું હોય, એમજ હું માનું છું. દેવી ! દેવી ! ! તમો જે કહો છો તેજ સત્ય છે. તેજ સુખી થવાનો માર્ગ છે. આત્માનો ઉદ્ધાર એજ ચિરશાન્તિ અને તેજ અમરત્વ છે. જગતની પાર્થિવ વસ્તુઓથી સુખી જીવન નથી. તૃષ્ણાથી કદી તૃપ્તિ હોઈ શકતી નથી. વાસનાનો અંત નથી. અહો દેવી ! દેવી ! ! કહો કે હવે મારે શું કરવાનું છે ? " ભયજ્યોતિયે કહ્યું.

" ભયજ્યોતિ ! હવે તમો રાક્ષસ નથી. હવે તમારી દાનવી વૃત્તિ નથી. તે નાશ પામી છે. તમો દેવસ્વરૂપ છો. હવે એક પણ પળ ગુમાવ્યા શિવાય તમોને થયેલી આજ્ઞાનો અમલ કરો. તમારૂં હૃદય હરહમેશ આવું શુદ્ધ, સર્વ પ્રત્યે રાખજો; એજ મારે તમને કહેવાનું છે." દેવી ચિત્રલેખાએ આનંદથી કહ્યું.

" અહા ! શું હૃદયનું નિખાલસપણું ! અરે દેવી ! કહો કે હવે હું તમને ક્યાં લેઈ જાઉં ? તમો કોને જોશો તો હૃદયમાં સુખી થશો ? તમોને શું કર્યાથી શાન્તિ વળશે ? આજ્ઞા કરો તો અહિંથીજ તમોને વિદ્યાધરરાજ અમરનાથ પ્રત્યે પહોંચાડી દઉં. તમો કહો તે કરવા હું તૈયાર છું. વળી કહો તેમ કરવા સમર્થ પણ છું." ભયજ્યોતિયે ઉપકાર વશતાથી કહ્યું.

" ભયજ્યોતિ ! ઇશ્વર જ્યારે આ સ્થાનમાંથી છોડાવશે ત્યારે છુટીશ; પણ હું મારો બચાવ કરી તમોને દુઃખી થવા નહિં દઉં. મારા ઉપર આવી પડનાર વિપત્તિનું વાદળ, એમ કર્યાથી તમારા ઉપર તુટી પડવા સંભવ છે. મારૂં હૃદય એવું સંકુચિત નથી. તમો તમારા સ્વામીની આજ્ઞાને પુર્ણ કરો, એજ મને શાન્તિરૂપ છે. વિદ્યાધરરાજ અમરનાથ મારૂં રક્ષણ કરવા સમર્થ છે માટે તમે કાંઇ પણ મારી ચિંતા કરશો નહિં.

તમારી શક્તિથી હું અજાણ્યુ નથી. દાનવ ધુમ્રવાનના અવાસની રક્ષા કરનારના સામર્થ્યથી હું કેવળ અપરિચીત છું, છતાં મારા હૃદયમાં, હું રક્ષા કરનારનું બળ અને શક્તિની કિંમત આંકી શકું છું." દેવી ચિત્રલેખાયે દઢતાથી કહ્યું.

"નહિં! નહિં દેવી! આ સમય, આવા આવા વિચાર કરવાનો નથી. મળેલી તકનો લાભ લેવો એજ કાર્યદક્ષ મનુષ્યનું લક્ષણુ છે. વળી તમને છુટા કરવાથી દુષ્ટ ધુમ્રવાન મારી ઉપર કાંઇ પણુ કુશંકા આણી શકશે નહિં, કારણુ કે હું તેનો નિમકહલાલ નોકર છું એ સારી રીતે તે સમજે છે." ભયજ્યોતિયે સમય વિચારી કહ્યું.

"ભયજ્યોતિ! નિમકહલાલીના રસ્તા ઉપરથી નિમકહરામીના રસ્તા ઉપર તમને દોરી જાઉં, એવી હું કૃતઘ્ન નથી. એવી હું સ્વાર્થપરાયણ પણુ નથી. મને મારી જીંદગી કરતાં તમો તમારા કર્તવ્યપાલનથી વિમુખ થાઓ નહિં, એજ સુખકર છે; એજ શાન્તિકર છે. તમો તમારા કર્તવ્યોનું પાલન કરો; મારૂં કર્તવ્ય મને બજાવવા દો. કર્તવ્ય વિમુખ આત્માનું આલોકમાં પણુ ઠેકાણું નથી, તેમજ પરલોકથી પણુ તેઓ વિમુખ છે, એમજ સમજો. તમોને વિશ્વાસઘાતી હું નહિં જ થવા દઉં; જ્યારે તમો તમારા સ્વામીના વિશ્વાસનો ભંગ કરો છો એમજ હું જાણીશ, એમજ હું જોઇશ, ત્યારે ખાત્રીથી માનજો કે હું તમારા પ્રત્યે જરાપણુ સહાનુભુતી દર્શાવીશ નહિં." દેવી ચિત્રલેખાએ દઢતાથી ધર્મ માર્ગમાં પ્રવર્તવા ભયજ્યોતિને કહ્યું.

"દેવી! દેવી! તેથી તમો ઘણુાજ દુઃખી થશો. કિંતુ તમારૂં જીવન પણુ ભયમાંજ છે એમજ નક્કી સમજો. મણિમહેલના ભોંયરાથી તમો કેવળ અપરિચીત છો, ત્યાંના તમો દશ્ય જોઈ ઘણાં દુઃખી થશો.

તમોને છોડાવી હું તમારી સાથેજ આવવા ઇચ્છું છું. હવે આ રાક્ષસાવાસમાં વધારે વખત સુધી રહો એ મને પણ ઠીક લાગતું નથી; માટે જો આજ્ઞા હોય તો અહિંથીજ સિધાવીએ. હજી આપણે મણિમહેલના પ્રથમ સોપાનપર છીએ." ભયજ્યોતિયે કહ્યું.

"ભયજ્યોતિ ! તમો વિર થઈ કાયરની માફક છાના નાશી જવાનો વિચાર કરો છો તે તમારા વિર નામને છાજતું નથી. કેવળ બાયલા બની, સામા હરીફને હાથ બતાવ્યા વિના પાછી પાની કરવી, એ પુરૂષત્વ નથી. જો એમજ હોય તો મારૂં રક્ષણ કરવા તત્પર રહેજો; પણ દુરાત્મા ધુમ્રવાનને જાણ કર્યા પછીજ. દગો કરશો તો હુંજ પ્રથમ તમારાથી વિમુખ થઇશ. આ યાદ રાખજો. હવે ચાલો, મણિમહેલના ભોંયરામાં." દેવી ચિત્રલેખાયે રાક્ષસ ભયજ્યોતિનામાં સ્થિરતા પ્રગટાવવા કહ્યું.

'સત્ય છે ! દેવી ! તમો જે કહો છો તે સર્વ સત્ય છે. ઇશ્વરે મને જે બળ અર્પણ કરેલું છે, તે વડે તમારૂં પ્રાણજતાં સુધી દ્રઢતાથી રક્ષણ કરીશ. હવે એજ મારૂં કર્તવ્ય છે. એ કર્તવ્યનિષ્ટા, એ કર્તવ્ય પરાયણતા, એજ મારો માર્ગ છે. એજ મારૂં જીવનવ્રત છે અને એથીજ મારી જીંદગી સફળ છે. હું તેજ દુરાત્મા, કે જેણે તમોને આટલી બધી વિપત્તીમાં સપડાવ્યાં છે, તેનાં મુખમાં ઝેર રેડીશ, તેનાં મુળ ઉખેડીશ અને તેના જીવનનાશમાં કારણભુત વાનિમીત થઇ તેનું સર્વસ્વનાશ કરીશ. અહો વિભુ ! હવે એજ મારૂં કર્તવ્ય કર્મ એક છે. ! " ભયજ્યોતિયે વિરતાથી કહ્યું.

તો ચાલ મારા જીવન સાથી ! હું પણ તને મારો સુખભાગી બનાવીશ. દેવો પણ તને આ તારા કાર્યથી સંતુષ્ટ કરશે તેઓ આનંદથી તારો ઉદ્ધાર કરશે. દાનવરૂપ કાદવમાં અદ્રસ્ય રહેલા હિરા ! આ-

ખરે તું તારા ખરા સ્વરૂપમાં પ્રકાશિત થા." દેવી ચિત્રલેખાયે આનંદથી કહ્યું.

"ચાલો ચાલો ! દેવી હવે સત્વર ચાલો, પધારો અંદર." ભયજ્યોતિયે દ્વિતીય સોપાનપર પગ મુકતાં કહ્યું.

પ્રિય પાઠક ! દાનવમાંથી રાક્ષસ ભયજ્યોતિ દેવરૂપ થયો, એ જાણી એ સકળ ત્રિભુવન ત્રાતાનો તું ઉપકારમાન. સદા સર્વદા, પાપીઓની પાપમય વૃત્તિ આવીજ રીતે ફેરવાઇ સત્ય ધર્મ માર્ગમાં પ્રવર્તે, એવી તું તે વિશ્વંભર નાથને વિજ્ઞાપના કર.

ભયજ્યોતિ અને દેવી ચિત્રલેખાએ હવે આનંદથી મણિમહેલમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરતાંજ મહેલની મુખ્યદાસી હાથમાં ચંદનપાત્ર લઇ સામી મળી. આ શુભશુકનથી બન્ને અતિ આનંદ પામ્યા. તેઓને હવે એમજ લાગ્યું કે નિર્વિઘ્ને આપણો છુટકારો જલદીથી થશે. આગળ જતાં તેઓ સભામંડપમાં આવી પહોંચ્યાં. આ સભામંડપ પાસેજ દાનવેશ્વર ધુમ્રવનાનો ખાનગી આવાસ આવી રહેલો હતો. અનેક પ્રકારના કામોદ્દિપન્ન સાહિત્યોથી તે પરિપુર્ણ હતો. રાક્ષસ ધુમ્રવાન આજે આ સમયે અનાયાસે અહિં આવી બેઠો હતો. કાંઇક થાકથી અને કાંઇક હૃદયની દુષ્ટ લાલસાની પરિતૃપ્તિના અર્થે, તે અહિ આવ્યો હતો. આ બાબતની ખબર સત્વર તે ભયજ્યોતિ અને દેવી ચિત્રલેખાને પડી. કાર્યાર્થે ત્વરાથી જતી આવતી અનેક દાસીયોની દોડાદોડથી તેઓ જાણી શકયા હતા. ચંદન પાત્ર લેઈ સામી મળેલી દાસીયે પોતાના સ્વામીન્ પ્રત્યે એક નુતન નવયૌવનાના આગમન સમાચાર કહ્યા. ધુમ્રવાન આ યૌવન મદથી ભરપુર સ્ત્રીનું ઓળખાણ પામી ગયો ! અને તેણે એક દાસીને પોતાની પાસે દેવી ચિત્રલેખાને આવવા કહેવરાવ્યું. સત્વર દાસીએ દાનવ ભયજ્યોતિ અને દેવી ચિત્ર-

લેખાને પ્રણામ કરી કહ્યું કે " દાનવેશ્વર અત્રે આપ બન્નેની રાહ જોતા પોતાના ખાનગી આળસમાં બેઠા છે તો ઉચીત છે કે પધારીયે."

"દાસી ચાલ હું તથા દેવી ચિત્રલેખા આવીએ છીએ." ભયજ્યોતિ આ પ્રમાણે બોલી દેવી ચિત્રલેખાને સાથે લેઈ તે તરફ ચાલ્યો. ધીરજ અને સાન્ત્વનાથી દેવીને સંબોધી તે કહેવા લાગ્યો કે હે મહાદેવી! હું ઉપસ્થિત છતાં આપને રાક્ષસ પ્રત્યે ભય જેવું કાંઇ નથી. આપ એમજ સમજો કે ભય મુક્ત છો. રાક્ષસ તમોને હવે કોઈ પણ પ્રકારની દુર્ભાગ્યવશતા પ્રાપ્ત કરાવનાર નથી, કારણ કે તેવો સમય આવતાંજ હું મારા કર્તવ્ય પાલનાર્થે બહાર પડીશ; પણ આપનું દુઃખ હું હવે સહન કરી શકનાર નથી. ગમે તે થાઓ, જો તે ઘોર અત્યાચારી બનશે તો હું તેનું ફળ આપ્યા વિના રહેનાર નથી, પ્રાણુન્તે પણ સત્ય માર્ગની અવગણના કરી, તેનું ઉલ્લંઘન કરનાર નથી. ભયજ્યોતિ અને દેવી ચિત્રલેખા આ પ્રમાણે બોલતાં બોલતાં રાક્ષસ સમીપ આવી પહોચ્યાં.

દુર્મતિ ધુમ્રવાન એક સુવર્ણના આસનપર વિરાજીત હતો. દાનવના આવાસમાં કેવળ પાશવવૃત્તિને ઉત્તેજીત કરનાર સાહીત્યો શિવાય અન્ય કાંઈ નહોતું. મણિજડીત ચિત્રકામવાળી દિવાલોપર કામવૃત્તિને ઉત્તેજીત કરનાર અનેક નગ્ન સ્ત્રિયોના ચિત્ર ટાંગેલા હતા. જાતજાતના અત્તરોની મીઠી મસ્ત સુગંધથી મિશ્રીત વાયુ, બારીયો વાટે આવતો હતો. પાસેજ પડેલા પર્યંક ઉપર અનેક સુગંધીદાર પુષ્પોની માળાઓ લટકાવેલી હતી. રાક્ષસ ભયજ્યોતિએ અંદર પ્રવેશ કરતાંજ સ્વામીને પ્રણામ કર્યા અને બાજુએ ઉભો રહયો. દેવી ચિત્રલેખા સ્વસ્થ ચિત્તે રાક્ષસ સમીપ ઉભી રહી. દિવ્ય સ્વરૂપા સુંદરીને જોઇ રાક્ષસ આભોજ બન્યો.

" અહાહા ! શું સુંદર સ્વરૂપ ! તેના અંગની આસપાસ અતિ

તેજોમય ધવલ પ્રકાશ પ્રસરવાથી, તે જાણે સ્ફટિક—ગૃહમાં બેઠી હોય, ક્ષીર સાગરમાં ડુબી ગઇ હોય, દર્પણ–તલમાં ઉતરેલી હોય, કે શરદ મેઘની તળે સંતાઈ ગઈ હોય તેમ તેના અવયવ પરિપુર્ણ રીતે સ્પષ્ટ દેખાતાં નથી. પંચ મહાભુત રૂપી અંગ સૃજવાના દ્રવ્યાત્મક સાધનો મુકીને તેને જાણે કેવળ શ્વેત—ગુણથીજ ઉત્પન્ન કરેલી હોય એમ દેખાય છે. કામદેવના શરીરને અર્થે શિવની આરાધના કરીને તેમનો પ્રસાદ મેળવવા જાણે સાક્ષાત રતિજ આવી હોય; સહવાસ–પરિચયને લીધે ચંદ્ર–શેખરની ચંદ્રલેખાને મળવાની ઉત્કંઠાથી જાણે ક્ષીર સાગરની અધિદેવતાજ આવી હોય; એવી આ દિવ્ય સુંદરીની પ્રાપ્તિથી અતિ ભાગ્યશાળી થયેલું. સ્વરૂપથી જડ બનેલો રાક્ષસ, દેવીને સંબોધી કહેવા લાગ્યો, " હે સુંદરી ! તમારા કોમળ ચરણ, તમારા મારી સમીપ ઉભા રહેવાથી દુઃખી આવશે ! આવો અઘટિત પરિશ્રમ લેવાનું અત્રે કાંઇ પ્રયોજન નથી. આ સર્વ મહેલ અને તેના વૈભવો આ સમયથી ચિરકાળ સુધી હવે આપનાજ છે; તો હૃદયક્ષોભ ત્યજી સુખેથી તેનો ઉપભોગ કરી મારૂં માન વધારો. "

" રાક્ષસ! મારા અને તારા સર્વેશ્વર કર્તાનો કાંઈ પણ ડર રાખી મારી સાથે વાતકર. તારી ઉચ્છંખળ અને દુષ્ટ પાશવ વૃત્તિનો પરિત્યાગ કરી, દેવોની કૃપા મેળવવા પ્રયત્નવાન થા. તારા મણિમહેલના વૈભવો મારે મન સુખકર ન હોઈ, મારા જીવનમાં ઝેર સમાન છે. દાનવ ! મારા અંગની તું એટલી દયા ધરાવતો હોય તો તારા પાપમય મહેલમાં મને ન લાવતાં મારા સ્વસ્થાનમાંજ રાખવી જોઇતી હતી. હવે તો તારી સમીપ ઉભા રહેતાં તે ચરણોને લેશ માત્ર પણ દુઃખનો આભાસ નથી; કિંતુ તેમને અત્રેથી ચાલી જવા ઉત્સાહિત કર્યા કરે છે." દેવી ચિત્રલેખાએ કહ્યું.

"સુંદરી ! હવે અહિંથી ચાલી જવાની વાતને ત્યજી દો. ઈશ્વરે સૌના ભાગ્યમાં જે નિર્માણ કરેલું છે તેજ થયા કરે છે. વળી જે થયું તે તમારા હક્કમાં ઠીકજ થયું છે; એમ મારી મનોદેવતા પણ કબુલ કરે છે." ધુમ્રવાને દેવીને કહ્યું.

"ચુપકર પિશાચ ! ઈશ્વરને આળ ચઢાવવાનું સાહસ કદી પણ ન કરતો; કિંતુ આ સર્વ તારૂં પોતાનુંજ કૃત છે. ઈશ્વર તરફથી નિર્માત સુખ દુઃખમાં હું અહોનિશ રાચી રહી હતી, તેમાંજ તું દુષ્ટ બુદ્ધિ વિઘ્નરૂપ થઇ પડયો અને તેનુંજ આ સૌ પરિણામ છે. જે પરમાત્માએ મને અલૌકિક સુખ આપ્યું હતું તેથીજ મને સંતોષ હતો. આવી મિથ્યા દલીલોથી હું તારામાં ભોળવાઈ જઉં તેવી મુર્ખ નથી." ચિત્રલેખાયે દઢતા પુર્વક કહ્યું.

"મનોહરી ! જે પ્રભુએ, તમોને સુખના સમુદ્રમાં ગરકાવ કર્યા હતાં તેજ પ્રભુ હવે તમને તેનાથી પણ વિશેષ ચઢીયાતી સ્થિતીમાં લઇ જવા ઈચ્છે છે; તો તેની ઇચ્છાની આડે આવવું એ મુર્ખતાજ કે બીજું કાંઈ ! સુજ્ઞનાંતો એ લક્ષણજ નહિં." ધુમ્રવાન બોલ્યો.

અરે દુરાત્મા ! વળી તું પ્રભુને માનતો કયારે થયો ? હું જે સ્થિતીમાં હતી, તેનાથી વિશેષ સુખી સ્થિતીમાં જવાને મારી કિંચીત્ માત્ર પણ ઈચ્છાજ નથી. દાનવ ! મારે સારૂ તું એટલી બધી ચિંતા ન કરતાં, તારા કાર્યમાંજ નિમગ્ન રહે. વળી હું જે સ્થિતીમાં હતી, તેમાં ઈશ્વરેજ મને મુકી હતી; તો તારા કહેવા પ્રમાણે તે " ઈશ્વરની ઈચ્છાની આડે આવવું એ મુર્ખતાનું લક્ષણ છે. " તેથી તો તુંજ મુર્ખ ઠરે છે. સુજ્ઞનું એ લક્ષણનજ કહેવાય." દેવી ચિત્રલેખાએ રાક્ષસનાજ શબ્દોથી મહાત્ કરતાં કહ્યું.

"અહો કમળનયને ? તમારૂં વાક્‌ચાતુર્યમાં આવું પ્રધાનપણું જોતાં હું ઘણોજ હર્ષિત થાઉં છું. તાત્કાળિક ઉત્તરવિદ્યાવિશારદપણું અનુભવી હું આનંદિત થયો છું. સુંદરી ! અમો દાનવોને રમણિ રમણમાં જેટલો આનંદ છે તેટલો બીજો કશામાં નથી. અતિ પરિશ્રમે મેળવેલું તમારા જેવું વિશ્વમોહન નારીરત્ન, મારી સર્વ અભિલાષાઓની અતૃપ્ત અવસ્થામાંજ ત્યજી દઉં, એવું મારૂં હૃદય છેજ નહિં. અતિ દીર્ઘ આશાવડે ઉઠાવેલા પરિશ્રમને અફળ કરવો, એ મારા જેવાને માટે તો " ન ભુતો ન ભવિષ્યતિ " જેવું છે. અમો સુખવિલાસના ભોગીને તો આવો આવેલો અલૌકિક પ્રસંગજ, જીંદગીનો સાફલ્યતાથી પરિપૂર્ણ ઇષ્ટ હેતુજ છે. હવે તો વશે કે કવશે તમારે અહિં રહેવુંજ પડશે; માનશો તો સુખ છે અને નહિં માનો તો દુઃખ સહેવુંજ પડશે. આ મારો અંતિમ વિચાર છે, તેમાંજ તમારી જીંદગીનો સાર છે." ધુમ્રવાને દઢતાથી કહ્યું.

દાનવ ! વિચાર કર. તારી મહત્તાકાંક્ષાઓની પારતૃપ્તિ પ્રાણાન્તે પણ થનાર નથી. આ દેવસુંદરી ચિત્રલેખા ! દેવપણું ત્યજી, દાનવ મોહિનીમાં કદાપિ લુબ્ધ થનાર નથી. તારો અંતિમ હેતુ કદી સુફળે ફળનાર નથી ? મારી હૃદય વાંચ્છનાથી હું કદી ચળનાર નથી." દેવી ચિત્રલેખાયે દઢતાથી કહ્યું.

" સુંદરી ! સુંદરી ! ! જેની આજ્ઞાથી વિરૂદ્ધ વર્તવાને સ્વર્ગના દેવો પણ સાહસીક નથી; તો તું કોણ છે મારી આગળ ! " રાક્ષસે પ્રભાવ પુર્ણ રીતે કહ્યું.

"એજ ! એજ ! જોઇલે; નીરખીલે. તેજ દેવની દેવસુંદરી ચિત્રલેખા ! વિદ્યાધરરાજ અમરનાથની પ્રિય પત્નિ ! દેવોનું દેવપણું અને

તેમની ઇચ્છિત સ્વતંત્રતાનો નાશ કરનાર આ પૃથિવીમાં કોઇ ઉત્પન્ન-થયો નથી! થવાનો નથી અને થશે પણ નહિં. તેમનું ચિરંજીવ-પણું તું જેવા ગર્વિષ્ટ અને ઉદ્ધતથી કદી નષ્ટ થાય તેમ નથી. બ્રહ્માં-ડમાં તારા જેવા એક અણુ માત્રથી તેમનું દેવપણું જાય તેમ નથી. દુષ્ટ ! પાપાત્મા ! ! તારૂં જો તું હિત ઇચ્છતો હોય તો સત્વર મારા સ્થાનમાં મને પહોંચાડી દે અને તેમ કરતાં સર્વે વિદ્યાધરો તને તારા આ દુષ્કૃત્યની ક્ષમા આપશે. ” દેવી ચિત્રલેખાએ નિર્ભયતાથી કહ્યું.

“દેવોની દેવસુંદરીને દાનવ પત્નિ બનાવતાં, દાનવોને જરા પણ વાર નથી. ઓ ગર્વિષ્ટ અબળા ! આવું આવું બોલી હું જેવા સમર્થને ક્રોધીષ્ટ કરવામાં જરા પણ સાર નથી. સરોવરમાંથી જ્યારથી મેં તારૂં હરણ કર્યું, ત્યારથીજ, દેવોનું દેવપણું પાતાળમાં પરવરી ગયું છે! તેમની સ્વતંત્રતા નાશનો આરંભ ત્યારથીજ થઇ ચુકયો છે! તેમની સર્વ શક્તિઓના ઉપર આ દાનવે ત્યારથીજ કાપ મુકયો છે ! બ્રહ્માંડમાં અસ્તિત્વ ધરાવતા મારા જેવા અણુંમાત્રે તેમના દેવવનમાં આપત્તિરૂપ અગ્નિની ચિંગાર મુકી છે! મારા જેવા બળવાનની શક્તિ તેમના સુખી હૃદયની આરપાર જઇ ચુકી છે ! વિદ્યાધરોની કૃપાની પરવા, આ બળ-વાન ધુમ્રવાન ધરાવતો નથી ! હરણ કરેલી દેવસુંદરીને પાછી આપી નિર્બળ વિદ્યાધરોની સાથે સમાધાન કરાવતો નથી ! ” રાક્ષસે ગર્વિષ્ટ-પણે દેવી ચિત્રલેખા પ્રત્યે કહ્યું.

“અરે દુષ્ટ ! દેવસુંદરીને પઢી ભ્રષ્ટ કરતાં, તુંજ તારા સર્વસ્વથી પદ્દચ્યુત થઇશ તેની તને ખબર નથી. દેવોની સાથે યુદ્ધ કરી તું વિ-જયવાંન થઇ તેં મને પ્રાપ્ત કરી હોત, તો તારૂં બળ જણાઈ આવત; કિંતુ ચોર કર્માદિથી મેળવેલી મને વશ કરવા ધારે છે; ત્યારથીજ તારૂં

કાયરપણું પ્રત્યક્ષ થયું છે. દેવોની સ્વતંત્રતાનો નાશ, તારા જેવા ભીરૂથી કદાપિ નહિંજ થાય. અસત્ય માર્ગનું અવલંબન, કદી ઈષ્ટ ફળદાયી નીવડતુંજ નથી અને તેથીજ સત્યનો જય, એ કુદરત નિયત કાયદો છે. એ કાયદાનું ખંડન કરવા સાક્ષાત બ્રહ્મા પણ શક્તિવાન નથીતો તારા જેવા દુષ્ટાત્મા, પાપમાર્ગીની શું શક્તિ? અત્રમાત્મા! તું તારી મેળેજ મૃત્યુના માર્ગમાં જાય છે; એજ હિનકર્મથી, એજ તારા ચિત્તની અસ્થિરતાથી, તારા સર્વસ્વ નાશની પ્રતિતી થાય છે. ઘોર અત્યાચારી! અત્યાચારના શિખર પર ચઢી તું ભલે વિજયી ગર્જના કરે! પણ એજ તારા સર્વે પાપ કર્મોની ગર્જના, તારૂં મર્દન કરનાર છે. એજ તારા કૃષ્ણકૃત્યો તારા સર્વ સુખ વૈભવોનું છેદન કરનાર છે. તારા આ સુખી મણિમહેલ ઉપર વિપત્તિનાં વાદળો ઘેરાઈ આવી તુટી પડશે, અને ત્યારેજ તારા તે ગર્વ કોટનું ભેદન થશે. તારા વૈભવોના કિલ્લાનું વેરણછેરણજ, તારા પાપનો બદલો છે. તે બદલો પ્રાપ્ત થતાંજ તારા જીવનનો નાશ છે! હવે એજ તારા કર્મોની અંતિમ આશ છે." દેવી ચિત્રલેખાએ ક્રોધીષ્ટ નેત્રે જોતાં રાક્ષસ પ્રત્યે કહ્યું.

"ચુપકર! ઓ ગર્વિણી! તારા આ ગર્વનું છેદન કરવું એજ હવે મારૂં એક કર્તવ્ય છે. મારાજ આવાસમાં, મારૂં આવું ઘોર અપમાન કદાપિ ક્ષંતવ્ય છે? નહિંજ. હમણાંજ હું તેનો બદલો તને આપું છું. એજ બદલાથી મારા પ્રતાપની, મારી શક્તિની, છાપ, સર્વે દેવોપર, સર્વે વિદ્યાધરો પર, સર્વે દેવસુંદરીયો પર અને છેવટે તારા આ ગર્વિષ્ટ હૃદયપટ પર છાપું છું; એજ બદલાથી તારી, તારા દેવલોકની, સર્વે શક્તિયોને મારા દાનવોની શક્તિવડે માપુછું. એજ ત્રાસ, એજ અત્યાચારથી, તારા ગર્વપુર્ણ હૃદયને કાપુછું; ગર્વાંધ અબળા! મારી

આવી વિનયપુર્ણ માગણીનો તિરસ્કારથી, અનાદર કરનારને, મારા શક્તિરૂપી શાપથી હમણાંજ શાપુંછું. એજ ભયંકર શિક્ષા, એજ ઘોર અત્યાચારજ, તારા આ ગર્વિષ્ટ મસ્તકને મારા ચરણમાં નમાવશે! એજ ભયંકર દસ્યો! એજ ભીષણ વેદનાઓ ગર્વાંધ તારા આ હૃદયને મારા ચરણોમાં ઝુકાવવા! મારે વશ થવા! મનાવશે. ત્યારેજ તુ ઠેકાણે આવશે. સમર્થ ભયજ્યોતિ! લઇ જાઓ આ પાપીણિને આપણા મણિ મહેલના ભોયરાંના કારાગારમાં! ત્યાંના વિકટ દસ્યોનું ભાન કરાવો અને તેમ છતાં ન માને તો જલ્લાદોની પાસે ગર્દન મરાવો!" રાક્ષસે ભયંકર શિક્ષા કરવા ભયજ્યોતિ પ્રત્યે કહ્યું.

"દુષ્ટ પાપીયસિ! તારાએ ઘોર અત્યાચારથી હું કદી પણ તારા ચરણોમાં નમનાર નથી. તારી આ કઠીન શિક્ષા, મારા હૃદયને! કદી દમનાર નથી." દેવી ચિત્રલેખાયે નિર્ભયતાથી કહ્યું.

"બસકર! પિશાચિની! તારો એ ગર્વ ત્યાંજ નષ્ટ થનાર છે! મારી ઇચ્છાનો અનાદર કર્યાથી તને હવે અપાર કષ્ટ પડનાર છે." ભિયજ્યોતિ? શું વિચાર કરે છે? ક્રોધપુર્ણ સ્વરે ધુમ્રવાને કહ્યું.

"પ્રિયસ્વામીન્! એક અબળા પ્રત્યે આવો અને આટલો જુલમ! એ શું! આપણા જેવા સમર્થને શોભાસ્પદ છે? ભયજ્યોતિ બોલ્યો.

"ના. એજ અબળા તરફથી આવું ભયંકર અપમાન સહન કરવું એજ આપણા જેવાને શોભાસ્પદ છે. ભયજ્યોતિ! વિના વિલંબે આજ્ઞાનો અમલ કરો! મારા કાર્યમાં આડે આવવાની અઘટિત ઇચ્છાને પરહરો. સ્વામીની આજ્ઞાને શિરસાવંધ માનવી એજ તારો ધર્મ છે. તેમની સર્વે ઇચ્છાઓને પરિતૃપ્ત કરવી એજ તારૂં કર્મ છે." ધુમ્રવાને આજ્ઞાનો અમલ કરવા ભયજ્યોતિને કહ્યું.

"સ્વામીની શુભ વાંચ્છનાઓને ફળીભુત કરવા જો બ્રહ્માંડને પણ ઉથલ પાથલ કરવું પડતું હોય તો પણ, હું મારી શક્તિ અનુસાર સમર્થ છું; પણ આવા પાપ માર્ગમાં વિચરવા હું તદ્દન અસમર્થ છું."

"દુર્મતિ! રાક્ષસ! મારી આજ્ઞાનો અનાદર! ધુમ્રવાન બોલ્યો.

"નહિં નહિં! પાપવૃત્તિનો તિરસ્કાર! પુણ્યવૃત્તિનો આદર." ભયજ્યોતિયે તેટલા જોરથી કહ્યું.

"નિમકહરામ? આ તારૂં ગુમાન!" ધુમ્રધાન પગ પછાડતો બોલ્યો.

"પાપાત્મા? સત્ય ધર્મ પ્રત્યે તારૂં પણ આ અભિમાન? ભયજ્યોતિયે કહ્યું.

"ઓફ! મારૂં પણ આવું ભયંકર અપમાન? ધુમ્રવાન અસહ્યતાથી બોલ્યો.

"ચુપ! અધર્મિયોને ધર્મીયો તરફથી મળતું માન! ભયજ્યોતિ બોલ્યો.

"અધમ! તારો ઘાતજ થવા યોગ્ય છે." ધુમ્રવાને નિશ્ચયપર આવતાં કહ્યું.

"તેજ તને પણ હવે ભોગ્ય છે." નિર્ભયતાથી ભયજ્યોતિયે કહ્યું.

"તો જરૂર હવે આજ તને શિક્ષા છે." એમ કહી રાક્ષસ ધુમ્રવાને અતિવેગથી પોતાની ભયંકર ગદા ભયજ્યોતિ તરફ ફેંકી. રાક્ષસ ભયજ્યોતિ અચુક આ ગદા પ્રહરથી નિર્જીવ થઇ, ભુમીપર પડી જાત; પણ દૈવ યોગે અચાનક એક પ્રકાર બનતાં તે બચી ગયો આ પ્રકાર તે બીજો કાંઇ નહિં પણ સત્યનું મદદગાર! દેવસુંદરી દેવી ચિત્રલેખાનું "રત્ન મંજરી રત્નાલંકાર" અચાનક ત્યાં ભુમીપર આવી પડ્યું. રાક્ષસાવા-

સમાં એનું અચાનક આવાગમન શાથી થયું! તેની ત્યાં હાજર રહેલા સર્વેને કાંઇ પણ માહીતી નહોતી. તેના અનાયાસ આવી પડવાથી પાપમય ભુમિ તેનો ભાર સહન ન કરી શકી. તરતજ ભુમી ભેદાઇ ગઇ અને દેવી ચિત્રલેખાનો મદદગાર તથા રત્નાલંકાર બન્ને ભુગર્ભમાં સમાઇ ગયાં. દેવસુંદરી એકલી નિર્ભયતાથી રાક્ષસ ધુમ્રવાન પ્રત્યે ઉભી હતી. આ પ્રકાર નીરખતાં તે આશ્ચર્યમાં ગરકાવ થઇ હતી. રાક્ષસ ભયજ્યોતિનો કેવી રીતે બચાવ થયો, એ ન સમજી શકવાથી દાનવ ધુમ્રવાન ભયભીત થઈ ધ્રુજતો હતો અને તેથીજ દેવી ચિત્રલેખાને કાંઇ પણ શિક્ષા અત્રે કરી શકયો નહિં. બેભાનાવસ્થામાં રાક્ષસને તેના અનુચરો બીજા ઓરડામાં લઇ ગયા અને તેની સુશ્રુષા કરવા લાગ્યા. રાક્ષસ ધુમ્રવાનની એક દાસીયે આવી ચિત્રલેખાને પોતાની પાછી પાછી આવવા કહ્યું અને તેથી તે પણ પોતાના નિયત સ્થાન પ્રત્યે ગઇ. આ "રત્નાલંકાર" કયાંથી આવ્યું તેને માટે મારા પ્રિય વાંચક! તારી દૃષ્ટિ હવે પછીના પ્રકરણ ઉપર ફેરવ.



# પ્રકરણ ૧૧ મું.

## આત્મ-શાન્તવન !
## ને
## દિવ્યાત્મા ઢીમર-મિલન !

સહસ્રરશ્મિ શ્રીતપનદેવ પોતાની આખા દિવસની સમગ્ર જગતના અર્ધભાગ પ્રત્યેની ફરજ બજાવી ચુકયા હતા. દિવસના વખતમાં પોતાના કિરણોની પ્રખરતાનો પરિચય કરાવ્યા પછી, અત્રે કાંઇક તેમાં મંદતા, શાન્તતા, બતાવી રહ્યા હતા. કિરણોયે પોતાનું અગ્નિમય રૂપ ત્યજી તપાવેલા કુંદનનો રંગ ધારણ કર્યો હતો. પુર્વાકાશમાં છવાતો જતો આછો શ્યામ રંગ, પશ્ચિમાકાશના રંગમાં મિશ્રીત થયેલો હોવાથી જોનારના નયનને, કાંઇક અલૌકિક આનંદ સાથે, હૃદયોત્સાહ વર્ધક લાગતો હતો. સાથે સાથે વળી વર્ષારૂતુનો આરંભ થતો હોવાથી જળ-તેજનો પ્રકાશ પણ મિશ્ર થયેલો હતો, જેના વડે સંધ્યામાં રમણિય-તાનો આર્વિભાવ થયો હતો. આ પ્રકાશવાન સંધ્યાનું દિવ્ય તેજ, સર્વ પ્રાણિ માત્રના અંગ તથા અવયવોમાં છવાઈ જતું હોવાથી, તેના રંગની છાયાનો આભાસ, સર્વમાં માલુમ પડતો હતો. ઘટ પદાર્થોમાં જ્યારે આવું મિશ્રણ થતું હતું, ત્યારે પ્રવાહી પદાર્થોમાં તો અધિકતાથી મિલન થતુ હોવાથી તે દૃશ્ય આકર્ષક નીવડે એ સર્વથા યોગ્યજ હતું. સાધારણ ઉંચાઇવાળા પર્વતોની બે હારો વચ્ચે એક સરિતા પોતાના ખળખળ વહેતા પ્રવાહવડે ગંભીર ઘોષ કરતી, સર્વને જીવન પાઠ પઢાવતી, વેહેતી હતી. ચાર દિવસના ચાંદરણાની માફક, યૌવનની ઉષા પ્રાપ્ત કરેલી કોઈ સુંદરી, સર્વને પોતાના જોબન મદનું જોર જણાવતી ચાલી જાય

લેખ વહી રહી હતી. આ સરિતાના જળમાં સંધ્યા સમયનો અધિક તેજોમય પ્રકાશ મિશ્ર થવાથી, કામદેવના શસ્ત્રોમાં અતિ તીવ્રતા અને ઉગ્રતા સાથે ચપળતા, આવતી હતી; પણ આવા નિર્જન પાર્વતિય પ્રદેશમાં તેનો કોઈ ભોક્તા ન હોવાથી, સર્વ વ્યર્થ હતું. આવા રમણિય પ્રસંગે ભાગ્યદેવીએ પણ ભયંકરતાજ ધારણ કરી હતી. અનેક કામી સ્ત્રી પુરૂષોના જોડાં આવા અલૌકિક આનંદના સમયોને, વધાવી લેવા જ્યાં તૈયાર હોય છે, ત્યાં તેનો અભાવ હોવાથી નિરાશ થાય છે; ત્યારે આવી ભોક્તા શુન્ય ભુમિમાં તે નૈસર્ગિક સુંદરતા વારે વારે અનુભવાય છે; અરે એટલુંજ નહિં પણ તેથી ઉલટું આવા સમયનો તદ્દન ઉંધોજ ઉપયોગ જ્યારે થાય, ત્યારે તે ભાગ્યદેવીની ભયંકરતા નહિં તો બીજું શું ? આવા અતિ આનંદકારક સમયે પ્રિય પાઠકો ! તમે વિદ્યાધરરાજ અમરનાથને અતિ ઉન્માદાવસ્થામાં આ સરિતામાં જળપાત કરતાં જોયો છે. નૈસર્ગિક દેવીની પુર્ણ કૃપાનો આવો ગેરઉપયોગ થતો પ્રત્યક્ષ દષ્ટિયે જોતાં, ભાસ્કર ભગવાન પણ ભાગ્યદેવીના ત્રાસથી અતિ કોપાયમાન થતા લાલચોળ મોઢું કરી અસ્તાચળની પેલી પાર જતા રહ્યા હતા. અમરનાથ પ્રત્યે કાંઇક તેમનો પક્ષપાત હોઇનેજ આશાભર્યા મુખડે પાછું વાળી જોતાં, આ તેજોમય પ્રકાશથી પૃથિવીનો આટલો ભાગ પ્રકાશવાન હતો. કેટલીકવાર સુધી રાહ જોતાં પણ જ્યારે ભાગ્યદેવીનો ત્રાસ કિંચીત્ માત્ર પણ ઓછો ન થયો, ત્યારે મેઘ વાદળોને સ્થાનાન્તર કરવા સમજાવી, પોતાના કૃપાપાત્ર ચંદ્રદેવને અમરનાથની રક્ષાના કાર્ય ઉપર નિયત્ત કર્યા. અતિ ઉત્સુકતા અને આનંદથી તે કાર્ય કરતા ચંદ્રદેવ પોતાના અમિમય અને શિતળ તેજસ્વિ હાથથી અમરનાથની પાછળ પાછળ ચાલ્યા હતા. પ્રિય પાઠકગણ ! આ બે બ્રહ્માંડના દેવોની કૃપાજ, આપણને અમરનાથની આશા આપે છે; નહિં

તો પ્રાચીન તે આપણને તથા સમસ્ત વિશ્વને પાછો દૃષ્ટિગોચર થાય તેમ નથી. સરિતામાં ઝંપલાવતાંજ, કઈ દિશામાં ગમન કરવું, તે સ્વેચ્છાધિન ન હોવાથીજ, સરિતાની ગતિને અનુસરવું પડયું. કોઈ સમયે સરિતાના ભોંયતળીયે ઘસડાતો, તો કોઈવાર જળની સપાટી ઉપર ઇચ્છાયે કે અનિચ્છાયે તરતો ઘસડાતો, ચાલ્યો જતો હતો. સ્વાભાવિકપણે આવા પાર્વતિય પ્રદેશોમાં સરિતા વહન અતિ તિવ્ર ગતિમાન હોવાથી અમરનાથ પુરજોશમાં તણાતો હતો. આવા ભયંકર સમયમાં પણ તેનું હૃદયદેવી ચિત્રલેખામય, અદ્યાપિપર્યંત હોવાથી, સરિતાપાતની વ્યથા કિંચીત્ પણ નહોતી; અને તેથીજ તે કોઈપણ પ્રકારનું ક્લેશ રહિતપણું દાખવતો, શાન્તતાથી ખેંચાતો હતો. કેવળ એકજ દેવી ચિત્રલેખાના વિચારથી પુર્ણ રીતે તેનું હૃદય રંગાયેલું હતું. હૃદયની આ તન્મયાવસ્થાએ, વિચારના તારનો મધુર નાદ મસ્તિષ્કમાં કરતાંજ, તેમાં પણ તેજ પ્રકાર ચાલી રહ્યો. હૃદય અને મસ્તિષ્કની એકત્રતા થવાથી, સમગ્ર શરિરમાંનો બીજો કોઈ પણ ભાગ અવશેષ ન રહ્યો. હૃદય તંતુનો પ્રથમ નાદ શરૂ થયો. તોફાનમાં ઘસડાતા આત્માઓ! તમે ગમે ત્યાં હો, ગમે તે સ્થિતીમાં પડયા હો, પણ આટલુંજ ધ્યાનમાં રાખો કે જીવનરૂપી સાગરમાં સુખના દ્વીપો ખીલી રહ્યા છે; તમારા આદેશોનો પ્રકાશવાન કિનારો, તમારા આવવાની રાહ જુએ છે. તમારો હસ્ત દૃઢતાથી તમારા હૃદય વિચારરૂપી સુકાન પર રાખો. તમારા આત્મારૂપી વહાણમાં સર્વનિયંતા પરમાત્મા છે; માત્ર તે સુશુપ્ત છે; તેમને જાગૃત કરો. આત્મસંયમ તે એક બળ છે; વિશુદ્ધ વિચાર તે એક પરાક્રમ છે; શાન્તિ એક શકિત છે.

ચિત્રલેખા! દેવી ચિત્રલેખા! તારા અદ્દભુત સૌન્દર્યની, તારા સર્વ સદ્ગુણોની, તારા હૃદયની અલૌકિક શકિતની છાપ, વિદ્યાધરરાજ

અમરનાથના હૃદય ઉપર અજબ અસર કરે છે. દેવ જેવા દેવને, તારા વિયોગાગ્નિએ જે હૃદયદાહ ઉપજાવ્યો છે, તારા હૃદયમાં તેના હૃદયને પુર્ણ રીતે બંધન કર્યું છે તે કાર્ય શું અન્યથી થાત ? સર્વાંગે દેવી ચિત્રલેખામય હોવાથીજ, તેણે પોતાના જીવનની કિંચીત પણ સ્પૃહા ન ધરાવતા સરિતામાં ઝંપલાવ્યું તે શું અન્યથી થાત ? અમરનાથ ! અમરનાથ ! ! તમને હૃદય વિનાના કરી મુકનાર, આવું બીજું પૃથિવીમાં અન્ય રત્ન હતું ? અથવા દેવી ચિત્રલેખા ! તમને આટલા આટલા દુઃખ અને વ્યથાઓમાં પણ અમરનાથ પ્રત્યે અડગ હૃદય સ્નેહ બતલાવવા તમારા ચિત્તને આકર્ષણ કરનાર, અન્ય કોઈ દેવ, યક્ષ વા ગાંધર્વ કિન્નર હતો ? નહિંજ. સર્વથા નહિંજ. તમે તેના મય છો; તે તમારામાં લય પામેલો છે. આવો જ્યાં શુદ્ધ સ્નેહ પ્રચલિત છે ત્યાં કોણ સુખી ન થાય ? આવો અન્યોઅન્ય હૃદય વિનીમય યોગ જોઈ કોની ઉદાસિનતા નિવૃત્ત ન થાય ? આવું એક બીજાનું પરસ્પર મિલન જોઈ કોનું હૃદય આશીર્વચન ઉર્મિરહિત હોય ? તમો બન્નેના હૃદય એક બીજાના કબજામાં ન હોવાથીજ આટલું આટલું દુઃખ સહન કરી શકો છો. અન્ય પાત્રનાં ચિત્ત પરિવર્તન પામતાં જરા પણ વાર ન લાગે એવા ગર્ભગલિત દુઃખોને પણ તમો શાન્તતાથી, ગંભીરતાથી, ધૈર્યતાથી, જે આટલા લાંબા સમયથી, તમને ત્રાસ આપી રહ્યા છે, તેને કશા લેખામાં ન ગણતાં, જે અડગપણું દર્શાવી રહ્યા છો, તેજ તમારા હૃદયોની મહત્તા છે; તેજ તમારૂં દેવપણું પ્રત્યક્ષ કરે છે, તેજ તમારૂં ધન્ય જીવન, આ સમગ્ર દુનીયાને એક આદર્શ દાખલારૂપ છે; અને તેજ તમારી સર્વમાં શ્રેષ્ટતા સ્થાપન કરે છે; પ્રતિપાદન કરે છે. દુર્ભાગી આર્યાવર્ત ! ક્યાં ગયા એ તારા પુત્ર પુત્રીઓ ! કે જેમણે જીવનના શુભ કલ્યાણદર્શક માર્ગો આગળથી આ જગતને બતાવ્યા છે ?

જેમણે સમગ્ર દુનીયાને જ્ઞાન અર્પણ કર્યું છે. સમય! સમય! તે સમય! તું પણ ક્યાં ગયો? અથવા તું પણ કાળની વાટ જુવે છે? પરિગ્રહ! તારી કૃપાયે કૃપા છે; નહિં તો આવા આદર્શો ક્યાંથી ઉત્પન્ન થાય?

પ્રિયપાઠક! સરિતામાં ઘસડાતા અમરનાથના દેહની તું જરા પણ ચિંતા ન રાખતાં, તેના હૃદય પ્રત્યે નજર કર. તેના હૃદયનો મર્મ જાણવા તું તેના હૃદયમાં પ્રવેશ કર; અને સ્થિરતાથી, દૃઢતાથી, હૃદયે હૃદયને જોડી દે. સમય યોગે અને પ્રસંગવશાત્ આવા પાત્રનું "ન કરે નારાયણ" ને કદાપિ મૃત્યુ થાય તો પણ તે અમર છે; તેની કીર્તી અમરત્વ પામેલી છે. હૃદયે હૃદય જોડીને સાંભળ તે શું લવે છે? આમાં આપણાથી શું થાય તેમ છે? જે વસ્તુ કેવળ દૈવને આધિન છે તેને સારૂ અતિ રૂદન કર્યાથી પણ શું વળવાનું? આપણા ઉપર દેવતાઓ અનુગ્રહ નહિંજ કરવાના હોય. સ્નેહાલિંગનરૂપી અમૃત-સ્વાદનું સુખ, ખરેજ આપણા હૃદયને નહિં મળવાનું હોય. જન્માન્તર-માં આપણે પુણ્ય નહિ કર્યું હોય. ગમે તેટલા પ્રયત્ને પણ દૈવ-નિયોગ ફેરવાય તેમ નથી; તો પણ મારાથી જેટલું બને છે તેટલું કરૂં છું. દેવી! દેવી! દેવોપર ભકિત રાખો; તેમની પુજા દ્વિગુણિત કરો; ઋષિ જનોની સેવા અહર્નિશ કર્યા કરો; કેમકે તેમનું દૈવત ઘણું શકિતવાન હોય છે; અને તેમની આરાધના કરી હોય તો તેઓ મનવાંચ્છિતફળ અને વરદાન આપે છે. આ જન્મમાં જો આપણે મળી નહિ શકીયે તો આવતા જન્મમાં પણ મળીશું; કેમકે આ જન્મની સર્વ અપુર્ણ રહેલી વાંચ્છનાઓજ, આવતા જન્મમાં પરિપુર્ણ થાય છે એમ મહર્ષિયો ભાખી ગયા છે; અને તેનેજ લેઇને સર્વેનો પુનર્જન્મ થાય છે. દેવી ચિત્રલેખા! આમ જોતાં તો અત્રે હવે તારો પુનઃ મેળાપ ખરેજ

અસંભવિત લાગે છે; પણ કોણ જાણે હૃદયમાં તારી હજી પણ આશા રહે છે, એ શું! શું તમો આ જન્મમાં ફરી મળશો! કેમ કહી શકાય? અથવા ના પણ કેમ થાય? ખરેજ મારૂં હૃદય તો શંકાશિળ નથી; પણ પ્રસંગો નિરાશ કરે તેવા છે. પ્રસંગોને કોણ પલટાવે? પ્રગતિમાન અને ઉત્ક્રમણશિળ પ્રાણી તરીકે દેવ વા મનુષ્ય પોતાના દેવત્વ વા મનુષ્યત્વનો વિકાસ કરતાં શિખે તેટલા માટે જેમાં છે તે સ્થિતીમાં તે મુકાય છે અને જેમ જેમ અમુક સંજોગોમાં રહેલો આધ્યાત્મિક પાઠ શિખે છે, તેમ તેમ તે સંજોગને બદલે નવા સંજોગોમાં આવતો જાય છે. જ્યાં સુધી મનુષ્ય એમ ધારે છે કે તે બાહ્ય સ્થિતીને આધીન પ્રાણી છે, ત્યાં સુધી સંજોગો તેને ઉપાધી રૂપ છે પણ જ્યારે તે પોતે સંજોગને ઉત્પન્ન કરવાવાળો છે એમ તે સમજે છે; પોતાની જીંદગીની ગુપ્તભુમિકા અને બીજ જેમાંથી આગળ પાછળના સંજોગ ઉભા થાય છે તેને તે આધિન છે એમ તે બરોબર સમજે છે, ત્યારેજ તે પોતાનો ખરો સ્વામી થાય છે. મનુષ્ય પોતાની પરિસ્થિતી સુધારવા આતુર હોય છે પણ પોતાના હૃદય વિચારને સત્ય માર્ગે જવા દેવા નારાજ હોય છે અને તેથીજ તે દુઃખ પામે છે. જે મનુષ્ય આત્મભોગ આપવાને કદી પણ ઢીલ કરતો નથી તે કદાપિ પણ પોતાની મનોવાંચ્છિત વસ્તુ મેળવવામાં નિષ્ફળ નિવડતો નથી. આ જેટલું ઐહિકને માટે સત્ય છે તેટલુંજ પારલૌકિકને માટે સત્ય છે. જેઓ પોતાના જીવનનો મુખ્ય ઉદ્દેશ રાખતા નથી તેઓ હેરાનગતી, સંકટ, અને આત્મદયા—જે બધી નિર્બળતાની નિશાનીયો છે, તેના ઘણીજ સહેલાઇથી ભોગ થઈ પડે છે. જેણે શંકા અને ભયને જીત્યા છે તેણે નિષ્ફળતા ઉપર વિજય મેળવ્યો છે. ઉદ્દેશ સાથે નિર્ભયપણે હૃદયનું જોડાણ, એ એક ઉત્પાદક શક્તિ છે; જે મનુષ્ય આ જાણે છે તે

ઇચ્છિતફળ પ્રાપ્ત કરે છે. વાંચ્છના કરવી તે પ્રાપ્તી કરવા બરોબર છે; સ્પૃહા રાખવી તે સંપાદન કરવા બરોબર છે. પરમપવિત્ર મનવાંચ્છના શું નાશ પામશે ? કુદરતનો તે કાયદો નથી; પ્રભુનો વિચાર આવો નજ હોઈ શકે; હૃદયમાં પુર્ણ સ્નેહથી આરાધન કરો; તે મેળવશો; એવું દેવ અને ઋષિમહાત્માઓનું વચન છે. મને હવે દૃઢ શ્રદ્ધા છે; હૃદય હવે શંકારહિત બન્યું છે. જે હૃદયે આટલું આટલું કરવા બળનો પરિચય આપ્યો છે તે કેમ નિષ્ફળ બને ? અમરનાથ ! દેવી ચિત્રલેખા સાથે તારો ફરી મેળાપ થશે, તારૂં જીવન હજી અપુર્ણ છે. તું ભલે મૃત્યુના મુખમાં હજી પણ જાય; છતાં તે તારો ગ્રાસ નહિંજ કરે; અરે કરવા શકિતવાન પણ નથી. હવે તો દૃઢતાથી, શાન્તતાથી દેવી ચિત્રલેખાના મેળાપ સમયની રાહ જો. તું વિજયી છે. હૃદય પુર્ણ આશા આપે છે. ધન્ય છે! પ્રભુ ધન્ય છે ! આવી દુઃખી અવસ્થામાં પણ જ્યારે તું મારા હૃદયને આટલું ઉત્સાહિત કરે છે તો હવે તુંજ મને બચાવી લેજે. હું તો પરમ આનંદમાંજ મારા આત્માને રાખીશ, શરીરની સંભાળ તુંજ રાખજે.

અમરનાથ ! અમરનાથ ! ! આ શી તારા હૃદયની દૃઢતા ? આ શી તારા ચિત્તની સ્થિરતા ? આ કેવું તારૂં નિડરપણું ? આ તારી કેવી પરમાનંદ વૃત્તિ ? તારા હૃદયને લાખો કરોડો ધન્યવાદ છે. તારા વિના આવું નિર્ભયપણું કોણ દાખવી શકે ? અરે આવા કઠિન પ્રસંગો-માં અને સંજોગોમાં પણ, આવી કોણ અડગ શ્રદ્ધા રાખી શકે ? આવા દુઃખદ સમયમાં પણ કોણ ધૈર્યતા ધારણ કરી શકે ? બેભાના-વસ્થામાં સરિતામાં તણાતા જતાં પણ તારૂં હૃદય કિંચીત્ પણ ક્ષોભ ધારણ કરતું નથી એજ તારૂં હૃદયબળ બતાવે છે. ખરે ! તુંજ દેવી ચિત્રલેખાનો અલૌકિક પ્રેમ ભાગી છે. તારા વિના અન્ય કોઈ આવા

પ્રસંગમાં સપડાયો હોત તો તરતજ પ્રાણ તજી દેત. આ ભયનું કિંચીત્ માત્ર પણ હૃદયને ભાન થતાંજ ધૈર્ય ત્યજી દેત.

અમરનાથ! ચંદ્રિકાના તેજમાં, દેખાતો તણાતો જતો અમરનાથ! પાર્વતિય પ્રદેશમાંથી નીકળી સરિતાના પહોળા વિશાળ તટવાળી ભુમી ઉપર આવી પહોંચ્યો છે. ઇશ્વરેજ તેને બચાવી લેવા નિશ્ચય કર્યો છે. સરિતાના આ પહોળા તટવાળા ભાગમાં જળનું વહન અતિ મંદ ગતિમાન છે તેમજ આ જગ્યાએ સરિતા ઉંડાણવાળી પણ છે. જાતજાતના મોટા નાના મત્સ્યો તેમાં આવી રહેલા છે. પ્રભાતનો સમય પણ થવા લાગ્યો છે. દૈવયોગે ખેંચાઇ આવેલો એક મોટો મગર, આ વખતે અમરનાથના શરીરની અત્યંત નિકટ આવી પહોંચ્યો છે. અમરનાથ! દૃઢ શ્રદ્ધાળુ અમરનાથ! આથી કેવળ અજાણ છે. પ્રિય પાઠક! જો જો, આ મગરે પોતાનું મોઢું પહોળું કર્યું અને તેના પગ પકડી સમસ્ત અંગને ગળી ગયો! અમરનાથ! અમરનાથ! હમણાં જ તું આ જગ્યાએ દેખાતો હતો! તું કયાં ગયો? ભાગ્યદેવીયે પાથરેલી કસોટીરૂપી જાળમાં ફસાઇ ગયો? એ સમયે જરાપણ હૃદય વિચારનું આન્દોલન નહિં. જરા પણ ભય તથા દુઃખની બુમ નહિ. જરાપણ શાન્તિથી ચળીત નહિં. ખરે! ખરેજ! તું બ્રહ્માનંદમાં અત્રે લીન થયેલો છે.

પ્રિય પાઠક! મગરના ઉદરમાં જવા છતાં પણ અમરનાથનું હૃદય, તેજ પરમાનંદમાં નિમગ્ન હતું. પોતાના હૃદયની આવી સ્થિતીમાં તેને બાહ્ય સ્થિતીનું જરા પણ ભાન નહોતું. ક્યાંથી હોય? જેણે કેવલાદ્વૈતતા ધારણ કરી છે; પ્રભુ પ્રેમમાં જે લીન થયો છે; સૃષ્ટિમાં બનતા સર્વે બનાવો પ્રત્યે જેણે ઉપેક્ષા દર્શાવી છે; તેને પોતાની

બાહ્યસ્થિતી શું અસર કરે ? જે પોતાના ઉદ્યાનમાં અને મેહેલમાં પ્રિય પતિ સાથે હતો, ત્યાં પણ આનંદિત હતો; પતિના વિયોગે ઉન્માદાવસ્થા પ્રાપ્ત થતાંજ ભયંકર પાર્વતિય ભુમીમાં આવ્યો, ત્યાં પણ ઠીકજ હતો; એના એજ નાદમાં સરિતામાં ઝંપલાવ્યું, તેમાં પણ શાન્ત ચિત્ત હતો; અને છેવટે મગરના ઉદરમા પણ પોતાની દૃઢ શ્રદ્ધાથી જરા પણ વિચલિત નથી થતો એવા મહદ્ હૃદયના અમરનાથને, સર્વત્ર સુખ આનંદ ભાસે એજ તેની ઉપર ઇશ્વરની પુર્ણ કૃપા દર્શાવે છે; તેજ તેનું વિજય ભવિષ્ય ભાખે છે; તેજ દેવી ચિત્રલેખાના પુનઃ મેળાપ-દર્શનની ઝાંખી કરાવે છે.

મત્સ્યો ઉપર જીવન ગુજારનાશ ત્યાંના ઢીમર લોકો, પ્રભાતનો સમય થતાંજ, પોતાની તે દિવસની રોજી મેળવવા, આ સ્થાને ઉધુક્ત થયા હતા. માયાની મોહજાળમાં જેવી રીતે સર્વે પ્રાણી માત્ર સપડાય છે, તેવી રીતે માછીયોની જાળમાં અનેક મત્સ્યો સપડાવા લાગ્યાં. નાશવંત જીવનનો આ પ્રમાણે ભોગ વ્યાપાર શાન્તતાથી ચાલતો હતો. અનાયાસે કે કહો કે, પ્રભુ કૃપાયે એક ભોઇની જાળમાં ઉપર કથિત મગર પણ સપડાયો. પોતાની જાળ પાછી ખેંચતાંજ તેને ઘણીજ ભારે લાગી. આ પ્રકારથી તે અતિ આનંદમાં આવી પોતાના મિત્રોની મદદ માગવા લાગ્યો. આજનો દિવસ તેને અતિ રળીયામણો લાગ્યો; જાત ભાઇઓ આવી પહોંચતાંજ, બધાયે મળી જાળને ઘણીજ સંભાળથી બહાર ખેંચી કાઢી. બહાર આવતાંજ તેમાંનું દૃશ્ય અવલોકી સૌ કોઇ સ્તબ્ધ થઇ ગયા; અને તુરતજ તે મગરને બહાર કાઢવાનું સાહસ કરી શકયા નહિં; કેમકે તેમ કરતાં વખતે તે નાશીને ફરીથી જળમાં જતા રહેવાનો તેમને પુર્ણ ભય હતો. આમાંનો એક ઢીમર સત્વર મગરને ચીરવાનું આયુધ લેઇ ત્યાં ઉપસ્થિત થયો. જાળને

કિનારાથી થોડે દુર લઇ જઇ ખુલ્લી કરી અને મગરને બહાર ખેંચી કાઢી મારી નાંખ્યો. સત્વર તેને ચીરતાંજ એક દેવ જેવા સ્વરૂપવાંન પુરૂષને સર્વાંગે કુશળતાથી પડેલો જોયો. ઘણી જ અજાયબી વચ્ચે તેઓ સર્વેએ મળી આસ્તેથી તે પુરૂષને બહાર કાઢયો અને તેના હૃદય અને મસ્તક ઉપર હાથ ફેરવતાં જ તે ગરમ અને શ્વાસોશ્વાસ ચાલુ લાગવાથી સત્વર તેને શુદ્ધિમાં લાવવા માટે સુશ્રુષા કરવા મંડી ગયા. આશરે કલાક એકની સતત મહેનત અને સ્નેહથી થયેલી સેવા વડે, હવે જ તેઓ આશાવંત બન્યા. તેના બન્ને હાથ તથા પગ કાંઇ ગભરાટ વિના હાલવા લાગ્યા, અને તેના સર્વ અંગોમાં ચૈતન્ય આ-વવા લાગ્યું. ધીરે ધીરે તેણે પોતાની આંખો પણ ઉઘાડવા માંડી. મુખ ઉપર પૂર્ણ આનંદ-સ્મિત ફરકવા લાગ્યું. અમરનાથના હૃદયની આવી દૃઢ સ્થિતી જોઇ સર્વ ઢીમર લોકો આશ્ચર્યતાથી તેના સામે જોઇ રહ્યા. આખરે તેઓ સર્વેએ મળી તેને ત્યાંથી ઉપાડી એક ઘટાદાર વૃક્ષ તળે લાવી ભોંયપર સુવાડયો; અને તેને શેક કરવા લાગ્યા. શરી-રમાં પ્રવેશેલું શીત, શેકની ગરમીથી નાશ પામતાં, તે ઉઠીને બેઠો થવા શક્તિવાન થયો. ઢીમર લોકોએ પોતાનાં સર્વ સાહિત્યો અને પકડેલાં મત્સ્યોને એક માણસ પાસે ઉપડાવી પોતાના સ્થાનમાં પહોં-ચાડી દીધાં; અને કાંઇક નિવૃતિ પરાયણ થઇ અમરનાથની સમીપ આવી બેઠા. પુર્ણ ચૈતન્ય પ્રાપ્ત થવાથી અમરનાથ ઉઠી બેઠો થયો; અને પોતાની આવી રીતે નિષ્કામ પણે પુર્ણ કાળજી પુર્વક સેવા કરવા માટે તેઓનો આભાર માનવા લાગ્યો.

"જગતની દૃષ્ટિયે અધમ ગણુતા પુણ્યવાન આત્માઓ ! જો કે તમારો આ પ્રત્યક્ષ દેખાતો વ્યાપાર ઘણો નીચ છે છતાં તેમાં પણ તમો પરોપકારી કાર્ય કરી શકો છો. તમારી એ વૃતિયે કરીને આવા

અધમ ગતિ પ્રાપ્ત કરાવનાર ધંધામાં પણ, તમારો આત્મા આનંદિત બને છે. જગકર્તાની રચેલી સૃષ્ટિ પ્રત્યે તમારો આવો સદભાવ જોઇ, પ્રભુના ચરણ સમિપ તમારો વાસ થશે, એમ હું માની શકુંછું. તમો સર્વેએ મળી મારા આ શરીરનું રક્ષણ કર્યું એથી મારા ઉપર તમારો મહદ્ ઉપકાર થયો છે. ઇશ્વર તમારા આ સુકૃત્યનો બદલો તમોને જરૂર આપશે." અમરનાથે કૃતજ્ઞતા દર્શાવતાં કહ્યું.

"દેવ ? એમાં ઉપકાર જેવું શું છે. સૌ સૌની ફરજ ઉપરાંત કાંઇ પણ કરતું નથી. તે વિશ્વકારણ તાતનું રચેલું આ બ્રહ્માંડ કે જેમાં સૌને સૌનો આધાર રહેલો છે; કોઇ સર્વ પ્રાણીયો પાસેથી કાંઇક લે છે અને કોઇ સર્વ પ્રાણીયોને તેના બદલામાં કાંઇક આપે છે; એમ સૌનો આભાર સૌના ઉપરજ રહેલો છે. કોઇના ઋણનો વિચાર તમારા અંતરમાં તમો ના લાવો; સર્વ પ્રાણીયો પોતા પાસે જે કાંઇ હોય છે તે બીજાઓને અર્પણ કરી સુખ માને છે અને તેમજ તેઓ બીજાઓથી અર્પણ કરાયેલું લઇને આનંદમાં રહેછે. આપવું અને લેવું એ એકજ તત્વના એ રૂપક અસ્તિત્વ ભોગવે છે, અને એજ રૂપકોથી સૌ સૌના પ્રત્યે આકર્ષાઇ રહે છે; જો એ તત્વ (આપવું અને લેવુ) એકજ છે, તો સૌ સૌનું જે છે તેજ તે લઇ શકે છે. સૃષ્ટિ પરની સર્વ સરિતાઓ મહાસાગરમાં જઇ મળે છે અને ગ્રિષ્મઋતુનાં તાપથી તેજ જળ શોષાઇ ઉંચે ગગનમાં વરાળ રૂપે થઇ શકે છે અને એજ વાદળો પાછા વર્ષાઋતુમાં વર્ષે છે. જુદા થઇને પાછા એકત્ર થાય છે; જે જેનુંછે તે ત્યાં જઇને સમાય છે. એવીજ રીતે મનુષ્યોનું પણ એકજ તત્વ છે; તમારામાં અને મારામાં એકજ રક્ત ચાલે છે તો અમારા બનતા પ્રયત્ને તમોને અમો શા વાસ્તે મદદ ના કરીએ? અરે એમ મદદ કરતાં જો શિર્ષ પણ આપવું પડે અને તે કદાપિ જો અર્પણ કરીયે તો તેમાં

ઉપકાર વા ઋણુનો સવાલ ક્યાં રહ્યો ? તમો આનંદથી અમારા પ્રાણુ માગો. માગતાં તમો શાને ડરો છો ? મારૂં જે સર્વ છે તેને તમો તમારૂં કેમ ગણુતા નથી ? આ બ્રહ્માંડમાં જ્યાં એકજ ભ્રાતૃભાવ પ્રસરેલો છે ત્યાં આવો કટુ ભેદભાવ ક્યાંથી પ્રવેસ્યો ? દેવ ! ! એ ભેદભાવનો આ ઋણુ એક અંશ છે અને તેમાં આભારે પ્રવેશ કરેલો છે અને તેમાંજ વિદ્વેષ, ભેદ, ઋણુ, ઉપકાર એ સર્વ બીજ વિનાનાં વૃક્ષ ઉગી નીકળ્યાં છે. અમારાથી જો કાંઇ તમારૂં શુભ થઈ શકતું હોય તો તેમાં તમો ઋણુ જેવું માનશો નહિં; અમને યદિ કાંઈ જરૂર હશે તો અમો માગીશું; અને તે વેળાએ તમો સુખેથી આપજો. સૃષ્ટિના મનુષ્યો એક બીજાનો આભાર દરેક વખતે ભુલે છે; પણુ તેની પીડા અમોને કાંઇ નથી; દેવ ! કોઈ કોઇ વખત આભારનાં અશ્રુ નિહાળી અમોએ બહુવાર અશ્રુ ખેર્યાં છે. દેવ ! સુખ દુ:ખનાં ચક્રો એમજ ચાલ્યા કરે છે" પરોપકારરૂપ ઢીમરે કહ્યું.

"અહો સાત્વિક વૃત્તિ–પુર્ણ પુણ્યાત્માઓ ! તમોએ અધમતામાંથી ઉત્તમતા પ્રાપ્ત કરી છે. તમારાં નિખાલસ પ્રેમ પુર્ણ હૃદયો, મારા હૃદયને આનંદ–સૌખ્યથી ભરી નાંખે છે. પ્રભુ સૃષ્ટિના પ્રાણી માત્ર પ્રત્યે તમારો આવો ભાવ નિહાળી, મારૂં હૃદય અમૃત રસથી દ્રવી રહ્યું છે. પુર્વ જન્મના કાંઇક પ્રાયશ્ચિતથી તમો શાપિત થયેલા જણાઓ છો. આ જન્મમાં તેનું ફળ ભોગવવા ભુમિપર અવતાર ધારણ કરેલો જણાય છે; તમારી આવી સદ્વૃત્તિથી જરૂર તમો તમારી પુર્વ સ્થિતી કરતાં પણુ ચઢીયાતી સ્થિતી પ્રાપ્ત કરશો." અમરનાથે સ્નેહ પુર્ણ હૃદયે કહ્યું.

દેવ ! દેવ ! ! અધમતામાંથી ક્રમે ક્રમે ચઢીયાતી સ્થિતીમાં આવવું એ સર્વ પ્રાણીયોનું આ જન્મનું શ્રેષ્ઠ કર્તવ્ય કર્મ છે; એ કર્મથી ભ્રષ્ટ થનાર પ્રત્યે, પ્રભુ ક્રોધની દૃષ્ટિએ નિહાળે છે. કર્તવ્ય—વિ-

મુખ પ્રાણીયો સૃષ્ટિના ભારરૂપ છે. ઉદ્યાનમાંના નકામા વૃક્ષોની માફક તે આખરે અફળ નીવડી નિંદી નંખાય છે. કર્તવ્ય પરાયણતા, એજ મનુષ્યનું સુલક્ષણ છે. તમોને હવે પુર્ણ આરામ થયો ભાસે છે તો કૃપા કરી જે ઇશ્વિર આપે તે લેઇ અમારા ઉપર અનુગ્રહ કરશો. અમારો આદર સત્કાર સ્વિકારશો. ચાલો ઉઠો । દેવ ! તમો થાકથી ઘણા શ્રમીત થયા હશો. અમારી રંક કુટિરમાં પધારી જરા આરામ લ્યો, એટલે પુર્ણ રીતે સ્વસ્થ થશો." ઢીમરે વિનય પુર્વક કહ્યું.

"ભલે ! હું હવે ચાલી શકવા શક્તિવાન છું. પ્રિય દેવી ! હવે તમો ક્યારે મળશો ?" અમરનાથે દેવી ચિંત્વન કરતાં કહ્યું અને ઉઠયો.

પ્રિય પાઠક ! વિદ્યાધરરાજ અમરનાથ તથા સર્વ ઢીમરોયે તે વૃક્ષ તળેથી ઉઠી ચાલવા માંડયું. ભોઇઓની આવી પરોપકારમય સાત્વિક વૃત્તિનો વિચાર આવતાંજ હૃદય કંપવા લાગ્યું.

વિશુદ્ધ પ્રેમમય આત્માઓ ! તમારા બાહ્ય કર્મો ચાહે તેટલાં અધમતાપુર્ણ હોય ! જગતની દૃષ્ટિમાં તમો ગમે તેટલા નીચ ગણાતા હો ! વ્યવહાર અને રૂઢી બંધનથી તમો અસ્પર્શ્ય જાતિમાં હો ! પણ તમો એજ વિભુના વિશ્વ દરબારમાં અતિ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે. સકળ જગતથી તિરસ્કારાયેલી અતિ અધમ પ્રવૃત્તિમાં તમો જોડાયેલા છો, પ્રેમથી આપેલા તમારા અન્નનો અસ્વિકાર થતાં તમો માન ભંગ થાઓ છો; તમારાથી થતા આતિથ્યનો અનાદર થતાં તમો ક્ષોભ પામોછો, છતાં તમો સર્વ આત્માઓની અદ્વૈતતાનો અંગિકાર કરી તમારા સત્વગુણને પ્રાધાન્યપણે રાખી જનસેવા કરી રહ્યા છો; એવા તમારા સાત્વિક હૃદયોને લાખ્ખો, કરોડો ધન્યવાદ છે. કાદવમાં કંચન અને પત્થરમાં રત્ન તે તમે છો, કર્મથી ગર્વિતના ગર્વનું ગર્દન તમો આ રીતે કરી શકો છો. કર્તવ્ય વિમુખ આત્માઓ ! તમારા મલિન

સ્વાર્થમય હૃદયો સાથે આ ઢીમરોના નિઃસ્વાર્થમય સાત્વિક વૃત્તિ-વિભુ-પીત હૃદયો સરખાવો. તમારા હૃદયો ગુમાનથી પુર્ણ છે; તમારા હૃદયો સ્વાર્થથી પુર્ણ છે; તમો અનેકાનેક કાપટ્ય કળાઓથી સંપુર્ણ છો; તમો દયાહિન છો, તમો સેવા વિહિન છો; તમો ધર્મ અને ફરજ વિહિન છો, તમારા અંગમાં ફરતું રક્ત, તમારી ત્વચા, તમારાં હાડ, તમારાં માંસ અને અંતમાં તમારૂં સર્વ અંગ, નીચતા, અધમતા, સ્વાર્થાંધતા, મોહાંધતા વિગેરે સર્વ દુર્ગુણોથી પુર્ણ છે; જુઓ જુઓ ! આ તમારી દૃષ્ટિમાં નીચ, અધમ ગણાતા પુણ્યાત્માઓ ! તેમના હૃદયો સેવાધર્મથી છલાછલ ભરપુર છે; નિષ્કામ વૃત્તિ પરાયણ છે; દુઃખીના દુઃખ રૂપી અંધકારને વિદારવામાં ભાસ્કર - નારાયણ છે; સૃષ્ટિનો કોઇ એવોજ અબાધિત વિશીષ્ટ નિયમ છે કે ઉત્તમતામાંથી અધમતામાં અને નીચતામાંથી શ્રેષ્ટતામાં સર્વેની ગતિ છે; એ નિયમાનુસાર સર્વ પ્રાણી માત્રને બુદ્ધી પ્રાપ્ત થાય છે, તેમજ બુદ્ધી પણ કર્માનુસારિણી છે એટલે જેવાં કર્મો કરે તેવીજ ગતિ પ્રાપ્ત કરે છે; તો આ સુજ્ઞ ઢીમરો પોતાની બુદ્ધીનો આવો સદુપયોગ કરતાં શ્રેષ્ટતા પામે તેમાં શી નવાઇ ? વિભુ ! વિભુ ! તમારી આ શક્તિનો વિચાર હૃદયમાં ઉત્પન્ન થતાંજ તમારૂં સર્વજ્ઞપણું દેખાઈ આવે છે. તમારી ન્યાયપરાયણતાનો પુર્ણ સાક્ષાત્કાર થાય છે. અમરનાથ હૃદયગત વિચાર કરે છે.

અસ્તુઃ મારા પ્રિય પાઠકો ! સરિતા કિનારાથી ઢીમરોનો નિવાસ અતિ પાસેજ હોવાથી તત્કાળ સર્વે નિવાસ સ્થાન પ્રતિ આવી પહોંચ્યા. “ દેવ ! આ અમારૂં પ્રભુએ આપેલું નિવાસ સ્થાન છે; અમારો ધર્મ અને અમારા કર્તવ્યોનું કેન્દ્ર સ્થાન છે.” ઢીમરે વિનય પુર્વક કહ્યું.

“બંધુઓ ! રાજમહાલયનો રચનાર અને પર્ણકુટિરનો બાંધનાર તે વિશ્વેશ્વરની વિશ્વ દૃષ્ટિમાં સમાન છે; તમારા જેવા સાત્વિક ગુણ-વિભુપીત

આત્માઓ આગળ સુંદરતા અને સાદાઇનો ભેદભાવ અમાન્ય છે." અમરનાથે કૃતજ્ઞતા દર્શાવતાં કહ્યું અને સર્વે ભુમિ ઉપર પાથરેલી એક સાદડી ઉપર બેઠા.

લક્ષ્મીથી રહીત પણ પ્રભુથી ભરપુર આત્માઓ વાસ્તે ત્યાં સાદુ ભોજન થોડીવારમાં આવ્યું અને સર્વેએ સ્વસ્થતાથી નિશ્ચિંતપણે તેને યોગ્ય ઇન્સાફ આપ્યો. ભોજન કાર્યથી નિવૃત્ત થયા બાદ પ્રભુના યશોગાનમાં સર્વે લીન થવા લાગ્યા.

હે સચ્ચિદાનન્દાનન્ત સ્વરૂપ ! હે અજરામર નિરાકાર સર્વ શક્તિમાન્ ન્યાય કારિન ! હે મંગળમય સ્વામિન્ ! હે કરૂણામય કરાસમત્પિત ! હે સર્વના આનન્દરૂપ વિઘ્ન હર્તા ! હે અવિદ્યારૂપ અંધકારને વિદારનાર ! હે વિદ્યાર્ક પ્રકાશક ! હે અધમોધારણ પતિત પાવન ! હે વિશ્વવિનોદક ! હે નિરંજન નિરવિકાર ! હે સર્વાન્તરયામિન્ ! હે ! મોક્ષદાતા ! હે ! સત્યગુણ સ્વરૂપ ! હે ! સદ્ધર્મ પ્રસારક ! હે સુકામ વર્ધક જ્ઞાનપ્રદ ! હે પરમાત્માન્ પરબ્રહ્મન્ ! હે સર્વ વિદ્યાધિપતી બ્રહસપતિ રૂપ . હે મંગલકર ! જગતમાં નિવાસ કરી રહેલાં સર્વને શ્રેષ્ટ સુખ અર્પણ કરનાર આપ એકજ છો. તમો સર્વ શક્તિવાન પિતાનો આશ્રય ત્યાગી અમો અન્યની પાસે યાચના કરનાર નથી. સ્વભાવથી જ અંગિકૃત્યનો કદાપિ ત્યાગ કરતા નથી એવા અમને સદા સર્વદા શાન્તિ આપનાર છો. હે ભદ્ર કારક! અમોને શાન્તિ આપો અમારા હૃદયમાં જ શાન્તિ સ્થાપો ! અમારૂં સર્વ વાતાવરણ શાન્તિમય કરો. જગતમાં સર્વત્ર શાન્તિ સામ્રાજ્ય બક્ષો.

જો જો અરે દેખાય વસ્તુ બલવતી આ આવતી,
સત્તા છતાં સત્તા નથી એ જ્યોતિ દિવ્ય પ્રભાવતી.—જોજો:

જે ધ્વાંતમાં જ્યોતિ પ્રખર ને તેજ છાયામાં સમી,
તે ભવ્ય પ્રતિમા આજ અંતઃકરણમાં આવી શમી.—જોજો.
આનંદની એ લાગણી મુખથી કદાપિ ન જે વદી,
એ વેદના છે તે ન જેની વેદના થઈ છે કદી.—જોજો.
એ અમર જીવન છે છતાં જીવન ન એણે ભોગવ્યું,
શાશ્વત મરણ હોવા છતાં નહિ દુઃખ કોઇએ અનુભવ્યું.—જોજો.
એ હર્ષ કિંવા શોક એવી કોઇ પણ વસ્તુ નથી,
એ વસ્તુ તે છે જે ઉભયના મધ્યમાંહિ વિરાજતી.—જોજો.
ઉજ્જવલ પ્રભાત નથી નથી એ તમો વ્યાપ્ત વિભાવરી,
એકત્ર કરનારી ઉભયની શૃંખલા છે એ ખરી.—જોજો.
સંગિતમાંનો અતિ મનોહર મધુર એ વિશ્રામ છે,
ને જે પવિત્ર કળા વિશે લેવાય તે આરામ છે.—જોજો.
એ વ્યક્તિના ભાષણ વિષે એ શ્રમ વિદારક મૌન છે,
એ વિકૃતિના આવેશ માંહિ મન: સ્થૈર્ય અગૌણ છે.—જોજો.
સૌન્દર્ય છે પણ કોઇને એ કદા દેખાયું નથી;
સંગિત છે પણ ગવાયું કે કદા સંભળાયું નથી—જોજો.
એ પ્રિતી તે છે જે નિરંતર વસે છે બસ એકલી;
છે જ્ઞાન પણ અદ્યાપિ એને કોઇયે ન શક્યું કળી—જોજો.
એ જીવનોના મધ્યમાં એ જાણજો કે મરણ છે;
ને ઉભય ઝંઝાવાત મધ્યે શાંતિ બહુ સુખકરણ છે—જોજો.
જેમાંથી સૃષ્ટિ ઉદ્દ્ભવીને લીન જેમાં થઇ જતી;
તે શુન્ય છે પણ એજ જેમાં વિકૃતિ કાંઇ નથી થતી—જોજો.
આ અશ્રુબિંદુ હસિત મુદ્રા ધારવા ત્યાં જાય છે;
એ વસ્તુ અંતિમ સાધ્ય જીવનનું સદા કહેવાય છે—જોજો.

જેને ઓળખી નહિં હોય એને એ વિશે કાંઇ ભ્રાન્તિ છે;
તો જાણી લ્યો હે બંધુ ! કે એ પરમ વસ્તુ શાન્તિ છે—જોજો.
ઠક્કુર ના. વિ.

" જગત દષ્ટિમાં અગોચર સ્થાન–નિવાસી બ્રહ્માનંદ સ્વરૂપ–આત્માઓ! કૈવલ્યપદ પ્રાપ્તિ કર્તા અધિકારીયો ! તમારા આ બ્રહ્માનંદ–રસપાનનો યથાર્થ અનુભવ તો મને આજેજ થયો. તમારી ચિન–શાન્તિનો સાક્ષાત્કાર કરતાં મારૂં હૃદય આનંદ–આન્દોલનોથી ઝોકાં ખાય છે. પરમાનંદ સ્વરૂપનો હૃદયમંદિર–નિવાસ નિરખતાં સર્વજ્ઞતા તાદશ્ય થાય છે. આનંદદાયિની શાન્તિ કયા શ્રીમુખ અને હૃદયથી ઉદ્દભવી તમારામાં લય પામી ?" અમરનાથે આશ્ચર્યતાથી પૂછ્યું.

" પ્રભુ અને પ્રભુની સૃષ્ટિજ અમારો ગુરુવર્ય છે. તે જગકર્તાના રચેલા સર્વ પદાર્થોથીજ અમો શાન્તિ અનુભવીયે છીએ. મહાન્ પરિવર્તનશાળી–સદ્દગુણથી અમો અલંકૃત છીએ. જગત અને તેમાં ભ્રમણ કરતા સર્વ પદાર્થો અને સર્વ પ્રાણીયોદ્વારાજ અમોએ આ સ્થિતિમાં વિહાર કર્યો છે અને કરીયે છીએ. અમારો અંતિમ આશય ! અમારૂ ધ્યેય ! તે એજ છે. અને તેથીજ અમોને મોક્ષપદ પ્રાપ્તિ સેહેજ છે." ઢીમરે નમ્રતાથી ઉપલાં વાક્યો ઉચ્ચાર્યાં.

"નિર્જન અરણ્યમાં વહેતી સરિતા તટને શાન્તિ સૌંદર્યથી શોભાસ્પદ કરનાર આનદ–સ્વરૂપ ગુણથી અલંકૃત શુદ્ધાત્માઓ ! આ અસાર સંસારમાં જન્મ પામી તમોએ તમારા સંસારને સારરૂપ બનાવ્યો છે. તેની નિઃસાર–પરાયણતાનો સર્વથા ઉચ્છેદ કરી સર્વ પ્રકારે સુખી શાન્તતામય પ્રતિપાદિત કર્યો છે. તમારા એ વિશીષ્ટ આનંદથી તમો ભરપુર છો, એ ચિર–સ્થાયી આનંદનો ઉપભોગ કરતાં તમો પરમ સ્વરૂપને પામો છો. તમારી એ સાધનાના બળવડે તમોને સર્વ સાધ્ય

છે. તમો ચિદાનંદોનું મિલનજ મારૂં શ્રેય છે; એજ મારૂં કલ્યાણપદ છે." અમરનાથે સદ્દભાવ પૂર્વક કહ્યું.

"પ્રભુ સર્વનો આશ્રયદાતા છે તે જેને જે જોઇએ છે તેને તેજ આપ્યા કરે છે. પ્રભુ ઉપર વિશ્વાસ રાખો તમોને પણ તે આપશે. દેવ ! આપના યદ્દકિંચીત્ પરિચયના અમો સર્વ પૂર્ણ અભિલાષી છીએ." ઢીમરે અમરનાથ વિષે કાંઇક જાણવા પ્રયત્ન કર્યો.

"પ્રિય સુહ્રદો ! મારૂં વૃતાંત કાંઇક વિસ્તીર્ણ હોવા સાથે દુ:ખમય છે. મારા સર્વ વૈભવો તથા સુખશાન્તિથી વિચળીત વાર્તા અતિ ભયાનક છે અર્થાત્ તેનું પુનઃ સ્મરણ અતિ ભયાવહ છે." અમરનાથે કહ્યું.

"દેવ ! એ વિતક વાર્તા અમોને કહેવાથી તમારો હૃદયભાર ઓછો થતાંજ કાંઇ શાન્તિ પ્રાપ્ત કરી શકશો." ઢીમરે વિનયપૂર્વક ઉપદેશ આપતાં કહ્યું.

"સત્ય છે સુજ્ઞો ! પણ તે પ્રચંડ દુઃખનું સરિતામાંજ મેં દમન કરેલું છે. મારૂં હૃદય શાન્ત છે. ઇશ્વર ઉપર મને પૂર્ણ શ્રદ્ધા છે જે મારૂં દુઃખ વિદારશે. અત્યાગ્રહને વશીભુત થઇ મારી અથ ઇતિ વાર્તા કહું છું." અમરનાથે શાન્તિનો પરિચય કરાવતાં કહ્યું.

પ્રિય પાઠક ! ઉપર પ્રમાણે વિદ્યાધરરાજ અમરનાથે પોતાની સર્વ દુઃખદાયક વાર્તાની શરૂઆત કરી. હૃદયદ્વાર આવી રીતે આપોઆપ ખુલ્લાં થવાથી ઘણા દિવસથી સંગ્રહી રાખેલો અગ્નિ, પ્રચંડ જ્વાળાઓ સહિત બહાર નિકળ્યો. એક વખતે બહાર નિકળતાંજ પોતાના પૂર્ણ સ્વરૂપમાં પ્રકાશિત થવા લાગ્યો. નયનમાં અશ્રુ, મુખ-પ્રદેશ ઉપર ગંભીર—ઉંડા દુઃખની અનિવાર્ય છાપ, હૃદય પુર્ણ શોકથી ભરપુર, અને હાથ તથા પગમાં કંપ, પ્રત્યક્ષ દેખાવા લાગ્યાં. નયનાશ્રુ અતિ મોટા પ્રમાણમાં નિગળવાથી તેની આંખો સિંદુર—મિશ્ર જણાવા

લાગી. મુખ પ્રદેશ ઉપર પ્રચંડ દુઃખની મુદ્રા અતિ દૃઢ થવાથી મુખ કમળ અતિ મલિન અને શ્યામ ભાસવા લાગ્યું. અંતઃકરણમાં દ્રવીભુત ગુણનો આવિર્ભાવ થવાથી તે નિર્બળ થવા લાગ્યું. હાથ તથા પગના કંપે હૃદય-નિર્બળતા પ્રત્યક્ષ કરી બતાવી. જેમ જેમ અમરનાથ પોતાનું ધ્યાન કરતો ગયો તેમ તેમ તે મુક મુખે રડવા લાગ્યો. સરિતામાં જળપાત કર્યો ત્યાં સુધીની હકીકત તેણે ઢીમરોને કહી. શોકની અસહનતાના કારણથી તે જડવત્ બની ગયો. ઢીમરો પણ તેનું આવું દુઃખમય જીવન જાણી અતિ આશ્ચર્ય ચકીત થવા લાગ્યા. અમરનાથના આવા સુખ-પરિવર્તનને સાંભળી શોકના ભયાનક અગાધ સમુદ્રના પ્રતિક્ષા કરવા લાગ્યા. આખરે અમરનાથ શાન્ત થયો. પોતાનો સરિતામાં થયેલો હૃદયાનુભવ દર્શાવતાં ઢીમરો આનંદિત થયા. અહિં તેના બેભાનાવસ્થા હોવાથી તે પુર્ણ અજ્ઞાત હતો, અને ત્યાર પછીનો બનેલો વૃત્તાંત ઢીમરો જાણે છે એટલે એ કહેવાની જરૂર નથી કે એણે પોતાનો વૃતાંત સમાપ્ત કર્યો.

આવી અસિ આનન્દ અને પુર્ણ શાન્તિમાં અમરનાથ પોતાના દિવસો નિર્ગમન કરવા લાગ્યો. આ સમય દરમિયાન તેણે ઢીમરો સાથે પરમાત્મ જ્ઞાન સંબંધી અનેક રીતે ચર્ચા ચલાવી.



# પ્રકરણ ૧૨ મું.

## અદ્‌ભુત સ્વપ્ન-ધ્યાન!
## ને
## પુર્વ જન્મ કથા-જ્ઞાન.

રાક્ષસ ધુમ્રવાનની અતિ ક્રોધમય જ્વાળાના તાપથી તપ્ત થયેલો ભયજ્યોતિ તેની આજ્ઞાનો અનાદર કરતાં જ મિષ-મીક્ષમાં શીક્ષા પામ્યો. ધુમ્રવાને તેના તરફ ફેંકેલી ગદા તેને નહિ વાગતાં પૃથિવીપર પડી અને રત્નમંજરીના સંસર્ગથી ભુમીપર પડેલી ફાટ વાટે તે પૃથિવીના અનન્ત ઉંડાણ વાળી ગર્તામાં પેશી ગયો એ તમોને સુવિદીત છે. અતિક્રોધથી ભરપુર રાક્ષસ ધુમ્રવાન પોતાના જ મણિમહેલમાં આ મહાન ચમત્કારિ અદ્‌ભુત બનાવને અવલોકી આશ્ચર્યતામાં લીન બની જડવત્ થઇ ગયો હતો. દેવી ચિત્રલેખા તથા રાક્ષસ ભયજ્યોતિનો આવો અચિંત્ય બચાવ ઇશ્વિરી કૃપાથી થયો હતો, એમાંતો લેશ માત્ર પણ સંદેહ નથી. રત્નમંજરીના દર્શન સમયે રાક્ષસ ધુમ્રવાન અતિ ઉદ્વિગ્નતાથી આ દ્રશ્ય જોઈ રહેવાથી તેમજ અચાનક ઉદ્‌ભવેલો આવો અદ્‌ભુત પરિવર્તનશાળી ચમત્કાર નીરખવાથી પોતાની મનોવાંચ્છનાઓનો આવો તિક્ષણ અવરોધ થયેલો જોતાં હ્રદય-જડવત્ શુન્યકાર થવાથી દેવી ચિત્રલેખાને તે સમયે ભુલી ગયો હતો. આખરે જડતાનો નાશ થતાંજ તેને કાંઇક શાન્તિ વળી બાદ દેવી ચિત્રલેખા પ્રતિ નજર પડતાંજ સર્વ પ્રકાર ફરીથી તેના હ્રદયમાં ઉત્પન્ન થયો. દેવી ચિત્રલેખા યાદ આવતાં જ તેનું હ્રદય વિકારી બન્યું; પણ આ વિકાર

પહેલાંના જેવો ભયંકર નહોતો; તેના હૃદયની અત્રની વિચાર—દઢતા કાંઇક નમ્ર યાને ચળિત હતી; અને તેથીજ દેવીને સંપુર્ણ વસીભુત કરવામાં વિજયી નીવડયો નહિ. દેવીને સંબોધી તેણે કહ્યું કે "દેવી ચિત્રલેખા જ્યાં સુધી તમો મારા ભયંકર પ્રચંડ પંઝામાં સપડાયેલાં છો ત્યાં સુધી યાદ રાખજો કે તમો તમારાં જીવનનાં યત્કિંચીત પણ આશાવંત નથી. તમારા જીવનની છેલ્લી પળ સુધી પણ હું તમોને ભયંકર યાતનાઓનો સંપુર્ણ સાક્ષાત્કાર કરાવીશ, તમોને રીબાવીશ; તમોને અતિ કઠિન શીક્ષા કરીશ અને જ્યારે તમો નહિં જ માનો ત્યારે અતિક્રુરતાથી, તમોને રીબાવીને મારીશ; તમારૂં મોત આણીશ; તમોને આ ફાની દુનીયાનો બળાત્કારે ત્યાગ કરાવીશ ત્યારેજ હું નિરાંતે બેશીશ; જંપીશ. હવ જો એટલામાંજ સમજી જશો તો ઠીક છે નહિંતો આવતી કાલથીજ તમોને હું મારા મણિમહેલના ભયંકર ભોંયરામાં કેદ કરીશ અને ત્યાંજ તમારી ગર્વપુર્ણ શુદ્ધ બુદ્ધ ઠેકાણે આવશે. તમારા જેવાંની મેં ન્યાય પુર્ણ વિનય પુર્વક કરેલી માગણી એજ મારો તમારા પ્રત્યેનો મહાન અનુગ્રહ ન માની, તમોએ મારી તે માગણીનો અત્યંત ગર્વિષ્ટતાથી, ધૃષ્ટતા પુર્વક તિરસ્કાર કર્યો અને એ દ્વારા મારી ધૃણા કરી મને મહાન્ ઉગ્ર કોપાન્વિત કર્યો અને તે કોપાગ્નિમાં તમો બળી ભસ્મ થાઓ એ એકજ દશ્ય હવે હું આ આતુર નયને જોવા ઇચ્છું છું. તમારા જેવી સ્વરૂપ—ગર્વિણીનીઓના સ્વરૂપ—નાશનો સમય હવે નજદીક આવ્યો છે. અહો દુષ્ટા પાપિયસિ ! જાણકે હવે આ ધુમ્રવાન પોતાના કાર્યમાં સંપુર્ણ ફાવ્યો છે. બોલ શું જવાબ ?" રાક્ષસે ભયનો સાક્ષાત્કાર કરાવતાં ચિત્રલેખાને સમજાવવાની ભેદ અને દંડની નિતી ગ્રહણ કરતાં કહ્યું.

"દેવસુંદરીનો એજ પુર્વ પરિચીત જવાબ! દુરાત્મા રાક્ષસ ! આ

એકજ ચમત્કારના સાક્ષાત્કારથી ઇશ્વરનો કોની તરફ પક્ષપાત છે તે સમજીજા. દેવસુંદરીને ભ્રષ્ટ કરવાની દુષ્ટ વાસના હૃદયમાંથી વિદારી દેવલોકનો કૃપાભાજન થા. એજ મારૂં અંતિમ ઉત્તર." દેવીએ નિર્ભયતાથી રાક્ષસને સમજાવતાં કહ્યું.

"તારો આ ગર્વ! મત્સર! ઓ અવિચારી અબળા! જા દુર થા! દુર થા મારી નજર આગળથી સત્વર." પ્રિય મદાન્ધ ? રાક્ષસ પોતાના અનુચર મદાન્ધને હાક મારે છે.

જી. આજ્ઞા કૃપાનિધાન! મદાન્ધે હાજર થતાં કહ્યું.

"જા સત્વર! આને મારી નજર આગળથી દુર કરી આ મહાલયની પુર્વે દિશામાં આવેલી કક્ષામાં કેદ કર. સંપુર્ણ સાવધાનતાથી તેની પ્રતિક્ષા કરજે." રાક્ષસ ધુમ્રવાને અનુચર મદાન્ધને દેવી ચિત્રલેખાને કેદ કરવા આજ્ઞા કરી ?

આગન્યા! રાજન! સત્વર તેમજ થશે. સુંદરી આગળથા; મહા બળવાન ધુમ્રવાનની આકાંક્ષાની પરિતૃપ્તિ થવા માટે, મારી તિક્ષણ પ્રતાપ પુર્ણ નજર તળે રહી કક્ષા નિવાસ કરવા આગળથા." રાક્ષસ મદાન્ધે ધુમ્રવાનની આજ્ઞાનો અમલ કરવા તત્પરતા દર્શાવી.

પ્રિય પાઠક! આ રીતે દેવી ચિત્રલેખાને પુર્વ દિશામાંની કક્ષામાં કેદ કરી રાક્ષસ ધુમ્રવાન અતી શ્રમિત થયેલો હોવાથી તત્કાળ મણિ મહેલમાં નિદ્રાધીન થયો. દેવસુંદરીને લઈ જઈ રાક્ષસ મદાન્ધે તેને ઉપર કથિત કક્ષામાં કેદ કરી, લોહમય દ્વારમાં જ તેની પ્રતિક્ષા કરતો બેઠો.

રાક્ષસ ભયજ્યોતિ પૃથિવીના અનંન્ત ભાગમાં ઉતરી પડતાંજ બાહવરો બની ગયો હતો. એકાએક પોતાનું આવી રીતે અદસ્ય થવું એજ તેને આશ્ચર્ય કારક લાગતું હતું; અને આ અદ્દભુત ઘટનાથી તે ઘણો વિસ્મય થયો હતો. પોતાના પ્રત્યે પ્રશ્નનો આવો

પક્ષપાત જોઇ, તે સર્વેશ્વરની અનન્ત શક્તિનો વિચાર આવતાં જ તેનું હૃદય દ્રવી જવા લાગ્યું. અને તે આ પ્રમાણે બોલ્યો:—

પડયા જખમ સૌ સહ્યા, સહીશ હું હજીયે બહુ,
ગણ્યા નવ કદી, ગણું નવ કદી, પડે છો હજુ;
અપાર પડશે અને હાય જીગર આળુ થયું,
કઠિન ન બનો છતાં હૃદય એજ ઇચ્છુ, પ્રભુ ?
પડી વિજળીતે પડી છો, બળું છું સુખે,
અનન્ત ભભુકા દહે, બહુ દહો, ગણુ છું સુખે;
ન દાહ વશમો કદી, જીગર ખુમના પાડતું,
કઠિન બનજો નહિં હૃદય એજ ઇચ્છું, પ્રભુ ?

કલાપિ.

અહો ! પ્રભુ ! મારીએ તિવ્ર ઇચ્છાને પુર્ણતા પ્રાપ્ત કરાવનાર તમેજ છો તમારા જ બળ વડે, તમારાથીજ ઉદ્‌ભવેલી હૃદય-ઇચ્છા પુરી થશે. હું તો નિમીત્તનોજ ભાગી છું. તમારાજ આશ્રયે કરીને હું મારા પરમ ધાર્મિક કાર્યમાં આગળ વધીશ. મારી હૃદય સ્થિતીનું આવું હિતકર પરિવર્તન સમજતાં, હું મારી જાતને કૃતકૃત્ય માનું છું. દૈવી ચમત્કારોથી ભરપુર આ જીવન, કેવળ દેવલોક-સેવા અર્થેજ છે; પણ તે દેવી ચિત્રલેખાના વિયોગ—વિચાર હૃદયમાં આવતાં જ ભયભીત થાઉંછું; રાક્ષસ ધુમ્રવાનની ક્રુરતાને હું જાણું છું; પણ દેવ દેવસુંદરીની રક્ષા દેવોજ કરશે અથવા દૈવીકૃપાથીજ થશે; કારણકે સત્યનો પક્ષી દેવ વર્ગ છે અને તેનો પ્રત્યક્ષ પુરાવો મારો પોતાનોજ છે.

અસ્તુઃ પ્રિય પાઠક! ભયજ્યોતિ મહદ્ ચમત્કારિક રત્નમંજરીથી સંપુર્ણ અજ્ઞાત હતો; એટલે દુરાત્મા ધુમ્રવાનના કોપાનળથી પોતાનો ઉદ્ધાર કેમ થયો તે રહસ્યને તે જાણી શકયો નહિં; વળી તે ચમત્કાર

એક નિમીષ માત્રમાંજ થયો હોવાથી તેના પારને પામી જવાનો સંભવ પણ નહોતો; આથી જ તે આશ્ચર્ય પુર્ણ થયો હતો. પૃથિવીના અનન્ત ભાગમાં ઉતરતાં તે પાતાળમાંના ગંધકુંડના કિનારા નજદીક આવી પહોંચ્યો. પાતાળના આ ભાગનું સ્વામિત્ત્વ નાગલોકનું હતું. આ નાગ લોકના નિવાસ પ્રત્યેનો ગંધકુંડ પોતાના અપરાધીયોના પ્રાણ વિસર્જન પરત્વે ઉપયોગમાં લેવાતો હતો; કારણકે એ ગંધકુંડમાં મહા ભયંકર કાતિલ ઝેરથી ભરપુર ઝેરી નાગો નિવાસ કરી રહ્યા હતા. કુંડમાંની ગંધથી મસ્ત બની ડોલી રહેલા અનેક નાગોની શાન્તિનો કિંચીત પણ ભંગ થતાં જ તે મહાન ઉગ્ર ક્રોધાન્વિત બની શાન્તિ ભંગ કર્તા નવિન આગંતુક વસ્તુ યા પ્રાણી પ્રત્યે અતિ તિવ્ર વેગથી ધસી જતા હતા, અને પોતાની ભયંકર ઝેરી દાઢ વતી દંશ દેઇ તે પ્રાણી વા વસ્તુનું આ લોકમાંનું અસ્તત્વ નાશ કરતા હતા. ગંધકુંડના કિનારા ઉપર ઉગેલા બટમોગરા, કેતકી તથા ચંદનની મસ્તકારિણી સુગન્ધથી તેઓ અતિ ક્રોધીત અવસ્થામાંજ રહેતા હતા. સ્વભાવની સાથેજ સરળતા ભરી સગવડ સંપાદિત થવાથી હરનિશ ઉગ્રતામાં વૃદ્ધિ થતી હતી. આવા એક ભયંકર પરિણામ દર્શક કુંડ પાસે આવી પહોંચતાં જ ભાવી દુઃખોનું ભવિષ્ય જાણવા ભયજ્યોતિ ભાગ્યવંત બન્યો. ભયાનક રીતે ફુત્કાર કરી રહેલા નાગો પોતાને અપાયેલા બળી પ્રત્યે કેટલો ત્રાસ બતાવી તેના પ્રાણનો વિનાશ કરે તે વાંચક વર્ગના સમજવામાં આવી ગયું હશે. નાગલોક પોતાના અપરાધીયોને આ ગંધકુંડમાં હોમી દેઇ કોઇ પણ પ્રકારના ભયથી નિવૃત્ત થતા હતા. રાક્ષસ ભયજ્યોતિના હૃદયમાં આવી ભયંકર જગામાં પોતાનું આગમન થતાંજ, ભયનો સંચાર થયો; પણ એક વખત સત્ય માર્ગનું અવલંબન કરતાં પોતાનો બચાવ જે દૈવી કૃપા વડે થયો હતો, અને હજી

તે માર્ગનું ઉલ્લંઘન પોતે ન કરેલું હોવાથી, તેવીજ રીતે પોતાની રક્ષા થવા આશાવંત હતો; અને સંભવ પણ હતો. આ સંભવનિય પ્રકારથી પ્રેરાયેલો ભયજ્યોતિ દૃઢ શ્રદ્ધાને ધારણ કરવા લાગ્યો.

રત્નાલંકાર રત્નમંજરી મણિમહેલમાં પડેલી ફાટની ગર્તાના ઉંડાણવાળા ભાગમાં ઉતરી પડતાં જ કોઈ અજાણ ભાગમાં ચાલ્યું ગયું હતું; અને તત્પશ્ચાત્ તે ફાટ સંધાઇ હતી; એ ઇશ્વરીલીલાથીજ થયું હતું. આ રત્નાલંકારની મહત્તાથીજ રાક્ષસ ભયજ્યોતિની મણિ મહેલમાં રક્ષા થઇ હતી એ મારા પ્રિય વાંચકોને સુવિદિત છે. રત્નાલંકારની આ અનન્ત શક્તિનો પરિચય વિદ્યાધરરાજ અમરનાથ અને દેવી ચિત્રલેખા શિવાય હજુ સુધી કોઈ પણ વ્યક્તિને નહોતો.

અલૌકિક પ્રભાવશાળી દેવપ્રસાદરૂપ રત્નાલંકાર રત્નમંજરીની આવી અકળ અદભુત શક્તિ જ દેવ જેવા દેવલોકની અને સત્ય ધર્મ માર્ગે ચાલનારા અન્ય પ્રાણીયોની મહાન રક્ષા-સ્વરૂપ હોઇ, મદદ આપી અતિ કઠીન પ્રસંગોમાંથી પણ પસાર કરે છે એજ તેની અલૌકિકતા, અદભુતતા અને દેવપણું પ્રત્યક્ષ કરે છે. દેવોનો આવો સુખકર પ્રસાદ પોતાના સ્વામિત્વમાંથી છટકી જવાથી વિદ્યાધરરાજ અમરનાથે આટલું અગાધ દુઃખ સહન કર્યું, છતાં જ્ઞાન-સ્વરૂપ ઢીમરોના સંસર્ગને લીધે તે બ્રહ્માનંદના શાન્ત રસમાં સ્નાન કરતો હતો. ઢીમરોના આવાસમાં તે પૂર્ણ આનંદથી રહેતો હતો.

એક સમયાવચ્છેદે વિદ્યાધરરાજ અમરનાથ રાત્રિના લગભગ અગીયાર વાગ્યાના સમયે પર્ણકુટિરની બહારના ભાગમાં એક મોટી શિલાતલ ઉપર સુતો હતો. દિવસના સમયમાં સુર્યનારાયણે વિશેષ ઉગ્રસ્વરૂપ ધારણ કરવાથી વાતાવરણમાં ઉષ્ણતા વધારે પ્રમાણમાં હતી; તેમજ પવન પણ મંદ હોવાથી વિશેષ ઉકળાટ માલુમ પડતો હતો.

આથી અમરનાથ, ઉષ્ણુતા ન સહન થવાથી શરીરને કાંઇક શિતળતા પમાડવા બહાર આવી બેઠો હતો. પુર્ણ સ્વચ્છ આકાશમાં અનેક તેજસ્વી તારલાઓ ચળકી રહ્યા હતા; જેમના પ્રકાશથીજ ત્યાં ઉજાશ માલુમ પડતો હતો! કેમકે કુટિરની બહાર દિપકનો અભાવ હતો; તેમજ વળી દિપકના અસ્તિત્વ પરત્વે ઉષ્ણુતા વૃદ્ધિંગત થાય તેમ હોવાથી તેની ઉપયોગીતા લેશ હતી. કૃષ્ણુપક્ષની રાત્રિયો બહુધા વિશેષ ઉકળાટવાળી હોય છે તેમજ વાયુની મંદતા હોવાથી ઉષ્ણુતામાં વધારો થતો હતો. આથી અમરનાથ આકુળવ્યાકુળ થઈ બહાર શિલાતલનેજ શય્યા માની તેની ઉપર સુતો હતો. અદ્યાપિપર્યંત નિદ્રાદેવીની તેના ઉપર અનુકંપા થઇ હતી નહિં; અને તેથી તે આમતેમ આળોટતો હતો. શરિરની આ અસ્વસ્થતાને લીધે હૃદયભાર મંદ થયો હતો, આવા ઉકળાટના પ્રસંગને ગાળવો એ દુર્લભ હોવાથી સમય પણુ લંબાતો માલુમ પડતો હતો; છતાં વાસ્તવિક રીતે તેમ નહોતું. રાત્રિના બાર વાગ્યાને સમયે વાયુદેવ કૃપાવંત થયા અને પોતાની સુખમય લહરીઓ વડે સર્વને શિતળ આલિંગન આપી શાન્ત, સ્વસ્થ કરવા લાગ્યા. પવનદેવની આ કૃપાનો લાભ આપણુા અમરનાથને પણુ મળેલો હોવાથી તે સ્વસ્થ ચિત્તે સુતો હતો. હવે તેને કાંઇક નિદ્રાધીન થવાની આશા ઉદ્ભવી; પણુ હૃદય સંપુર્ણ શાન્ત તો નહોતુંજ. નિદ્રાદેવીનું સ્મરણુ કરતાં કરતાં આશરે એકાદ કલાક જેટલો સમય વ્યતીત થતાં મસ્તિષ્કમાં તેનો પ્રચાર થવા લાગ્યો. હૃદયની અસ્થિરતાને લીધે આ વખતે નિદ્રાદેવીયે તો નહિં પરંતુ તન્દ્રાદેવીયે નિદ્રાદેવીનું સ્થાન ગ્રહણુ કર્યું હતું. આવી અસ્વસ્થ તન્દ્રાવસ્થા પ્રાપ્ત થતાંજ કાંઇક સ્વપ્નનો આવભાવ થતો જણુાયો. હૃદયની આવી ડામાડોળ સ્થિતીમાં તે કાંઇક નવિન દૃશ્ય જોવા લાગ્યો. સુશુપ્તાવસ્થામાં પોતાના દેહની અંદર

રહેલા લિંગદેહની સ્વારી પૃથિવીપર્યટન કાર્યપરત્વે પુરૂ ઠાઠમાઠ સાથે બહાર નીકળી. ઢીમરોના અવાસનો ત્યાગ કરતાં સરિતા કિનારે ચાલ્યો જતો હતો. નિર્જન કિનારા ઉપર વૃક્ષો શિવાય અન્ય કાંઇ દૃષ્ટિગોચર થતું નહોતું. સરિતાતટ ઉપર ઉપસ્થિત થયેલા અનેક સુંદર ઉપવનોનુ શાન્ત ચિત્તે અવલોકન કરતો જતો હતો. ઘણે દુર સુધી આગળ ચાલતાં એક મોટા ચોગાન પાસે તે આવી પહોંચ્યો કે જ્યાંથી સરિતા ઘણુા પોહોળા પટમાં વહન કરતી હતી. અહિં જળનું વહન ઘણું શાન્ત અને ગંભીર હતું. હવે અમરનાથના લિંગદેહે સરિતાનો કિનારો તજી દીધો અને બાજુના ઘાટા જંગલનો રસ્તો લીધો. ઘણીજ ગીચ ઝાડીમાં પસાર થતાં તેની નજરે કેવળ વાંસના વૃક્ષોજ આવતા હતાં. લીલા વાંસ અતિ ઉંચાઇવાળા હોવાથી મહાભારતના યુદ્ધ સમયે મહાવિર બાણુાવળી અર્જુનના ધનુષ્યમાંથી ફેંકાયેલા અસંખ્ય તીરોનો ભાસ કરાવતા હતા. અગણિત વાંસ વૃક્ષોના ઘણા ઝુંડના ઝુંડ પસાર કર્યા પછી આખરે તે ઘણીજ ભયાનક ઝાડીમાં આવી પહોંચ્યો કે જ્યાં વાઘ, વરૂ, રીંછ, સિંહાદિ હિંસક પ્રાણીયોના નિવાસસ્થાનની પુર્ણ શકયતા હતી. જ્યાં નજરે પડે ત્યાં પ્રકૃતિદેવી પોતાનું ભયંકર સ્વરૂપ ધારણુ કરતી ઉભેલી દૃષ્ટિયે પડતી હતી. ગ્રિષ્મ ૠતુના પ્રખર તાપથી વૃક્ષોના વૃક્ષો સુકાઇ જવાથી, પવન–લહરીયોના તેના ઉપર થતા ભયંકર આઘાત સમયે કોઇ એક સિંહ વા વાઘ આદિ હિંસક પ્રાણીના આગમનનો ભાસ, હૃદયમાં ઉત્પન્ન થનો હતો અને તેથી સર્વાંગે ધ્રુજી જતો વિદ્યાધરરાજ અમરનાથ સ્વપ્નાવસ્થામાં આવા ભયંકર કટાકટીના વખતમાંથી પસાર થતો હતો. વળી એક ક્ષણુ પછી તેવા કોઇ પણ પ્રાણીનું આગમન ન થતાં નિર્જીવ જડ:-આત્મા વૃક્ષોનો ખડખડાટ સમજી પોતાની જાતને આવી બીકણુ ધારી

શરમીંદો થઈ જતો હતો. પુનઃ પણ તેવું કોઇ કારણ મળતાં ભયભીત થતાંજ પોતાના જીવનની આશા તજી દેતો હતો. આવી રીતે આશા અને નિરાશાના ભરપુર સમુદ્રમાંથી પોતાની સ્વપ્ન નૌકાને ચલાવતો ચલાવતો આખરે તે એક એવા સ્થાનમાં આવી પહોંચ્યો કે જ્યાં તેના જીવનનાશની શંકા અતિ દઢ, બળવત્તર જણાતી હતી. આ સ્થાનમાં એક પર્ણકુટિર જેવું નજરે આવતું હતું. બાજુના બે વૃક્ષોની ઓથમાં તે આવેલી હોવાથી કૃત્રિમ વા કુદરતીનો પણ નિશ્ચય થઇ શકે તેમ નહોતું. બે મોટા વૃક્ષોની લાંબી ડાળીયો આગળના ભાગના કુટિર સ્તંભની ગરજ સારતી હતી; અને તેજ વૃક્ષોની કેટલીક બીજી નાની નાની ડાળીયો અને તેના પત્રોથી કુટિરનો ઉપરનો ભાગ છવાઈ રહ્યો હતો. આસપાસ ઉંચ્ચાં વૃક્ષો હોવાથી તે કુટિરની પ્રતિભા જોનારના ઉપર તરત પડે તેમ હતું.

આ કારણથી કુટિરસ્થાન પ્રત્યે આવતાંજ અમરનાથ અટકી ઉભો રહ્યો. કુટિરના આંગણામાં તેણે જોયું તો પંચધુણિનો અગ્નિ અતિ પ્રખરતાથી સળગતો નજરે પડતો હતો. આથી અમરનાથ તે કોઇ યોગી મહાત્માનું સ્થાન છે એમ સમજી ગયો; વાસ્તવિક રીતે હતું પણ તેમજ; કારણ કે ત્યાં સૃષ્ટિથી કેવળ ભિન્ન અને મહાન્ ઉગ્ર તપશાળી પાંચ યોગીરાજો નિરંતર તે પંચાગ્નિ વચ્ચે બેસી પ્રભુનો સાક્ષાત્કાર કરતા હતા. યોગીન્દ્રોના સ્થાનમાં સહીસલામત પહોંચવાથી પોતાની જાતને ધન્ય માનતો અમરનાથ કુટિરના પંચાગ્નિ સન્મુખ આવી ઉભો રહયો. પર્ણકુટિરમાં નજર કરતાંજ પંચદેવ સમાન પાંચ યોગિન્દ્રોને સિદ્ધાસનવાળી બ્રહ્માનંદમાં લીન થયેલા, બેઠેલા જોયા. નિર્જન ભયંકર ભુમિમાં આ ભુદેવોનો નિવાસ જોઈ અમરનાથ અતિ આશ્ચર્યચકિત થયો. કુટિરની બહાર ઉભા ઉભાજ અણુચિંતવ્યું હૃદય

અને મસ્તક નિચું નમી ગયું, ને યોગિંદ્રોને પ્રણામ કર્યા. યોગિન્દ્રો સમાધીસ્થ હોવાથી તત્કાળ તો અમરનાથનું આગમન સમજી શકયા નહિં. યોગિન્દ્રોને નમસ્કાર કરી અમરનાથ અતિશય થાક લાગવાથી ભોંયપર બેઠો. વિશ્રાન્તિ લેતાંજ કાંઇક સ્વસ્થતા પામ્યો, ત્યારેજ તેના હૃદયમાં શુદ્ધી આવી. તે અતિ તૃષાતુર થયેલો હોવાથી જળની શોધમાં ચોપાસ દૃષ્ટિ ફેરવી પણ કાંઈ તેનું સ્થાન તેની દૃષ્ટિયે આવ્યું નહિં; જેથી તે, ત્યાંથી પર્ણકુટીર તરફ ગયો. કુટિરમાં નજર કરતાંજ યોગિન્દ્રોના સન્મુખ એક તુંબીપાત્ર પડેલું જોયું. અમરનાથ આ જોતાંજ અતિ આનંદમાં આવી ગયો અને કુટિરમાં પ્રવેશ કરી જોયું તો તે જળથી પુર્ણ ભરેલા તુંબીપાત્ર શિવાય અન્ય કોઇ પણ જળ-પાત્ર હતું નહિં અને મનમાં કેટલોક વિચાર કરી જોતાંજ તે તુંબી-પાત્રમાંનું જળ પી જવાનું યોગ્ય ધારી તેજ સંકલ્પ જળનું પાન કરી ગયો; અને પાત્ર નીચે ભોંયપર મુકી દીધું. યોગિન્દ્રોનો સમાધી ઉતરવાનો સમય નજદીક હોવાથી તત્કાળ સમાધી છુટી ગઈ અને સંકલ્પ મુકવા તુંબીપાત્રમાંનું જળ હાથમાં લેવા જતાંજ જળ પાત્રને ખાલી જોઇ યોગિન્દ્ર અતિ આશ્ચર્યચકિત થયા. પાસેજ નજર કરતાં અમરનાથને ઉભેલો જોયો, યોગિન્દ્ર તત્કાળ સર્વે બીના સમજી ગયા અને ઘણા ક્રોધાન્વિત થઈ બોલ્યા કે " હે ક્ષુદ્ર મનુષ્ય ! તૃષા લાગી હતી તો જળાશય પાસેજ હોવા છતાં ત્યાં ન જતાં મારા સંકલ્પનું જળ પાન કરી ગયો ? એ તારો અક્ષમ્ય અપરાધી થયો છે. સમાધીથી પ્રાપ્ત કરેલી શાન્તિનો ભંગ આવી રીતે થતાંજ તું મારા ક્રોધનો ભોગ થયો છે."

ક્રોધથી અતિ રક્તવર્ણ યોગિન્દ્રના નયનો જોઇ અમરનાથ ધ્રુજી ગયો અને મહાત્માના ચરણમાં પડી બોલ્યો, "મહાત્મન્! મારો અપરાધ

ક્ષમા કરો. મને તૃષા અતિ ઘણી લાગવાથી તેના અસહ્ય દુઃખને હું સહન ન કરી શક્યો. વળી આ સ્થાનનો કેવળ અપરિચીત હોવાથી જળાશયના અસ્તિત્વને પણ જાણી ન શક્યો, મારા હાથે આપ પ્રભુનો આ મહાન અપરાધ થયો છે. યોગિન્દ્ર પ્રભુ હું નિર્દોષ છું. મને ક્ષમા કરો.”

“ક્ષમા! ઓ અધર્મરૂપ! તારા જેવા અવિચારીને ક્ષમા! મહાત્માઓના સમાધી સમયે સંકલ્પ કરેલા જળનું પાન કરનારને ક્ષમા! જીવનના આવા અમુલ્ય સમયનો આત્માના ઉદ્ધારાર્થે મહદ દુર્લભ સમાધી-અમૃતનો તારા જેવા કૃતઘ્નીના દુષ્કૃત્યને લીધે અફળ ઉપયોગ થયો છતાં તને ક્ષમા! ઓ હૃદયહિન! તને હું કદાપી ક્ષમા કરનાર નથી. અવિચારી! મહાત્માઓના અપરાધની શીક્ષા હું તને ક્ષમણાંજ આપું છું.” યોગિન્દ્ર પ્રભુ ઉગ્રસ્વરૂપ ધારણ કરી અન્ય મહાત્માઓને સંબોધી બોલ્યા, “હે ઋષીયો! સમાધીમાંથી જાગૃત થાઓ. સમાધિ વિસર્જનકાળે સંકલ્પ માટે જોઇતું અભિષિક્ત જળ આ મુર્ખ અધમ પાન કરી ગયો છે; યોગીયોનો તેણે એક ભયંકર અક્ષમ્ય અપરાધ કર્યો છે.” તરતજ યોગિન્દ્રો ક્રોધરૂપ મુદ્રા ધારણ કરતાં જાગૃત થયા અને સર્વ દશ્ય અવલોકી અમરનાથને શ્રાપીત કરવા તત્પર થયા. પોતે આવું અવિચારી કૃત્ય કરવાથી તે હૃદયમાં ઘણો પશ્ચાતાપ કરવા લાગ્યો પણ હવે કાંઇ વળે તેમ નહોતું છતાં યોગિન્દ્રોના ચરણમાં પડી ક્ષમાની યાચના કરવા લાગ્યો.

યોગિન્દ્ર અતિ ઉગ્રક્રોધથી રક્ત વર્ણ નેત્રો કરી બોલ્યા! “ઓ અધમ! દુરાત્મા! હવે તું ક્ષમાની યાચના ન કરતાં અમારો શાપ ગ્રહણ કરવા તૈયાર થા.”

મહાત્માઓને આવા ક્રોધીત થયેલા જોઇ વિદ્યાધરરાજ અમર-

નાથનું હૃદય ધ્રુજી ઉઠ્યું. તેના સર્વાંગમાં કંપનો આર્વિભાવ થયો, તે ભયભીત થયો.

"દુષ્ટાત્મા ! તારા આ પૈશાચિક કૃત્યની શીક્ષા સહન કરવા તારા હૃદયને દઢકર ! દુરાત્મા સ્વરૂપ ! અમ યોગિયોની શાન્તિ—ભંગના ભયંકર અપરાધ કર્તા તારા હૃદયને અમારા શાપથી ભરપુર કર. નર-પિશાચ ! તને ઘોર ત્રાસદાયક દુઃખ ઉત્પન્ન થવા સંભવ છે. મારા પુનર્જન્મના રૂપાંન્તરે કરી તેના નિમિત્તથીજ તું અતિ ત્રાસ પામવાનો છે. સ્વયંભુ શ્રી શંકરના યોગે હું રત્નાલંકાર રત્નમંજરીરૂપ જન્મ ધારણ કરતાંજ ધનપતિ કુબેરને ત્યાં વૈભવોનું અતિ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરીશ. કેવળ તનેજ દુઃખ આપવા માટે રાજ્ઞી જયદેવીને યક્ષસુંદરી રત્નસુંદરીના સખી પણામાં લીન કરીશ. તપનીય અશોકની દોહદ—પુર્તિના કારણે હું રત્નસુંદરીના હાથમાં જઇશ. તારા જેવા નરપિશાચને ત્રાસ પમાડવા માટેજ એક નિર્દોષ મયુરને હું દુઃખરૂપ થઇશ પણ મારીજ પ્રેરણાથી શ્રીવરૂણદેવ દ્વારા તેનો ઉદ્ધાર કરાવી તારાજ સ્વાધીનમાં આવીશ. મારી સાથેના એક મહાત્માનો હંસરૂપે જન્મ થશે, જેનું તારી પ્રિયા સાથે અતિ આનંદિત હૃદયે તારા ઉદ્યાનમધ્યે આવેલા સરોવરની પાળપર મને હસ્તમાં ધારણ કરી ફરતો હઇશ ત્યાં આવી અથડાશે અને તેથીજ તારી પ્રિયાના હાથમાંનું રત્નમંજરી સરોજળમાં પડશે. તેને ગ્રહી લેવા જેવી તારી પ્રિયા તે સરોવરમાં ઉતરવા જશે તેવીજ સોપાન પરથી તેનો પગ લપસી જતાંજ તે સરોવરના જળમાં પડશે અને ત્યારથીજ તારા ભાગ્યચક્રમાં મહાન્ પરિવર્તનનો આરંભ થશે જે તને મહાન્ દુઃખ ઉપજાવશે. આ અમારો તું દુષ્ટને શાપ છે તેનો ભાગી તું થા."

મહાત્માના આવા અતિ ક્રોધ પુર્ણ શાપથી અમરનાથ ધ્રુજતા

લાગ્યો, તેનું હૃદય ચીરાવા લાગ્યું. વળી પણ તે મહાત્માના ચરણોમાં આળોટવા લાગ્યો; અને પોતાને થએલા શાપના અનુગ્રહની નમ્ર વદને યાચના કરવા લાગ્યો.

અમરનાથની આવી નમ્ર કાકલુદીથી મહાત્માઓના હૃદય કાંઈક પીગળ્યાં; પણ એક વખત આપેલા શાપને તેઓ મિથ્યા કરી શકતા નહોતા. કાંઈક શાન્તતાથી તેઓ પુર્ણ અનુગ્રહરૂપ થઇ બોલ્યા ! "ક્ષુદ્ર પ્રાણી ! તેં આ દ્વારા અમારૂં આ જીવન પણ ધુળધાણી કર્યું છે. તારા માટેજ અમો ઢીમરોનો અવતાર લઇશું અને ત્યાં તું સરીતામાં તણાતો આવતો હોઇશ તેમાંથી બહાર કાઢી સુશ્રુષા કરી તને સ્વાસ્થ્ય પ્રાપ્ત કરાવીશું. બાદ તને પુર્ણ બ્રહ્માનંદનો ઉપદેશ આપી મોક્ષનો અધિકારી બનાવીશું, તે રત્નાલંકાર રત્નમંજરી તને ફરીથી પ્રાપ્ત થતાંજ તારા સુખનો પ્રપુર્ણ ભાનુ ઉદય પામશે અને તારી પ્રિયાનો તને પુનઃ મેળાપ થશે."

અમરનાથનું હૃદય, અનુગ્રહથી કાંઇક શાન્તિને પામ્યું અને બોલ્યો કે "મહદ્ ઉપકાર ! દયાળુ પ્રભુ ! આપનો આ પણ એક મહાન્ અનુગ્રહ હું અપરાધી ઉપર થયો કે જે દ્વારા મોક્ષ પ્રાપ્તિરૂપ મારી ઉન્નતિ થવાની છે. હું આપનો મહાન્ ઋણી છું." તથાસ્તુ. એમ કહી મહાત્માઓ અંતર ધ્યાન થઇ ગયા.

સમય પણ પુરો થઈ જવાથી તેમજ અમરનાથના લિંગદેહની મુસાફરી પણ પુર્ણ થવાથી અતિ તિવ્રવેગે તેની સ્વારી હૃદય મંન્દિરમાં આવી પહોંચતાંજ જાગૃત થયો. "અહો ! આ શું ! મેં શું અનુભવ્યું ?"

પ્રિય પાઠકો ! ઢીમરો પણ અમરનાથને શોધતા જ્યાં અમરનાથ આસનસ્થ હતો ત્યાં આવી પહોંચ્યા; અને તેની હૃદય સ્થિતી તેઓ

તત્કાળ પામી ગયા. "દેવ ! દેવ ! પુર્વજન્મથી પુર્ણ જ્ઞાત થયા ?" ઢીમરે આદ્રતાથી અમરનાથને પુછ્યું.

"ઓ મહાત્માઓ ! તમારો અનહદ ઉપકારી છું. જગત માત્રને તારનારં તમારા જેવાજ દયાળુ હૃદયો છે, નહિં તો મારા જેવા ક્ષુદ્ર, વૈભવ વિલાસોમાં રચ્યા પચ્યા રહેનાર પામરની શી ગણુતી ! પ્રભુ તમારી દયાનો પ્રવાહ મારા જેવા પામરજીવ ઉપર પ્રસન્ન વદને રેલાવો, તે દયાના સાગરમાં હું યથેચ્છ સ્નાન કરવા પુર્ણ જીજ્ઞાશાવંત છું. અમરનાથ મહાત્માઓનો ઘણોજ આભાર માનતાં બોલ્યો.

"તથાસ્તુ. દેવ અમરનાથ ! તારી હૃદયેચ્છા અમો પુર્ણ કરીશું. તારી પ્રિયાનો પુનઃ મેળાપ હવે સત્વર કરાવીશું. તને પુર્ણ સુખી બનાવીશું. અમો અમારૂં કર્તવ્ય પ્રસન્ન હૃદયે કરીશું. પુર્ણ આનંદમાં રહો."

આવી રીતે આ સ્વપ્નમાં પોતાના પુર્વ જન્મ કથાનું દર્શન કરી વિદ્યાધરરાજ અમરનાથ હવેજ ઢીમરોના પ્રભાવને પામી ગયો. પુર્વજન્મનું તેઓને પ્રભુજ્ઞાન, તેઓનો બ્રહ્માનંદ–રસ એ સર્વ રહસ્ય હવેજ તે સમજી શકયો. આ દરમિયાન એક અણધારી વિપત્તિમાં અમરનાથ ફસાયો, જેથી પાછો ભાગ્યચક્રનો અનુભવ લેવા તત્પર થઈ ગયો.

મનુષ્ય યા કોઈ પણ પ્રાણીનું ભાગ્ય ચક્ર ફરવા માંડે છે ત્યારે તે અવિચ્છીન પણે પરિવર્તન પામે છે; તેના પ્રત્યે કાંઈ પણ વિરોધ ભાવ ચાલી શકતો નથી. દુઃખમાંથી સુખ અને સુખમાંથી દુઃખ એમ અવસ્થાઓની પરિસ્થીતી થયા કરે છે. મહાત્મા સ્વરૂપ ઢીમરોના આશીર્વાદરૂપ, વિદ્યાધરરાજ અમરનાથની સ્થિતીમાં પરિવર્તન થાય એ ઇચ્છિવા યોગ્ય હતું; વળી સ્થિતીમાં તાત્કાળિક ફેરફાર પણ સામાન્યરીતે અસંભવિત હતો અને તેથીજ તે પુનઃ દુઃખના સમુદ્રમાં ડુબે તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી. કુદરતની નૈસર્ગિક શક્તિ વડે આવી

જ રીતે સુખ પ્રાપ્ત થાય એમ હોય તો પણ કાંઇ કહી શકાય તેમ નથી, અસ્તુ. રત્નાલંકાર રત્નમંજરી, રાક્ષસ ધુમ્રવાનના મણિમહેલમાં ભયજ્યોતિનું રક્ષણ કરી પૃથિવીમાં અદશ્ય થયું હતું. આ રત્નાલંકાર ભુગર્ભમાં સમાતું સમાતું ઉપર કથિત સરિતાના જળમાં ખેંચાતું આવતું હતું. તેના અલૌકિક પ્રભાવથી કોઈ પણ જળચર પ્રાણી તેને સ્પર્શ સુદ્ધાં પણ કરી શકે તેમ નથી તો તેને પોતાના ઉદરમાં પધરાવાની તો વાતજ શી? જ્યાં આવી પરંપરા ચાલેછે ત્યાં તેનો ભય શો હતો? ઢીમરોના નિવાસ સ્થાન નજદીક સરિતાની પાસે આવી પહોંચતાંજ, ભોઇઓએ નાંખેલી જાળમાં અનેક મત્સ્યો સાથે તે આવી ગયું; ઢીમરો તરતજ પોતાની જાળને બહાર ખેંચવા લાગ્યા અને જ્યારે તે કિનારાના જદીક આવી પહોંચતાંજ, સર્વ મત્સ્યો તેના સ્પર્શથી નાશ પામ્યાં અને જાળ પણ તે રત્નાલંકારના પ્રભાવથી ચુર્ણ વિચુર્ણ થવા લાગી. આ દસ્યથી ઢીમરો અતિ આનંદમાં ગરકાવ થયા. જાળને છિન્નભિન્ન કરી, રત્નાલંકાર, જ્યાં ઢીમરો સાથે અમરનાથ કિનારા પાસે ઉપસ્થિત છે, ત્યાં આવી પડયું.

પ્રિય પાઠકગણ! વિદ્યાધરરાજ અમરનાથે રાત્રિમાં પોતાની પુર્વાવસ્થાનો ભેદ જાણી લીધો છે. પ્રભાતમાં ઢીમરો સાથે સરિતા તટપર સૃષ્ટિ સૌન્દર્યના અવલોકનાર્થે આવ્યો છે. અત્રે તેના હૃદયમાં કાંઇકાંઇ આન્દોલનો ચાલી રહ્યાં છે. હૃદયનો ભાવ હવે હૃદયમાંજ ન સમાતાં મુખ દ્વારા બહાર નિકળવા માંડયો.

એ મુજ ભવનો સાર રસિલું ! એ મુજ નેત્ર રસાળ ?
મોતીડે મોતીડે રસ રસ એ આ ઉરનો હાર !
રસિલું એ મુજ નેત્ર રસાલ ?
ભાવ ભર્યો મુખચન્દ્ર પ્રકાશિત,

સ્નેહ સુધા મમ ચેતનનું ચિત્ત,
કયાં દે તે દાતાર ?
અરેરે ?
કયાં છે એ આકાર ?
જોવાનું ચાલ્યું ગયું ? આંખ રહીતે જાય ?
કામ વિનાનું કોઇથી કેમ અહિં રહેવાય ?
આંખથી કેમ રાન સહેવાય ?
ગયેલું કેમ ગયેલ મનાય ?
હૃદયનું છેક લગાડયું તાન ?
હૃદય આ ચાલ્યું છુટી ભાન ?
એ વિણ જગ અન્ધાર ? અરેરે ? એ વિણ જગ અન્ધાર !
એ વિણ વિશ્વ તણું કટુ ગાયન ? ગાયન સહુ બેતાલ ?
અરેરે એ વિણ શું મુજ હાલ ?
હાલ વિના થઇ આ મુજ હાલત ?
આ દુનીયામાં અહિં કયાં મુજ દોલત ?
ખોયા મુકી માલ ?
રહી છે.
એજ ગરીબી બાળ.

"પ્રભુની અકળ ગહન ગતિનો પાર કોઇ પામી શકવા અસમર્થ છે, અમરનાથ ! અમરનાથ ! એમજ સમજજે કે આજ દ્વારા તારો ઉદય છે. જો, જો, આ પંચમ યોગિન્દ્ર તારી નજર સમીપ તારો ઉદ્ધાર કરવા આવી પહોંચ્યો. યોગિન્દ્રના ચરણમાં સાષ્ટાંગ નમસ્કાર કર. અમરનાથ ! વિભુતી દિવ્ય વિભુતીરૂપ આ રત્નાલંકાર રત્નમંજરીના દર્શન કર." ધીમરે રત્નમંજરીને ઉપસ્થિત થએલું જોતાંજ

આનંદ પ્રદર્શિત કરતાં કહ્યું. રત્નમંજરી નામ સાંભળતાં જ તેના ઉપસ્થિત સ્થાન પ્રત્યે કિંચીત્ પણ નજર કર્યા શિવાય ઢીમરના વચન અનુસાર ભોંયપર પડી નમસ્કાર કરવા લાગ્યો. અદ્યાપિ પર્યંત તેણે રત્નમંજરીનું આ સમયે દર્શન પણ કર્યું હતું. આ રીતેજ અમરનાથનો ઉદ્ધાર કરવા ઈશ્વિર નિર્મીત હોવાથી જ અત્રે તે સ્થાન કંપવા લાગ્યું. પગવારમાં ભુમી ફાટી ગઇ અને અમરનાથ ૐ સચ્ચિદાનંદ નામ સ્મરણ કરતો અદૃશ્ય થવા લાગ્યો. વિભુની આ વિશ્વ ચમત્કૃતિના સાક્ષાત્કારને, ઢીમરો શાન્ત ચિત્તે અવલોકવા લાગ્યા. પૃથિવીમાં અદૃશ્ય થતો અમરનાથ પોતાના હૃદયોગાર કાઢવા લાગ્યો.

ખેંચાતાંજ રહી શકે આ બ્રહ્માંડ અપાર !
ખેંચાવાનું ના મને ? ના કર કો હેનાર ?
જ્યાં હું ત્યાં મુજ જહાજ ડુબે છે ? જ્યાં હું.
ત્યાં આ આજ ?
નિત્ય હમારી એજ હકિકત ? એજ ગુલામી તાજ ?
ડુબેને એજ ડુબે ફરી જહાજ.

* કલાપિ.

અમરનાથનું જહાજ અનંન્ત પાતાળમાં ઉતરતાં અદૃશ્ય થયું અને તેની સાથે હૃદયમાંથી ઝરતો નિસીમ પ્રવાહ પણ શાન્ત થયો.

# પ્રકરણ ૧૩ મું.



## સ્વયંભુનો શ્રાપ?
## કે
## મુક્તિ આપોઆપ?



અહા કેવા પંથે કુદરત કરે છે ગતિ, અને—
અરે કેવા પંથે કુદરત તણાં બાળક ભમે?
વિચારી વિચારી મમ દિલ બને ભસ્મ સળગી,
અરેરે જે રિતી પ્રકૃતિ ચલાવે જન પ્રતિ અહિં?

કલાપિ.

યક્ષસુંદરી રત્નસુંદરી, રત્નાલંકાર રત્નમંજરીને અતિ હર્ષથી ધારણ કરી, પ્રમદવનમાંનું તપનિય અશોક વૃક્ષ પુષ્પોરૂપી શણગારથી રહિત હોવાથી તેની દોહદ પુર્તિ કરવા ગયેલી ત્યાંથી પાછા ફરતાં માર્ગમાંજ અલંકાર-વિયોગરૂપ દુર્ભાગ્યને પ્રાપ્ત કરી, આધિન થઈ, સ્વયંભુ શંકરના સમાધિસ્થાન કૈલાસની મર્યાદા ભુમિને આંકતી, પ્રતિબંધક રેષામાં પ્રવેશેલાં પોતાનાં એ પ્રિય બાળકોની રક્ષા કરવા ત્વરાથી દોડતાં, ગભરાટમાં દુર્ભાગ્ય યોગે, પ્રવેશ ન કરવા જેવી ભુમિમાં અજાણતાંજ પ્રવેશ કરી ચુકેલી હોવાથી તે મહાન્ પ્રતિબંધક રેષાના પ્રભાવનો અનુભવ લેઇ ચુકી હતી. સ્વયંભુ શ્રીશંકર અહોનિશ પોતાના સ્થાનમાં સમાધિસ્થ રહેતા હોવાથી કોઈ પણ પ્રાણી યા વસ્તુનું આગમન સમાધિ-ભંગનું કારણ ઉપસ્થિત થવા સંભવિત હતું. આ સમાધિ ભંગની શક્યતાના પુર્ણ નિવારણ ઉપાયરૂપ આ રેષા હતી, અને

રેખાની હદમાં કોઈ પણ પ્રાણી યા વસ્તુનો જ્ઞાનમાં કે અજ્ઞાનમાં પ્રવેશ, મૃતઃપ્રાય હતો. આ રેખા પ્રવેશના અપરાધનો કોઈ પણ અનુગ્રહ તે નિખીલેશ્વરથી નિયત કરાયેલો નહોતો; એટલે કે અપરાધનું ફળ ભોગવ્યા વિના બીજો કાંઈ આધાર નહોતો. સ્વયંભુ શંકરના શ્રાપની યોગ્યતા પ્રાપ્ત કરતાંજ ભયંકર વિકાળ ઝેરી નાગના દંશથી તત્કાળ છવાઇ જતી મુખ પ્રદેશ પરની શ્યામતા રૂપ દશાને, રત્નસુંદરી તથા તેનાં બન્ને બાળકો પામ્યાં હતાં; અને ત્વરાથી તે મર્યાદિત ભુમિના ગર્ભ ભાગમાંજ અદૃશ્ય થયાં હતાં. મહાદેવના ક્રોધાગ્નિથી ભયંકર સ્વરૂપને ધારણ કરતા તે ભુમિના જેવા રંગની જવનિકા અચાનક તેઓ પર પડવાથી ક્ષણ માત્રમાંજ અભેદ્ય રહસ્યમય દૃષ્ટિ મર્યાદાની પેલે પાર અલોપ થયાં હતાં. દિવ્ય પ્રભાવને પ્રસરાવતી ક્રોધાગ્નિની ભયંકર પ્રચંડ જ્વાળામાં આ અપરાધિયો બળી ભસ્મીભુત થયાં હતાં. અનાયાસ આવી પડેલી આવી મહાન્ અનિવાર્ય આપત્તિની જાળમાં તેઓ ફસાઈ ગયાં હતાં. ભુમિના ગર્ભમાં અદૃશ્ય થતાંજ મહાદેવના અતુલ બળશાળી ભૈરવના કરાળ કાળ સ્વરૂપ હાથમાં રત્નસુંદરી અને બંને બાળકો આવી પડયાં. ભુગર્ભના આ ભાગના રક્ષણનો તેમજ અપરાધિયોને યોગ્ય દંડ દેવાનો ભાર આ કાળભૈરવના ઉપર હોવાથી હવે આ દુઃખીયો ઉપરનું સ્વામિત્વ તેનું હતું. રત્નસુંદરી આ મહાન્ પ્રચંડ કાળસ્વરૂપને જોતાંજ તેના ભયથી ધ્રુજી ગઇ. અતિ મદિરા પાનથી રક્તતાનો આર્વિભાવ પામેલ તેનાં ભયંકર નેત્રોમાંથી ક્રોધરૂપ અગ્નિ કણોનો અવિશ્રાંત પ્રવાહ ચાલવા લાગ્યો. તેની અતિ અસહ્ય તિવ્રદૃષ્ટિ સાથે દૃષ્ટિમિલન અશક્ય હોવાથી યક્ષકુમારી રત્નસુંદરી પોતાનાં પ્રિય બાળકોને છાતી સરસાં દબાવી ભયભીતાવસ્થામાં ધડકતા હૃદયે કંપતી નીચું જોઇ ઉભી રહી હતી. ધનપતિ કુબેરની પોતાની નિવાસ ભુમિ

અલકામાં આવા ભયંકર દશ્યનો સંપુર્ણ અભાવ હોવાથી અપરિચીત હૃદયનાં બાળકો આમાંનું કાંઇ પણ સમજી શકતાં નહોતાં, છતાં પણ ભૈરવના મુખ ઉપરનો ક્રોધ પુર્ણ ભાવ આ છોકરાંઓના અજાણ હૃદયો ઉપર જીવનમાં પહેલ વહેલાંજ ભયની છાપ મુદ્રિત કરતો હતો. બીકથી બાહવરા બની ગયેલાં બાળકો ઘડીમાં પોતાની માતા સામે તો ઘડીમાં ભુમિ પ્રત્યે દૃષ્ટિ કરતાં હતાં. એક તરફ ભૈરવનાથનો પ્રચંડ અગ્નિ શિખાસમાન ક્રોધ, અને બીજી તરફ માતૃ—વાત્સલ્યથી આકર્ષાયેલાં પોતાના હૃદયરૂપ બાળકોની પ્રાણ રક્ષા; યક્ષ કુમારીના હૃદયને મોત જીવિતના હિંદોળે હિંચાવી રહી હતી. અતઃ પુર્વે બાળકોના પ્રકૃતિથીજ કુમળાં હૃદયો તો ભૈરવના ક્રોધથી ક્યારનાંયે ચુર્ણ વિચુર્ણ થઈ ગયા હતાં. બાળક—હૃદયોનું એ નૈસર્ગિક સ્વરૂપ તો પાતાળમાં પરવરી ગયું હતું. "પાપિની! મારા જેવા વીર રસ—સ્વરૂપથી રક્ષિત ભુમિમાં તારો પ્રવેશ ! અહો ! એ તારા હૃદય બળની નિઃસીમતા ! યા તારા મોતની તત્પરતા ! ભૈરવે ક્રોધમાં જ કહ્યું.

"નહિં. નહિં ! દેવ ! અમારા ભાગ્યની વિચીત્રતા ! અમારી નિર્દોષ પરાયણતા !"

"મહાદેવ જેવા મહાન્‌દેવની આજ્ઞાનો અનાદર !"

"શાન્ત થાઓ દેવ! શાન્ત થાઓ! તેમની આજ્ઞાનો લોપ! એ અમ જેવાનો આડંબર ? અસંભવિત. પ્રભુ આ મારા નિર્દોષ પ્યારા બાળકો પ્રત્યેનો મારો માતૃ સ્નેહજ એમ કરવા તત્પર. પ્રભુનો અચિંત્ય અપરાધ થયો તેને માટે દેવની ક્ષમા યાચુછું."

"સ્વયંભુનો શાપ કદાપિ મિથ્યા થતો નથી."

"શાપની આવશ્યકતાનો વિચાર હવે રહેતો નથી."

"અહો દુષ્ટા ! તેનો નિર્ણય શું તારે હાથ ?"

"નહિં દેવ મારૂં શું ગજું ? મારા પ્રિય નિર્દોષ બાળકો સામી નજર કરો. જુઓ જુઓ! તેઓ તમારા અતિ ભયાનક ત્રાસથી ત્રાસિત થયાં છે. તેમના મુખ ઉપર ફરકતા સ્મિતનું સ્થાન, ભયે, લીધેલું છે. તમારાં રૌદ્ર સ્વરૂપની ભયંકર પ્રતિભા તેમના સર્વાંગો ઉપર પડવાથી તેઓ અત્રે ભયરૂપ બની ગયા છે."

"તારી આ આર્જવતાથી, ઓ અપરાધિની! હું મારા ધર્મથી ચળિત થઈ તને કદાપિ મુક્ત કરનાર નથી; મારા કર્તવ્યથી વિમુખ હું કદાપિ થનાર નથી જેઓ પોતાના ધર્મનો ત્યાગ કરે છે, જેઓ પોતાના સ્વામીનની આજ્ઞાનો ભંગ કરે છે તેઓ વિશ્વાસ ઘાતી ઠરેછે; કે જેઓ મહાપાપી મનાય છે. અબુધ ! તારા જેવી અપરાધિની પ્રત્યે ક્ષમા દૃષ્ટિ રાખવા જતાં મારી ઉપર વિપત્તીનું વાદળ તુટી પડવા સંભવ છે; તેમજ વળી એવી અયોગ્ય દયા દાખવવા જતા હું મારા ધર્મ, મારી ફરજથી વિમુખ થાઉં તેમ છે. તારી આ યાચનો સ્વિકાર મારાથી કદાપિ થઈ શકે તેમ નથી; તારા અપરાધની ક્ષમા કદાપિ અપાઇ શકે તેમ નથી, અભાગિની ચાલ સત્વર ! શિર ઝુકાવ ! મારી સામે આવ!"

દેવ ! દેવ ! શું ફરમાવ્યું ? આપના હૃદયનો આશય, આ અવસ્થામાં, આ ભયભીત પરિસ્થિતીમાં હું સમજી શકતી નથી, હું તમારે શરણુ છું; છતાં હે દેવ ! જે દુઃખ જોયું નથી ને ભોગવવાનું છે એમ માની સહજજ ગણી સહન કરીશું, પણ શરણાંગત પીડા પામે એ વાત અયોગ્ય છે એમજ કહી શકાય; તેમજ વળી નિર્દોષપણામાં કરેલાં પાપોનું કર્મ લાગતું નથી એમ સ્મૃતિકાર મનુંમહારાજ પણ કહે છે, એટલે આ રીતે પણ હું ક્ષમાપાત્ર ઠરૂં છું."

"મારા બોલવાનો આશય તારૂં સ્વાર્થાંધતામય હૃદય ભલે ન સમજી શકે. મારા મુખ ઉપરનો ભાવ તો તું સમજી શકે છે અને તું તારા ભવિષ્યને જાણી પણ શકે છે. ઘોર અપરાધિની ! મારે શરણ થવા કરતાં સ્વયંભુ શ્રીની આજ્ઞાને શરણ થા. હું તો આજ્ઞાધિન છું; અસમર્થ છું. વળી જે શીક્ષાને તેં તારી આંખે જોઇ નથી તેને ભોગવવાનું તું સહજજ કહે છે એજ તારો મિથ્યા પ્રલાપ છે; શીક્ષાનો સ્વાનુભવ થયે જ તું તેની ભયંકરતાને જાણીશ. ચાલ સત્વર આગળ થા. જરા પણ વિલંબન કરતાં મારી આજ્ઞાનું મુંગે મોઢે પાલનકર, નહિં તો કાલનું મૃત્યુ અત્રેજ આવી પડશે."

"દેવ ! દેવ ! રક્ષા કરો! આ ભૈરવના ભયથી કોઈ દયા મુર્તિ મને મુકત કરો ! મારાં નિર્દોષ બાલુડાંઓની દયાલાવો ! આવો ! આવો ! કોઈ અમને બચાવો! અમારી વ્હાર કરો."

"દુષ્ટા ! ચુપ કર ! તારી જીભને આગળ વધતી અટકાવ. અત્રે તારો બચાવ કરવા કોઈ પણ શક્તિવાંન નથી. મારા કૃતાંત્ત કાળ સરિખા ભયંકર પંઝામાંથી મુકત કરવા કોઈનું અભિમાન નથી. ચાલ આગળ થા." એમ કહી મહાન ઉગ્રકોપથી કોપાન્વિત થયેલો ભૈરવ યક્ષસુંદરી રત્નસુંદરીને ધકકો મારી આગળ કરે છે. કાળસ્વરૂપ જેવા કાળ ભૈરવના ધક્કાથી રત્નસુંદરી ભોંયપર જોરથી પછડાય છે. તેનાં બન્ને બાળકો આ દૃશ્યથી ત્રાસી ઉઠે છે. પોતાની માતાના આ દુઃખ અને આવા વિલાપને સાંભળી તે બન્ને બાળકો મુક્ત મુખે રૂદન કરે છે. જે સાંભળી અંદરના ભાગમાં બીરાજેલાં શિવસુંદરી મહાદેવી, તત્કાળ નિદ્રામાંથી જાગ્રત થાય છે અને તેમના કર્ણપટ ઉપર રૂદનનો ધ્વનિ અથડાય છે. યથાર્થ રીતે આ પ્રકારનું કારણ ન સમજી શકવાથી તેઓ જીજ્ઞાસુ હૃદયે ત્વરાથી બહાર આવે છે. પોતાનીજ ભુમિમાં ચાલી રહેલો આવો

ત્રાસ દાયક પ્રકાર તેમના સ્નેહાળુ હૃદયને ખેદ જનક ભાસવા લાગ્યો અને ભૈરવને તત્કાળ તેમ કરતાં અટકાવ્યો. "પ્રિયવત્સ! એવા ક્યા ઘોર અપરાધની શિક્ષા તું આ દેવસુંદરીને અને તેનાં બાળકોને કરી રહ્યો છે ?"

" મહાદેવી ! સ્વયંભુ શંકરના સમાધિ–સ્થાનની મર્યાદા દર્શક પ્રતિબંધક રેખામાં આ દુષ્ટાએ અને તેના બન્ને બાળકોએ સ્વછંદપણે પ્રવેશ કર્યો હોવાથી તેઓ શિક્ષાને પાત્ર ઠરી ચુક્યા છે."

"હે માતા ! હે ઉમા ! હે જગદંબા ! હે પાર્વતી ! મારી રક્ષા કરો. મર્યાદા દર્શક ભુમિરેખા પાસેજ આ મારા પ્રિય બાળકો તેમની અજ્ઞાનતામાં રમતાં હોવાથી, રમતના ધ્યાનમાં તેમનાથી રેખાનું ઉલ્લંઘન ન થાય તે માટે ત્વરાથી હું મારા પ્રિય બાળકોના રક્ષણાર્થે આવી પહોંચી; જ્યાં પહોચતાંજ તેઓ તે રેખા ભુમિમાં પ્રવેશ કરવાની અણિ ઉપર હતાં. ગભરાટમાંજ મેં તેમને પકડયાં, પણ દુર્ભાગ્ય યોગે રેખાનું ઉલ્લંઘન થઇ ચુક્યું હતું. હું અને મારાં પ્રિય બાળકો ભુમિમાં અદૃશ્ય થયાં અને આ સાક્ષાત કાળ મુર્તિના પાશમાં આવી ફસાયાં. મહાદેવી! ઉમયા! અમારી રક્ષા કરો!" રક્ષા કરો! એમ કહી દેવીના ચરણમાં રત્નસુંદરી પોતાના પ્રિય બાળકો સહિત આળોટી રૂદન કરવા લાગી.

" પુત્રી ! શાન્તથા. સ્વસ્થથા.

આશું ! પુત્રી ! તુજ મુખ બહુ આંસુથી ભિંજવેલાં ?
હું વિચારૂં સહજ કંઈ છું દર્દ તો કઇંજ છેના ?
આ સંસારે કંઈ ફીકર છે, કાંઈ તેને વિચારૂં,
રે રે! તેથી રૂદન કરવું આમ વાહલી ? પુત્રી ઘટેશું ? "

કલાપિ.

" માતા ! ધનપતિ કુબેરની રાણી જયદેવીની અમિદૃષ્ટિ આ તમારી અપરાધિની પુત્રી ઉપર કાંઇક સવિશેષ હોવાથી તેમના મનરંજનાર્થે વિશ્વકર્માયે અને વસંતદેવે સાથે મળી રચેલા પ્રમદવનમાંના તપનિય અશોકની દોહદ–પુર્તિ કરવા માટે રત્નાલંકાર રત્નમંજરી, મને સજાવી મોકલી હતી. પુર્તિકર્યા પશ્ચાત્ અચાનક રેવાભુમિ પાસે રમતાં મારાં પ્રિય આ બે બાળકોને મેં જોયાં અને ઉતાવળમાં ગભરાટથી દોડતાં મહાન્ અલભ્ય પ્રસાદ રૂપ રત્નાલંકારને રસ્તામાંજ ગુમાવ્યું; છતાં મારાં તે બાળકોના પ્રાણ રક્ષણના કાર્યમાં ત્વરિતગતિથી દોડતી આવી પહોંચી. કેવળ મારા તે બાળકોની રક્ષા માટેજ નહિ, કિંતુ જગતના સ્વામિનશ્રી શંકરના અપરાધ—ભય ખાતરજ મારા દેહનું ભાન ખોઇ હું ત્યાં આવી, પણ અરેરે ! દુર્દૈવ યોગે હું તેજ મહા પાપમાં પડી. દેવી ! દેવી ! હું નિર્દોષ છું. મારી રક્ષા કરો ! માતા હું અને મારા બાળકોપર દયા કરો. "

" સુભાગી દુહિતા ! સ્વયંભુ દેવે અતિ પ્રભાવશાળી પ્રસાદરૂપ રત્નાલંકાર રત્નમંજરી કે જે ધનપતિ કુબેરને તેમની શુદ્ધ સેવાના બદલામાં અર્પણ કર્યું હતું તે અલંકારની કૃપાને મેળવવા તું ભાગ્યવંત નિવડી ? "

" હા ! મહાદેવી ! અલંકાર સંપાદન સમયે સુભાગી પણ અત્રેતો દુર્ભાગી આ તમારી દુહિતા તેને ગુમાવવાથી દુઃખની અતિ ઊંડી ગર્તામાં ડુબી ગઇ છે. અહો ક્યાં છે તે બાગ અતિ રમણિય, વિલાસ વૈભવો અને ગંધર્વ કિન્નરાદિના ગાનતાનથી નિરંતર ગાજી રહેતા મણિશિખર મંડીત અલકાના મેહેલો ? અરે ક્યાં છે તે મારી ઉજ્વળ મૌક્તિક તેજ પ્રભા સમ દિવ્ય અંગધારી અપ્સરાઓ અને યક્ષ

સુંદરીયો ? અરે ક્યાં છે તે મારી અનેક સુખ સાધન સંપન્ન, મિષ્ટ મધુર હાસ્ય–સ્મિત ફરકાવતી અલકાભુમિ? અરે ક્યાં છે તે મારૂં નિરંતર શિતળતા અને દિવ્ય સુગંધ પ્રસરાવતું, આલોકને ઇંદ્રના નંદનવનનો સ્નેહ ભુલાવતું, પ્રત્યક્ષ પ્રકૃતિ દેવીને લજ્જા પમાડતું, લાઘવ્યતા પ્રાપ્ત કરાવતું, નૈસર્ગિક સૃષ્ટિ સૌન્દર્ય ? અરે ક્યાં છે તે મારા શિતળચંદ્ર કિરણોથી અહોનિશ શિત–અમૃત નિગાળતા દેવદુર્લભ દિવ્ય ચંદ્રકાન્ત મણિયોના ચકોવાળા અપ્સરાઓથી વસાગેલાઆકાશ મંડળની સ્પર્ધા કરનારા રમ્ય આવાસ ? અરે ક્યાં છે તે મારા દિવ્ય–પ્રાસાદિયોથી વિભુષીત, કંદર્પ મુર્તિ પુષ્પધન્વાને સૌન્દર્યતામાં નીચું જોવરાવનારા, અનેક પ્રકારના માધુર્યપુર્ણ રસભરિત, ભોગવિલાસથી પુર્ણ ગ્રાત, દિવ્યઆનંદો, દધિની પરિસીમાનું ભેદન કરનારા, સાગર પુત્રીશ્રી લક્ષ્મિ દેવીના હૃદય સ્નેહાનુરાગી સાક્ષાતશ્રી વિષ્ણુ ભગવાન સમયક્ષો, કિંન્નરો ગાંધર્વો અને વિદ્યાધરો ? અને ક્યાં છે તે મારા, સાગરના પોતાના અનંત રત્નોના સ્વામિત્વના ગર્વને તોડનારા ત્રૈલોક્યના ધનના ધનપતિ કુબેર ? અને ક્યાં આ તમારૂં શુન્યતાનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરાવતું શિવાલય ? અને ક્યાં આ તમારો પ્રણય—હૃદય રસ વિહીન, યક્ષસુંદરીયોના કુમળાં, પ્રણયભીંના હૃદયોને કુઠારરૂપ શબ્દોથી ચીરનારો, સાક્ષાત ક્રોધમુર્તિ, કૃતાત કાળસમ, કાળ—સ્વરૂપ કાળ ભૈરવ ? મહાદેવી ! મહાદેવી ! દયા કરો ! દયા કરો ! તે દિવ્ય પ્રભાવ શાળી રત્નાલંકાર રત્નમંજરી, અમ જોવાને છાજે ?"

"પ્રિય પુત્રી ! આ રીતે તું આક્રંદ કરી તારા સ્નેહમય હૃદયને ન વિદાર. તું મારી પ્રેમ પાત્રી છે; જે અલંકારને હુંજ ધારણ કરવા યોગ્ય હતી તેજ અલંકારને ધારણ કરવાની તારી યોગ્યતાજ તારૂં સર્વોત્કૃષ્ટપણું સાબીત કરે છે. તેજ રત્નાલંકારને ધારણ કરવારૂપ

શુભેચ્છ સમયજ, તારા ભાગ્યચક્રોની ઉન્નતિનો ઉદય છે. તેજ રત્નાલંકારના સ્પર્શાલિંગનથીજ તારો સર્વાભ્યુદય છે. રત્નાલંકારનો લોપ, તેજ સર્વ સુખોના સૂર્યનો અસ્ત છે; તારાથી દૂર, અદશ્ય, પૃથ્વી સમસ્ત છે. મહાદેવના શાપનો પ્રતિકાર કરવા સર્વ ત્રૈલોક્ય અસમર્થ છે. તેમની આજ્ઞાના અનાદરથી આ સકળ બ્રહ્માંડપણ ઉદ્ધ્વસ્ત છે. પુત્રી રત્નસુંદરી! મહાદેવનો શાપ મિથ્યા થશે નહિં; તેમજ મારી આજ્ઞાથી આ અમારા અનુચર કાળ ભૈરવથી, તને અને તારા પ્રિય બાળકોને કાંઇ પણ ઉપદ્રવ અત્ર પશ્ચાત થશે નહિં. શાપના અનુગ્રહમાં તારે એકલીએજ લોકાન્તર વેઠવું પડશે; કાંઇક હૃદય-વ્યથા પણ અનુભવવી પડશે; પણ તે સુયોગથી તારામાં દિવ્ય વિભુતીયો અને સિદ્ધીયો વાસ કરશે. તારૂં જીવન દેવાંગનાસમશ્રેષ્ટતા પ્રાપ્ત કરશે અને અંતે તું બ્રહ્માનંદમાં લીન થઇ લય પામશે. તારા પ્રિય બાળકો મારા પોતાનાંજ સંતાનો છે એમ માની હું તેમનું યથેચ્છ પાલન કરીશ, તેમની સર્વ પ્રસંગોમાં રક્ષા કરીશ, રે એટલુંજ નહિં પણ તે તારા સંતાનનીજ મહત્તાથી સર્વ મંગળ થવા સંભવ છે અને તેજ તારા સંતાનનો દિવ્ય પ્રભાવ પુર્ણ રત્નાલંકાર રત્નમંજરી ઉપર સર્વશ્રેષ્ઠ અધિકાર સ્થાપીશ. યક્ષનીદરી! નિર્ભય થા! અને સત્વર ઉઠ!" વળી મહાદેવી ઉમયા ભૈરવ પ્રત્યે હસિત મુદ્રાથી કહેવા લાગ્યાં; "પુત્ર! તું પણ શાન્ત થા! શ્રાપીતો હમેશાં અનુગ્રહને યોગ્ય છે તેમાંય વળી આ દેવ પ્રાસાદ-સ્વામિની મારી કૃપાને ઉપભોગ્ય છે. તું તારા સ્થાન પ્રત્યે સ્વસ્થતાથી ગમન કર." વળી રત્નસુંદરી પ્રત્યે ફરી મહાદેવી બોલ્યાં "પુત્રી રત્નસુંદરી! ચાલ આ શિવ પ્રાસાદમાં. અને ત્યાં વિશ્રાન્તિ લે, જેથી દુઃખનો ઉભરો શમી જતાં હૃદય ભાર વિરામતાં શાન્તિને પામીશ."

"મહદ શુભ! મહાદેવી! આ તમારી દુહિતા અને તેના બાળકો

પ્રત્યેનો તમારો આવો ભાવજ અમારૂં કલ્યાણ છે. તમોએ અહિં આવી આ રીતે અમારો ઉદ્ધાર ન કર્યો હોત તો ઘણુંજ અપ્રિય થવા સંભવ હતો. દેવી ! આપને કરવા યોગ્યજ આપે કર્યું છે. આપનો આશિર્વાદ પામી હવે હું ભાવિને આધિન થઇશ." આટલું બોલી યક્ષસુંદરી રત્નસુંદરી પોતાના પ્રિય સંતાનોને ઉદેશી બોલી કે "ચાલો મારા પ્રિય બાલુડાંઓ ! મહાદેવીની કૃપાનો આસ્વાદ લેવા આપણે ભાગ્યવંત નીવડયાં છીએ. તે દેવીની શિતળ કૃપા-છાયામાં રહી આનંદથી આપણે આપણા દિવસો નિર્ગમન કરીયે." એમ કહી બન્ને બાળકોના કરગ્રહી રત્નસુંદરી શિવાલયના ગર્ભભાગમાં મહાદેવી સાથે ચાલવા લાગી.

"અહો મહાદેવી ! મહાદેવી ! આપની દયા અપાર છે. શાપીત થએલાં અપરાધિયો પ્રત્યે પણ જ્યારે આવી કરૂણામયિ દ્દષ્ટિયે જુઓ છો ત્યારે નિરપરાધિયો પ્રત્યે કૃપા-પ્રવાહ રેલાવો તેમાં શું આશ્ચર્ય ? આથીજ આપ દ્દઢાગ્રહે પ્રેમપુર્વક ગ્રહણ કરેલું જગતના જીવોનું કલ્યાણવૃત, સંપુર્ણતાથી પાલન કરો છો એમ સમજાય છે." આ પ્રમાણે કાળભૈરવ આત્મગત્ વિચાર કરવા લાગ્યો.

"પ્રિય પાઠકો ! રત્નસુંદરી અને તેનાં બન્ને બાળકો શાન્ત મુખમુદ્રાયે મહાદેવીની પાછળ પાછળ જતાં તેમના આવાસમા આવી પહોચ્યાં. આ આવાસમાં જ્યાં ત્યાં રૂદ્રાક્ષની માળાઓ, વિભુતિની ગોટીયો અને વ્યાઘ્ર ચર્મોના આસનો બીછાવેલાં નજરે આવતાં હતાં ત્રૈલોકયમાં અસ્તિત્વ ધરાવતા સર્વ વૈભવો અને ઐશ્વર્યને સંપાદન કરવા સમર્થ છતાં સ્વયંભુ શંભુ, તે સર્વથી વિરકત રહીને, આરીતે સંસારના અસારપણાનો ઉપદેશ આપતા હતા. કામીયોના કામને, ભોગીયોના ભોગને સંપત્તિશાળીની સંપત્તિયોને, વિલાસીયોના વિલાસને ત્યાગ કરાવવા,

પોતાના અનુપમ દૃષ્ટાંતથી સત્ય માર્ગમાં દોરી રહ્યા હતા. અલ્પ અને તુચ્છ જીવનની લાલસાવાળા પ્રાણિયોને પોતાના અખંડ સમાધિ યોગથી, બ્રહ્માનંદ–રસ પ્રાપ્તિરૂપ જીવનની સાફલ્યતાનો સત્ય માર્ગ દર્શાવી રહ્યા હતા. બ્રહ્માંડમાં અસ્તિત્વ ધરાવતા સર્વ વિલાસ—સાધનોની અનિત્યતા સાબીત કરી પૃથિવીના પ્રલય સમયની આખરની શુન્યતા બતાવી રહ્યા હતા. સર્વ વૈભવોને પ્રજાળી, ભસ્મ કરી, તે પોતાના અંગને તેની ભસ્મથી લેપન કરતા હતા. અગ્નિદેવ જે પ્રકારે સર્વે કામ વિષે ઉત્પન્ન થઈ જુદાં જુદાં અભિધાન અને સ્વરૂપ ધારણ કરે છે, છતાં ઉપાધિયોથી પર રહી, પોતાના રૂપમાં તટસ્થતા બતાવે છે. પ્રભાકર પ્રાણિ માત્રને જાગૃત કર્યા છતાં મનુષ્યની સત્યાસત્યનો નિર્ણય કરતી દૃષ્ટિથી સ્પૃષ્ટ રહે છે, તેવીજ રીતે ચોદલોક વિશે અચળ નામ રૂપાત્મક ઉપાધિ છે, જેમાં કેવળ એકજ અંતર્યામી પરમાત્મા, ઉપાધિ ધર્મથી સ્પૃષ્ટ છતાં સદા અસ્પૃષ્ટ રહેલા છે એ સિદ્ધાંતનું અહોનિશ પ્રતિપાદન કરતા હતા. ન્યાયદર્શનીયોની પરમાણુઓની પ્રબળતા, મિમાંસકોની કર્મની પ્રબળતા, સાંખ્યના ઉપદેશકોનું પ્રકૃતિનું પ્રાધાન્ય પણું, વૈશેષિકોનું સમયનું બળવતરપણું, યોગના ઉપદેશકોની પુરૂષાર્થની પ્રબળતા અને વેદાંતિયોની બ્રહ્મ વિના અશકયતા, આ સર્વે ભિન્ન ભિન્ન શાસ્ત્રકારોના મતોને સૃષ્ટિના ઉત્પત્તિ કારણરૂપ બતાવી તે તે સર્વ શાસ્ત્રકારોએ જેજે પ્રતિપાદન કરેલું છે તેમાં કિંચીત પણ વિરોધ ભાવ દર્શાવતા નહોતા. આવા પરમ ધામ સ્વરૂપ યોગેશ્વર શિવજીની વિભુતિ મહાદેવી પોતાના આવાસમાં રત્નસુંદરીને લઇ આવી પહોંચ્યાં. ત્યાં પડેલા એકાદ આસન ઉપર વિરાજવા અંગુલિનિર્દેષથી બનાવી, પોતે પણ એક આસન ઉપર વિરાજીત થયાં. મહાન યોગી શંકરના શાપનો ભયભીત વિચાર અત્રે તો શ્રી મહાદેવીની હસ્તિથી પલાયન કરી ગયો હતો, તોપણ થોડીજ પળ

પુર્વેની પોતાની સ્થિતિ તે સર્વથા વિસરી ગઈ નહોતી. ગંભિર મુખાકૃતિજ આ સર્વ બતાવી રહી હતી. કેટલીકવાર સુધી તો આ રીતે ત્યાં મૌનતાનો પ્રસાર રહ્યો, પણ આ નિઃશબ્દતા હાનિકારક જણાવાથી શ્રીમહાદેવીયે નિરવતાનો ભંગ કરતાં પ્રશ્ન કર્યો કે "પુત્રી! આ પ્રકારની ચિંતા તું તારી અજ્ઞાનતાથીજ કર્યા કરે છે. વિધિથી નિર્માયેલું સર્વ, પ્રાણિ માત્રને ઇચ્છાયે કે અનિચ્છાયે, ભોગવ્યા વિના છુટકોજ નથી. હવે તું તારી સર્વ વૃત્તિયોનો ચિત્ત શાન્તિ અર્થે અવરોધ કર્ય. પણ પ્રાણ સંયમ વિના વૃત્તિયોનો અવરોધ અશકય છે તે ધ્યાનમાં રાખજે. ચિત્તના ઉપશમ શિવાય સર્વ બંધન રૂપ છે."

"મહાદેવી! આપના ઉપદેશાનુસાર હવે એજ પ્રયત્નમાં પ્રવૃત થઈશ. માતા! હું પ્રારબ્ધ અને પુરૂષાર્થને એકજ માનુંછું. જગતના સર્વ પ્રાણિયો પુર્વના પુરૂષાર્થને દૈવ તરીકે માને છે અને કૃતિમાન પુરૂષાર્થ, પુરૂષાર્થના નામેજ ઓળખાય છે. પુર્વકૃત પુરૂષાર્થ (નસીબ) જો શક્તિવાન હોય છે તો કૃતિમાન પુરૂષાર્થ અનેક પ્રકારે કર્યા છતાં આરોગ્યતાને પ્રાપ્ત કરી શકતું નથી; પુર્વ પુરૂષાર્થથી આરોગ્ય શરીર, થોડાજ કૃતિમાન પુરૂષાર્થે કરી હષ્ટ પુષ્ટ કરી શકાય છે; તે તે પ્રાણિયો કેવળ દૈવનીજ બળવત્તરતા સમજે છે, પુરૂષાર્થ નથી, પરંતુ જ્ઞાનીઓ જ જાણે છે કે દૈવ એ કોઇ બીજી વસ્તુ નથી પણ એજ પુર્વકૃત પુરૂષાર્થનું પરિણામ છે અને એજ દૈવ યા પ્રારબ્ધ આદિ મનાય છે" રત્નસુંદરીયે શાન્ત ચિત્તે કહ્યું.

"ધન્ય છે રત્નસુંદરી! આટલે દરજ્જે જ્યારે તું તારા હૃદયમાં જાણે છે તો હવે મહાદેવનો શાપ તને જરા પણ ત્રાસ દાયક નથી. અહિં કેટલાક દિવસ આનંદમાં નિર્ગમન કર્યાબાદ શંકરની આજ્ઞાનો સ્વીકાર કરી પ્રભુના સ્થાનમાં ચિત્તવૃત્તિને યોજ્જે. પુત્રી! ભુત, ભવિષ્ય

અને વર્તમાન તેજ પરમ સ્વરૂપના જુદાં જુદાં રૂપકોજ છે. તેમનાં જ્ઞાન સાગરમાં સર્વ વસ્તુઓ અને પ્રાણિયો જળતરંગ અને નાના મોજા જેવા છે; ત્યાં સંસારીક ભોગવિલાસની ચિંતા છેજ નહિં. પુત્રી! આ સર્વજ્ઞાન, તું તારી સુક્ષ્મ દિવ્ય દૃષ્ટિવડે મેળવી શકીશ અને તે દિવ્ય દૃષ્ટિ મેળવવા માટે તારે આ ઇંદ્રિયજન્ય જગતનો મોહ તજી-દેવો જોઇએ. "त्यागादमृतमश्नुते" એ મહાવાક્ય અનુસાર "ત્યાગથીજ સર્વસ્વ મળે છે" વર્તવું. સર્વ ભય, ચિંતા, ઉદ્વેગ, ભ્રમ, માનસિક વ્યથા વિગેરેનો ત્યાગ કરવો એજ ખરો ત્યાગ છે. કર્મ રહિત રહેવાથી આપણી જવાબદારી નાશ પામે છે; સર્વ કાંઇ બાજુએ મુકીને તારા આત્માનોજ વિચાર કર્ય; અને તેમ કરવાથીજ આ શાપ તારા આત્માને સ્પર્શ કરી શકશે નહિં. રત્નસુંદરી! તારા જીવનના જુદા જુદા વ્યવસાય અને શારીરિક તથા માનસિક શક્તિના અન્ય પ્રકારે થતા વ્યયથી બાહ્ય ઉપાધિયોની ખેંચતાણમાં તું સદા તારા મનને રોકીશ તો મૃત્યુજ છે."

"દેવી! આપશ્રીનું આ સર્વ કહેવું હું શિરસાવંદ્ય ગણું છું. પરંતુ કર્મોનો ત્યાગ શી રીતે કરી શકાય?"

"પુત્રી! રત્નસુંદરી! અવિશ્રાંત, કષ્ટમય કર્મ કર્યા પશ્ચાત્ આરામ મળે એવી ટેવ પાડવાની મારી તને ભલામણ છે. ત્યાગની સ્થિર ભુમિ ઉપર રહે; એ અનુકુળ ભુમિકાપર સ્થિર થતાંજ, કોઇ પણ કર્મમાં તું બધો સમય ગાળી શકીશ. કર્મ કરતાં વચ્ચે જો સમય મળે તો, સ્વાત્મા અને પરમાત્માજ સત્ય છે અને આ દેહાદિ સર્વ પદાર્થો નાશવંત છે, એવો વિચાર કર્યા કરજે. તું સાક્ષીરૂપ છે; પરિણામ અથવા ફળની સાથે તારે કાંઇ લેવા દેવા નથી એવો સંયમ કરી તારા નેત્રોને બંધ કર; સર્વ ગાત્રોને શિથીલ થવા દે, દેહને સ્વસ્થ

અને શાન્ત પડવા દે અને મનમાંથી સર્વ વિચારોને દુર કર; જે પ્રમાણમાં આ સર્વ તું કરી શકીશ તે પ્રમાણમાં તું આ સર્વ પરમાત્મ જ્ઞાન મેળવવા શક્તિમાન થઇશ."

પ્રિય પાઠકો ! આ પ્રમાણે મહાદેવી ઉમયાએ રત્નસુંદરીને પરમાત્મ જ્ઞાનનો અનુપમ ઉપદેશ આપી તેના હૃદયના દુઃખ ભારને દુર કરી પુર્ણ શાંન્તી આપી હતી. રત્નસુંદરી પણ પોતાના પર આવી પડેલા કષ્ટનો નિયોગ, આ રીતે પ્રાપ્ત કરી સ્વસ્થ થઇ હતી. જે જ્ઞાનથી મહર્ષિયો પરમાત્માને પામી, આ સકળ સંસારના બંધનોનો ત્યાગ કરી, જગતમાં વાસ કરી રહ્યા હતા, તેમના મુખ્ય આદિ ગુરૂશ્રી શિવજીની અર્ધાંગના મહાદેવી પાર્વતીના સમયોચિત્ત શાન્તિ ઉપચાર વડે, રત્નસુંદરી કેવળ શાપનાજ ભયથી નહિં પણ અન્ય સર્વ પ્રકારના કલેશાદિથી મુક્ત થવા સમર્થ થઈ હતી. જગતના કોઇ પણ દુઃખરૂપી ઝંઝાવાતના આઘાતને સહન કરવા તત્પર થએલી રત્નસુંદરી શ્રીશંકરના શાપને ભોગવવા સમયની પ્રતિક્ષા કરતી ત્યાંજ સ્થિતી કરી રહી હતી; વળી આ રત્નસમ બાળકોના કર્ણપુટમાં આ ઉપદેશામૃતના બીજનો સંચાર પણ થઇ ચુકયો હતો, પણ તેઓ કેવળ શિશુ હોવાથી અત્રે તે જ્ઞાનની તેમને તદ્દન આવકયતા નહોતી પણ સમય પરત્વે તે બીજમાંથી અંકુર ફુટવા સંભવ હતોજ. અસ્તુઃ

" પ્રિય પુત્રી રત્નસુંદરી હવે શાપના દુઃખને સહન કરવા શક્તિવાન થએલી છે તેમજ અતિ દિવ્યપ્રભાવશાળી રત્નાલંકાર રત્નમંજરી, પોતાના પ્રભાવ વડે અનેક વ્યક્તિયોને ન સહન કરી શકાય એવાં દુઃખોથી દુઃખીત કરવાના નિમીત્તરૂપ હોવાથી, મહાદેવીને આ સર્વ વ્યક્તિયો પ્રત્યે ઘણીજ દયા ઉત્પન્ન થઈ અને પ્રેરણા થતાંજ આ સર્વ જાળને સત્વર કાપવા દૃઢ સંકલ્પ કર્યો; જે મહાદેવીની ફક્ત અંતઃકરણ

ની કલ્પના માત્રથીજ ઉત્પત્તિ, સ્થિતી અને લય થઈ શક્તો હતો, અને જેની શક્તિ સર્વ દિશાઓમાં ગતિ કરી શકતી હતી તે મહાદેવીનું અંતઃકરણ સ્ફૂરણ પામતાંજ કાર્યની પુર્તિ થવા સંભવ હતો, પરંતુ નિમીત્તોનો વિચારજ અવરોધ રૂપ હતો. આવી દિગન્ત વ્યાપી શક્તિ-શાળી દેવીની પ્રેરણાથીજ એક યોગિન્દ્રનું સ્વરૂપ ઉપસ્થિત થયું. મહા-દેવીની આજ્ઞાને શિરોધાર્ય ગણી સર્વ કર્મોમાં વિચરનાર, આ મહાપુરૂષ ઉત્પન્ન થતાંજ પ્રણામ કરી દેવી સમિપ હાથ જોડી ઉભો રહ્યો. મહા-દેવીના સર્વ આદેશોની તૃપ્તિ કરનાર આ મહાયોગી સંસારથી વિરક્ત છતાં જગદ્ગુરૂ-પત્નિનો આ રીતે આશીર્વાદ પામવા તત્પર થયો. દેવી ઉમયાએ અત્યંત પ્રસંન્ન વદને આ યોગિન્દ્ર તરફ નજર કરી બોલ્યાં "હે પુત્ર! મહાદેવના શાપથી શાપીત થયેલી, મારા મંદિરમાં આ-વાસ કરી રહેલી, તે સ્ત્રીને પાતાળના અનંત ભાગમાં મુકી આવ. તે મારી અત્યંત પ્રિય અને કૃપા પાત્ર છે. કોઈ એક કર્મયોગે તે આવી દુઃખદ સ્થિતીમાં આવી પડેલી છે અને તેની આ સ્થિતીમાં પણ તેનું રક્ષણ કરવું એ અત્યંત આવશ્યક છે; કેમકે તે એક વખતની અમારી કૃપા-પ્રસાદીની યોગ્યતાને પામેલી છે, તેમજ વળી ત્રિલોચનની ઇચ્છા પણ તેને પોતાના સ્વરૂપમાં લય કરવાની થયેલી છે; તેના આ અધિ-કાર પ્રાપ્તીના યોગે, તે પોતાનો ઉદ્ધાર કરી સર્વને શાન્તિ પમાડનાર નિમીત્તરૂપ થઇ શાપ ભાગીની બની અંતમાં પ્રાસાદ-સંપન્ન શ્રેષ્ટતા પામશે. નાગલોકના ત્રાસથી તેના ચિત્ત સંયમની કસોટી થશે. પોતાના પ્રિય બાળકોના વિયોગથી જગતપરના તેના મોહની પણ કસોટી થશે. આ રીતે જો અંતમાં શુદ્ધ કાંચન સ્વરૂપે પ્રકાશશે, તો તે પોતાના આ-ત્માનું તેમજ પોતાના પ્રિય સંતાનોનું ઘણું પ્રિય કરી શકશે. ઇંદ્રિય નિગ્રહથી પોતે દૈવી શક્તિયોને પ્રાપ્ત કરશે અને અંતે પરમાત્મમાં

લીન થશે. તેનો આવા પ્રકારે અભ્યુદય થવા નિર્માણ છે અને તેના નિમીત્ત ભાગી તમે છો; તો હવે કોઈ પણ પ્રકારનો વિલંબ ન કરતાં પરમાત્માની ઇચ્છાને આધિન થાઓ; એજ મારી આજ્ઞા છે."

"જય ! જય ! માતુશ્રી ! પ્રભુની ઇચ્છાને આ સર્વ જગત આધિન છે તો હું પણ છુંજ" એમ કહેવું મિથ્યા નથી. યક્ષસુંદરીને નાગલોકના પંથે ચઢાવી હું મારા સ્થાન પ્રત્યે ચાલ્યો જઇશ." યોગિન્દ્રે કહ્યું.

"તથાસ્તુ" એમ કહી પ્રાસાદ માગનો ભાગમાં જઇ મહાદેવી રત્નસુંદરીનો કર ગ્રહણ કરી તે યોગિન્દ્રની સમિપ આવી પહોચ્યાં. પોતાના પ્રિય સંતાનો આ સમયે સાથેજ હતાં. "પુત્રી રત્નસુંદરી ! આ યોગીરાજની કૃપાને પામી તું તારા ભાવી ભવિષ્યમાં પરમાત્મ સ્વરૂપથી પ્રકાશવંત થા. તે સત્ય માર્ગનું ગ્રહણ કરતાંજ તું સર્વ પ્રકારે સુખી થઇશ. તે અભ્યુદય–માર્ગનો પંથ આ યોગિન્દ્ર બતાવશે. તું તે પંથમાં શાન્ત ચિત્તે સ્વસ્થતાથી પ્રવર્તજે; તારા આત્માનું કલ્યાણ કરજે."

મહાદેવીના આ અનુપમ અનુગ્રહને, દ્રવીત હૃદયે પામતી, રત્નસુંદરી આભારદર્શિ મુદ્રાથી દેવીના પરમપુનિત ચરણ કમળમાં સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી આશાભરિત હૃદયે પોતાના પ્રિય સંતાનોને લેઇ યોગિન્દ્રની સાથે ચાલવા લાગી. શિવ–પ્રાસાદની બહાર નિકળતાંજ રત્નસુંદરીને મહાદેવના શાપનો વિચાર હૃદયમાં સ્ફૂરી આવ્યો. પોતાના દોષો પ્રત્યે સામુ ન જોતા, સમદષ્ટિ રાખી પોતાનો સત્વર ઉદ્ધાર કરવા શ્રી શિવજીને વિનવવા લાગી.

"જોશો નહિં કદિ પ્રભુ મુજ દોષ સામું,
સમદષ્ટિ નામ સહુકો વદતાં તમારૂં;
ઇચ્છોજ માત્ર કદિ નાથ ! તમે મને તો,
ઉદ્ધારશો પતિતને પ્રભુ ! ફકત સ્પર્શે.

દુર્ગંધી છેક જળ ખાડ મહિંનું કોઇ,
અત્યંત નિર્મળ કદિ યમુના તણુંવા;
ગંગા તણા પુનિત વ્હેણુ મહિં મળીને,
બન્ને સમાન બનતા જન પાપ ધોવા.
કો લોહ મુર્તિ બની મંદિરમાં પુજાયે,
કે, તેજ લોહ તણી ખાટકી હસ્ત છુરી;
સ્પર્શે કદિ પરંતુ પારસ એમને જો,
થાયે સુવર્ણ નક્કી તેજ ક્ષણે સમાન;
જોતા ન તેમ પ્રભુ કદિ મુજ દોષ સામું,
સમદષ્ટિનામ સૌ કોઇ કહે તમારૂં. "

સ. સા. કા.

" હે કૈલાસ પતિ ! હે ત્રિલોચન મુર્તિ ! હે સર્વ શક્તિવાન પ્રભો ! હે સર્વ બ્રહ્માંડના ચાલક ! હે પરમાત્મા—સ્વરૂપ ! હે જગદાધાર વિભુ ! મારી તથા મારા સંતાનો પ્રત્યે તમારી કૃપા દષ્ટિયે કરી જુઓ. "

" અહો ! રત્નસુંદરી ! રત્નસુંદરી ! તું ખરેજ તે જગદ્વંદનિય વિશ્વનાથમાં ગતિ કરી રહી છે. તારા જેવી આદર્શ અબળા અદ્યાપિ પર્યંત મારા જોવામાં આવી નથી. ખચિત્ તું સર્વ વિભુતીયોના પ્રસાદને પામી આ જગતમાં પ્રકાશવંત થઇશ. કલ્યાણિન્ ! નમસ્કાર ! " યોગિન્દ્ર બોલ્યા.

" આપનો આ આશીર્વાદ સફળતા પામો એજ મારી અંતિમ ઇચ્છા છે. નમસ્કાર કરવાયોગ્ય તો આપુજ હતા, કિંતુ તેથી હું મારા અભ્યુદય દર્શનને પામીશું, અને આ રીતે મારી અયોગ્યતા છતાં સર્વ

પ્રકારે મારી યોગ્યતાને સંપુર્ણ કરનાર પ્રત્યે સ્નેહભાવ ભરિત આભાર-મુખ મુદ્રાએ આપને નમસ્કાર કરૂંછું. દેવ! મારા અભ્યુદયનો માર્ગ બતાવો. મારા કલ્યાણ–નિમીત્ત સ્વરૂપ! આ તમારી રંક પુત્રીને યોગ્ય ઉપદેશ આપો."

"પુત્રી! ઉપદેશની ઉપયોગીતા હવે તને રહીજ નથી. તારૂં આ નિષ્કામ નિર્મળ હૃદય, હવે ઉપદેશ ગ્રહણ કરવા જેવું નથી. છલાછલ જળથી ભરેલા કુંભમાં એક બિંદુ પણ સમાવું જેમ અશક્ય છે તેમ તારા ભરપુર હૃદયમાં ઉપદેશનું બિંદુ પણ સમાવું હવે અશક્ય છે. જેટલું જરૂરનું હતું તેટલું તેં પ્રાપ્ત કર્યું છે, વિશેષ કાંઈ છેજ નહિં. પુત્રી! હવે તારાં નેત્રાને બંધકર, જગતના મોહને તારા હૃદયથી દુરકર. મોહાવરણના પડદાને ચિત્ત સંયમરૂપ વજ્ર પ્રહારથી છિન્ન ભિન્ન કરી નાંખ; અને એકાગ્ર મનથી પરમાત્મામાં તારી ચિત્તવૃત્તિને જોડીદે. હૃદયમાં આત્મજ્યોતિ પ્રગટાવી અજ્ઞાનરૂપ અંધકારને દુરકર; અને તારા ઇપ્સિત સત્યમાર્ગમાં પ્રયાણ કરીજા. ૐ જય સચ્ચિદાનંદ!"

પ્રિયપાઠક! યોગિન્દ્રના કહેવા પ્રમાણે રત્નસુંદરી ચિત્તને સ્થિરકરી, જગતના મોહ માત્રને ઉતારી, પરમાત્મમાં લીન થઈ, પોતાના નેત્રાને મીંચતાંજ, શ્રી શિવજીના શાપ–ચમત્કારથી અનન્ત પાતાળમાં ઉતરી જતાં ત્યાંથી અદૃશ્ય થઈ અને ત્યાં યોગિન્દ્રના પ્રભાવથી તેના જેવી એક કાષ્ટની મુર્તિ ઉપસ્થિત થઇ, આ વખતે રત્નસુંદરીના બન્ને સંતાનો થોડેક દુર હોવાથી આ દૃશ્યના ભેદને તેઓ જાણી શક્યા નહિં. જીવતી, જાગતી, હાલતી, ચાલતી, બોલતી પોતાની પ્રિય માતાના બદલે ઉપસ્થિત થએલી આ કાષ્ટ પ્રતિમા પ્રત્યે તેઓ આશ્ચર્યતાથી નિહાળી રહ્યાં, યોગિન્દ્રના પ્રભાવથી સર્વથા અજાણ આ છોકરાંઓ યોગિન્દ્ર પ્રત્યે કાંઇક પ્રશ્ન પુછવા તત્પર થયાં તે દર્મિયાન યોગિન્દ્રજ

 બોલી ઉઠયા. " અરે બાળકો! તમો હવે તમારી માતાના સ્નેહભર્યાં મુખડાનું ફરી દર્શન કરવા અસમર્થ છો કેમકે તે પ્રભુમાં લીન થઈ ગઇ છે."

" એટલે? યોગિન્દ્ર પ્રભુ! અમારી માતા કયાં ગઇ?"

" મારાં પ્રિય બાલુડાંઓ તે પોતાના આત્મકલ્યાણાર્થે પ્રયાણ કરી ગઈ છે."

" કયાં? અને ક્યારે!"

" પ્રભુ પ્રસાદ-રૂપ બાળકો! તે મૃત્યુ પામી છે. જુંઓ! જુઓ! તેને દેહ કાષ્ટવત્ થઇ ગયો છે અને હવેતે આ સંસારમાં નિરૂપયોગી છે, તો તેનો અગ્નિસંસ્કાર કરવો આવશ્યક છે."

" યોગિન્દ્ર! ફરી ક્યારે દર્શન થશે?"

" પ્રભુની ઇચ્છા હશે ત્યારે, હમણાં તો નહિંજ."

" તો તેનું મૃત્યુ પણ તે પ્રભુની ઇચ્છાનેજ લઇને થયું હશે?"

" નિઃસંશય! તેની ઇચ્છા વિના કોઇપણ કાર્ય ઉદ્ભવતું નથી."

" આવા ક્રુરતાભર્યા કાર્યના કર્તા શું પ્રભુ હોઈ શકે ખરા?"

" કર્માનુસાર સર્વ બને છે."

" તો તેવાં કર્મ પણ પ્રભુ પ્રેરણાથીજ થયાં હશે." યોગિન્દ્ર! આ કેવી વિચિત્રતા!

" ત્યાં આપણી ગતિ અશકય છે."

" ત્યારે હવે?"

" તમારૂં કલ્યાણ થાઓ. તમારી માતાના મૃતદેહને અગ્નિસંસ્કાર કરૂં છું."

" અમારી માતાનો આત્મા તેના દેહમંદિરમાંથી પ્રયાણ કરીગયો છે. હવે અમોને કાંઇજ નથી. જગતમાં આખરની શુન્યતા આવાજ

પ્રકારની છે પણ માતૃવાત્સલ્યનો પ્રેમ ન ભુલાય તેવો છે, તે પણ સમયના વહન ભુલાશે. યોગિન્દ્ર ! યથોચિત કરો. અમો એમાં કાંઈજ સમજી શકતાં નથી."

"મૃતદેહોનો અગ્નિસંસ્કાર કરવો આવશ્યક છે અને તે હું કરૂંછું." એમ કહી યોગિન્દ્રે પોતાની યોગવિદ્યાના પ્રભાવ વડે અગ્નિ ઉત્પન્ન કરી કાષ્ટમુર્તિને ક્ષણમાં બાળી ભસ્મકરી નાંખી અને યોગિન્દ્ર, તે નાના બાળકોને, તે સર્વના રક્ષણકર્તા પ્રભુને સોંપી ત્યાંજ અંતરધ્યાન થઈ.

"અરે ! અરે ! ભાઈ જયંત ! જો જોતો ! યોગિન્દ્ર કયાં ગયા !"

"બ્હેન મંજરી ! તેઓ અહિંજ ઉભા હતા."

"જયંત ! જયંત ! માતા પણ મરણ પામી ! યોગિન્દ્ર પણ અદૃશ્ય થયા. તેમજ વળી આ ભુમિપણ કેવળ અપરિચીત છે. આપણી અલકાતો આ નજ હોય ! કયાં તે નગરીનું વિશ્વવ્યાપક સૌન્દર્ય ! અને કયાં આ જનશુન્ય ભયંકર પાર્વતિય પ્રદેશ ! સર્વ આપ્તજનોના સુખથી વિમુખ થઇ હવે આપણે અહિં કયાં રહીશું !"

પ્રિય પાઠક ! આસપાસ નજર કરી જોતાં કાળા પત્થરોના ભયંકર પર્વતો આવેલા આ ભાઈ બ્હેનને માલુમ પડયા. સર્વત્ર ભયંકરતા શુન્યતા જે પહેલાં ભાસતી હતી તે પોતાની માતાના તેમજ યોગિન્દ્રના અદૃશ્ય થવાથી લક્ષાવધિ વૃદ્ધિ પામી; અને નયનમાંથી અશ્રુનો વર્ષાદ વરસાવવા લાગ્યાં પણ તેમના અશ્રુને લુછનાર પ્રભુ શિવાય અન્ય કોઇ ત્યાં ઉપસ્થિત નહોતુ અને પછી તે કેમ થયું તે તમને સર્વ પ્રકારે સુવિદિત છે.

# પ્રકરણ ૧૪ મું.

## મણિમેહલમાં મકરન્દ.

સરોવરની પાળ ઉપર રત્નાલંકાર રત્નમંજરીને કરસંપુટમાં રાખી આનંદથી ફરતાં ફરતાં, અચાનક હંસશિશુના અથડાવાથી, રત્નમંજરી, દુર્ભાગ્ય યોગે હાથમાંથી ઉછળી સરોવરના પગથીયાં ઉપર ગબડતું ગબડતું જળમાં પડયું તેને લેવા ગભરાટમાં દેવી ચિત્રલેખા સરોવરના સોપાન ઉતરતાં પગ લપસી જવાથી જળમાં પડી અને ત્યાંથી રાક્ષસ ધુમ્રવાને પકડી પોતાના મણિમેહલમાં નજરકેદ રાખેલી છે એ તમોને વિદિત છે. વિદ્યાધરરાજ અમરનાથની પતિદેવી ચિત્રલેખાની શોધમાં નીકળેલા તેના બંધુનો અનાયાસે તેજ શત્રુ રાક્ષસ ધુમ્રવાન સાથે મેળાપ થયો અને તેના વચન પ્રમાણે તે તરૂણ કુમાર પાર્વતિય પ્રદેશમાં પોતાના અશ્વને અતિવેગથી દોડાવતો તે ગુફાના દ્વાર સુધી જઈ પહોંચ્યો. આ જગ્યાએ આવી પહોંચતાંજ પોતાના અશ્વને એક ઝાડ સાથે બાંધી ગુહામાં પ્રવેશ કરવા જતાં અદશ્ય રીતે દ્વાર બંધ થઈ ગયું અને મહાત્માના વચન પ્રમાણે સમયની રાહજોતો પાસેજ પડેલી શિલાતલ ઉપર યોગનિદ્રામાં પડયો હતો. સમયના આવા બારીકમાં બારીક પ્રસંગમાં પણ પોતાની થએલી આ અવસ્થાનું આપણા તરૂણ કુમારને યત્કિંચીત્ પણ ભાન નહોતું. તેમજ તે કટાકટીના પ્રસંગનું ભયંકર પરિણામ પણ શું આવશે તેનો પણ તે ખ્યાલ કરીશકતો નહોતો. યોગિન્દ્રના પ્રભાવ-પુર્ણ વચનથી અને ગુહાપ્રવેશના કરેલા તેના મનથી અયોગ્ય અટકાવનું રહસ્ય પણ આ તરૂણકુમાર સમજી શક્યો નહોતો. પોતાની આવી થયેલી કઢંગી અવસ્થા, અંતમાં સુખરૂપ થશે વા

દુઃખરૂપ, તેનું કાંઇપણ નિશ્ચયાત્મક પરિણામ તેના હૃદયમાં ન થયેલું હોવાથી તે ભગ્ન હૃદયે શિલાતલ ઉપર પડયો હતો. તરૂણ કુમારની, ગુહામાં પ્રવેશ કરી દેવી ચિત્રલેખાની ભાળ કાઢવાની સંપુર્ણ મરજી છતાં પોતે આવી રીતે પોતાના પ્રયત્નમાં પ્રવૃત થતો અટકયો તે વિશે તેના હૃદયમાં અત્યંત ગ્લાનિ ઉદ્ભવી હતી. ઇચ્છાએ કે અનિચ્છાયે યોગિન્દ્રની આજ્ઞાને અનુસરવું પડયું, એજ તેના હૃદયને તિરસ્કાર યોગ્ય હતું એમ તે સમજતો હતો; પણ અનેકાનેક જોખમોને ઉઠાવતા છતાં-યે જો નાસિપાસ થવાનો વખત આવે ત્યારે તે દુઃખ તેને મૃતઃપ્રાય સમાન હતું. ગમે તેમ હો, પણ તરૂણ કુમાર તે ભયંકર ગુહામાં પ્રવેશ કરતો અટકી શિલાતલ ઉપર, યોગિન્દ્રે મુકેલી યોગનિંદ્રામાં પોઢી ગયો હતો. સમય પણ અનિશ્ચીત હોવાથી તેને ક્યારે જાગૃત થવાનું છે તે પણ કહી શકાય તેમ નહોતું. આ સર્વે બાબતો યોગિન્દ્રની ઇચ્છાયેજ અવલંબી રહેલી હતી અને તેજ તેના હિતમાં કલ્યાણ–પ્રદ હતી. ઇશ્વરી પ્રેરણાથીજ યોગિન્દ્ર આપણા તરૂણ કુમારની રક્ષા કરવા ઉપસ્થિત થયા હતા અને વળી તે વિશ્વનિયંતાની પ્રેરણાથીજ તરૂણે ઉઠાવેલા ભયંકર કાર્યની સફળતા કરાવવા સારૂ મદદ કરી રહ્યા હતા પણ સર્વ સમયસર થાય તેજ યોગ્ય હોવાથી સમયની રાહ જોઇ રહ્યા હતા. આ સમય આવી પહોંચતાંજ યોગિંદ્રે પોતાના યોગબળથી યોગનિ-દ્રાનું શમન કરવા માંડયું. ક્રમે ક્રમે તે જાગૃતાવસ્થામાં આવવા લાગ્યો. નેત્રને સહજ ઉઘાડી જોતાંજ પોતાના પ્રિય અશ્વને પાસેજ ચરતાં જોયો, વળી જેમ જેમ તે જાગૃત થતો ગયો તેમ તેમ પોતાના અંગોમાં આગંતુક નવિન બળનો સંચાર થતો અનુભવવા લાગ્યો. પોતાને આવું સંપુર્ણ સ્વાસ્થ્ય પ્રાપ્ત થયેલું જોઇ, તે અતિ આનંદિત થતાં સચ્ચિદાનંદનું નામ સ્મરણ કરતો શિલાતલ ઉપર બેઠો થયો. આશ્ચ-

પાસ નજર કરી જોતાં તેની તેજ પુર્વેપરિચીત જનશુન્યતા તેને દૃષ્ટિ-ગોચર થવા લાગી; પરંતુ કોણ જાણે શાથી અત્રે આપણા તરૂણ કુમારનું હૃદય કાર્યની સફળતાના નિશ્ચયથી પરિપુર્ણ હતું. તેનું હૃદય બાળ યોગિન્દ્રના પ્રભાવથી અત્રે અલૌકિક હતું. આતુરચિત્તે આપણો તરૂણ કુમાર યોગિન્દ્રની આજ્ઞાની અને ગુફાના પ્રવેશ દ્વારને ઉઘડવાની રાહ જોઇ રહ્યો હતો.

આ પાર્વતિય પ્રદેશમાં પવન અત્રે અતિ તિવ્ર વેગથી ભયંકરપણે વાતો હતો. પવનની આ ભયંકરતાનું દર્શન, તેના અતિવેગથી વાવાથી, તુટી પડેલા વૃક્ષોનાં મોટાં મોટાં ડાળાઓથી થઇ શકતું હતું. આ તોફાનથી કેટલાક નિર્બળ મુળવાળાં મોટાં વૃક્ષો પણ જડમુળથી ઉખડી સદાને વાસ્તે ભુમિશયન કરી ગયાં હતાં. નભોમંડળ પણ આ વખતે જળથી ભરપુર અતિશ્યામ અને વિસ્તીર્ણ મેઘોથી છવાઇ રહ્યું હતું. પ્રકૃતિ-દેવિ પોતાની પ્રિય સખી આકાશદેવિને આવા ભયંકર પવનના તોફાનથી ઉત્પન્ન થતી શિતળતાથી તેનું રક્ષણ કરવા જાણે શ્યામ રંગની ચાદર આચ્છાદિત કરાવી હોય તેમ મેઘોના ઘટપણામાં ન્યુનતા ન દર્શાવતાં ભયં-કર અંધકાર સ્વરૂપ ધારણ કરવા માંડયું હતું. આખરે વૃષ્ટિ પણ થવા લાગી. આ વૃષ્ટિ પ્રથમ તો સાધારણ થતાં પાછળથી ઘણી ભયંકર રીતે થવા લાગી. ધોધમાર વરસાદ આ પાર્વતિય ભુમિમાં પડતાં થોડીજ વારમાં નદિનાળાં ભરપુર પાણીથી ભરાઇ ગયાં. દુરના ઊંચા પર્વતોની ખીણોમાંથી જળના અખંડ પ્રવાહ નીચેના પર્વત શિખરો ઉપર પડવા લાગ્યા. આથી ત્યાં અતિ ભયંકર શબ્દ થઇ રહ્યો હતો. ક્ષણે ક્ષણે આકા-શમાં થતી અતિ પ્રચંડ વિદ્યુત જ્યોતિ રેખાઓના પડવાથી પર્વતના અનેક શિખરો તુટી પડવા લાગ્યા અને સાથેજ મેઘોની પ્રતિપળે થતી અતિ ભયાનક ગર્જનાઓથી તે ભયંકરતામાં સહસ્ત્રાવધિ વૃદ્ધી થતી હતી.

આ પાર્વતિય પ્રદેશમાં આવી ભયંકર મુશળધાર વૃષ્ટિ થવાથી પર્વતના અનેક શિખરો ધોવાઈ જતાં મેદાનવાળા ભાગમાં બરફના કટકાઓની માફક ફીણના ગોટા જળાંજળમાં તરી રહ્યા હતા; જેમના અતિમોટા સમુહને લીધે તે ભુમીનાં સર્વેજગ માર્ગો આફીણમય જ થઇ ગયા હતા, તે જગમાર્ગોના તટ પ્રદેશો પણ ફીણથી છવાઈ ગયેલા હોવાથી આ સર્વ ભુમિભાગ ફીણનોજ બનો ગયો હતો એમજ સહજ જોતાંજ અનુમાન કરી શકાતું હતું. નૈસર્ગિક દેવીનું આવું ભયંકર સ્વરૂપ આવા પાર્વતિય પ્રદેશમાં સાધારણ હોય છે છતાં આપણો તરૂણ કુમાર આવી ભયાનક અસાધારણ વૃષ્ટિના અતિ અવિશ્રાંત વેગથી, તેમજ પળે પળે વિદ્યુતના થતા અતિ તેજોમય ચમકારાથી અને તેની પાછળ કર્ણના પડદાને ફાડી નાખે એવી મહા ભયાનક ગર્જનાઓથી સર્વથા ભયભીત થયો હતો. આવી અવસ્થાથી તે ઉપર કથિત શિલા ઉપરથી કયારનો ઉઠી પોતાના અશ્વને દોરી તે ગુહાના નજદીક વૃક્ષના ઓથે ઉભો રહ્યો હતો. આશરે બે કલાક સુધી વૃષ્ટિ આ પ્રમાણે જોશમાં વર્ષી રહી હતી. વૃષ્ટિ દરમીયાન તેનું સર્વ ધ્યાન પ્રકૃતિદેવીની ભયંકરતાનો વિચાર કરવામાં હતું. કોઇ વખતે ગુહાના પ્રવેશદ્વાર તરફ તો કોઇ વખતે દુરના પર્વત શિખરો ઉપર પોતાની દષ્ટિ ફેરવતો હતો. પરમેશ્વરની, આ રીતે ભયભીત અવસ્થામાં તેને વધારે વખત રાખવાની ઇચ્છા નહોતી અને તેથીજ વૃષ્ટિ સમયમાં થએલી સર્વ મેઘ-ગર્જનાઓથી અતિ અસાધારણ ભયંકર ગર્જના આ વખતે થતાંજ ગુહાનું પ્રવેશદ્વાર એક મોટા ધડાકા સાથે જમીનમાં ઉતરી ગયું. આપણો તરૂણ કુમાર આ ભયંકર અવાજથી ધ્રુજી જતાં ગુહાના સામે જોવા લાગ્યો, તો તેને પ્રથમ પ્રવેશ કરતી વખતે અટકાવનાર યોગિરાજ, પ્રસન્ન વદને ગુહાના દ્વારના મધ્યમાં ભાગમાં ઉભેલા જોયા. યોગિન્દ્રનો આવો અણધાર્યો

અદ્ભુત ચમત્કાર જોતાંજ તે તરૂણ કુમાર તેમના શ્રીચરણમાં ઢળી પડ્યો; અને બોલ્યો કે "યોગિરાજ નમસ્કાર !"

"કલ્યાણ અસ્તુ !" પુત્ર! ચિરંજીવ રહો, કાર્યની સફળતાને પામો." યોગિન્દ્રે આશીર્વાદ આપ્યો.

"આપનો આ આશીર્વાદ સત્વર ફળો એજ મારી ઇચ્છા છે." તરૂણ કુમારે કહ્યું.

"પુત્ર ! તારી મનોવાંચ્છના તે મહા પ્રભુ સર્વ પુર્ણ કરશે. તારૂં અહો ભાગ્ય છે." યોગદષ્ટિ વડે તે યોગિન્દ્રે તેના ભાગ્યની રેખા જોઈ કહ્યું.

"આપની આ કૃપા–પ્રસાદ રૂપ વાણી સત્ય નિવડો." તરૂણે આભાર માનતાં કહ્યું.

"સફળતામાં કિંચીત્ પણ અશકયતા અસંભવીત છે." "પુત્ર! જા ! આ માર્ગે, અત્રેજ પ્રયાણ કરીજા. વખતે કાર્ય ઘણું ભયંકર માલુમ પડે અને તેવોજ ભયંકર પ્રસંગ ઉપસ્થિત્ થાય તો મારૂં સ્મરણ કરજે. તેજ વખતે તારી હૃદય–પ્રેરણાનુસાર મારા સમિપ અતિ તિવ્રતાવાળા વેગથી ચાલ્યો આવજે. સમયસર ઉપયોગ કરવા તારા માટે અતિ વેગવાન અશ્વ પણ તેજ વખતે તારી પાસે ઉપસ્થિત થશે."

"મદદ ઉપકાર દેવ !" એમ આપણો તરૂણ કુમાર બોલી જેવો યોગિરાજને નમસ્કાર કરવા જાય છે તેટલામાંજ યોગિન્દ્ર અંતર્ધ્યાન થયા. આ અતિ અદ્ભુત ચમત્કારથી તરૂણ ઘણો વિસ્મય થયો. તરૂણકુમાર હવે ગુહાના અંદરના ભાગમાં પ્રયાણ શરૂ કરે છે.

તરૂણે જેવો ગુહાના અંદરના ભાગમાં પ્રવેશ કર્યો કે તુરત એક મોટા અવાજ સાથે પ્રવેશદ્વાર ફરીથી બંધ થયું. શ્યામ પત્થરોવાળી

ગુહાના શ્યામ રંગમાં અંધકારનું મિશ્રણ થએલું હોવાથી ભીષણ મુર્તિમંત શ્યામતા છવાઇ ગઇ હતી. આવી અપરિચીત અને અંધકારવાળી ગુહામાં આગળ વધવાનું આપણા તરૂણ કુમારને અશક્ય થઇ પડયું તેમજ તેની પાસે પ્રકાશ કરવાનું કાંઇ પણ સાધન ન હોવાથી નિરૂપાય જેવો જણાયો. એકક્ષણ પછી બારીકીથી નજર કરી જોતાં તેની પાસેજ નીચે ભોંય ઉપર પ્રકાશની વર્તુલાકાર રેખા જેવું કાંઇક માલુમ પડયું. તત્કાળ, તે તરૂણકુમાર વાંકો વળી ભોંય ઉપર હાથ ફેરવતાં, એક ઊંધા પાડેલા માટીના કુંભ જેવું લાગ્યું. કુંભને બે હાથ વતી ઉપાડતાંજ તેની નીચે ઢંકાયેલા દીપકને આપણો તરૂણકુમાર જોવા પામ્યો. આ દીપકને પામતાંજ તેનો આનંદ ઘણોજ વધી ગયો. યોગિન્દ્રની પોતા માટે આવી કાળજીથી ઘણોજ ખુશી થઇ તેમનો આભાર માન્યો. દીપકના પ્રકાશમાં પોતાના વસ્ત્રને ઠીકઠાક કરી પોતાની તલવાર કમર પટામાં મજબુત બાંધી લીધી અને હસ્તમાંના ભાલાને મજબુતીથી પકડી રાખ્યો અને બીજા હસ્તમાં દીપકને ઉપાડી આગળ ચાલવા લાગ્યો. પોતે અતિ પરાક્રમશાળી વીર યુવક તો હતોજ અને તેમાં વળી યોગિન્દ્રની દૈવી મદદથી ગર્વિત થયેલો પોતાના દૃઢ ચરણ ચાંપતો ચાંપતો આગળ ચાલ્યો. દીપકના પ્રકાશમાં રસ્તો માલુમ પડવાથી તેને ચાલવામાં કાંઇપણ અડચણ પડતી નહોતી. માર્ગની આસપાસ નજર કરી જોતાં મૃત પ્રાણીયોના અસ્થિ શિવાય તે બીજું કાંઈ દેખી શકતો નહોતો. આજદિન સુધી થયેલાં અનેકાનેક ભયંકર કર્મોની સાક્ષી આ ભુમિજ વગર માગ્યે આપી રહી હતી. જ્યાં ત્યાં સુકાયેલા ચામડાંના અને લોહીયાળ ચામડાનાં ઢગલા પડેલા દેખાતા હતા. આ સર્વે તે રાક્ષસોના રાક્ષસી કુકર્મોનો પ્રત્યક્ષ પુરાવો હતો. આવી શરિરને કંપાવી મુકે એવી ભયાનક જગ્યામાંથી પસાર થતાંજ આપણો તરૂણકુમાર

પણ ધ્રુજી ઉઠયો હતો. જો કે દેવો તથા દાનવોના યુદ્ધમાં પોતે ઘણી વાર ગયો હતો પણ આવો મર્મસ્થાનને ભેદી નાંખનારો હ્રદય દ્રાવક દેખાવ. તેણે કોઇ વખત જોયો નહોતો. આવી ભયંકર જગ્યામાંથી પસાર થતાં આખરે તે એક દિવાલની પાસે આવી પહોંચ્યો અને ત્યાંજ અટકયો. પહેલીજ નજરે જોતાં તો ત્યાંથી ક્યાંય બીજે જવાનું હશે કે નહિં તેનો વિચાર આવ્યો, પણ બીજીજ પળે બાજુપર નજર કરી જોતાં પર્વતમાં કોતરી કાઢેલી બારી જેવું દેખાયું અને તેમાં તરતજ દીપકવાળો હાથ આગળ કરી ચાલવા લાગ્યો. હવે દીપકનો પ્રકાશ પણ તે ભીષણ અંધકારને વિદારવા અસમર્થ દેખાવા લાગ્યો. પ્રકાશની મંદતાથી હવે તરૂણ કુમાર પણ મંદ મંદ પગલે ચાલવા લાગ્યો. આ વખતે તેણે પોતાની તલવાર, કોશમાંથી બહાર કાઢી કમરપટાના એક આંકડામાં સહજ ભરાવી હતી. ચકચકીત ભાલાને હવે તેણે ઉભો નહિં પકડી રાખતાં હસ્તમાંજ આડો રાખી ચાલવા માંડયું. આનું કારણ એજ હતું કે ભવિષ્યમાં આવી પડતી વિપત્તીનો પ્રતિકાર અને સાક્ષાત્કાર જલદીથી કરી શકાય. આગળ ચાલતાં ચાલતાં સામેજ તેને કાંઈ ચકચકીત વસ્તુ હાલતી ચાલતી દ્રષ્ટિગોચર થઈ. બારીકીથી નજર કરી જોતાં તેને કાંઇક હથીયારથી સજ્જ થયેલા પહેરેગીર જેવું માલુમ પડયું. તરૂણકુમારે હવે આગળ વધવા પહેલાં ફરીથી પોતાની તલવાર અને ભાલાને તપાસી જોયો. બળ પુર્વક હસ્તમાંના ભાલાને આડો પકડી હવે તે આગળ વધવા લાગ્યો. પગના અવાજથી સામેનો પહેરેગીર ચમકયો અને પાછા ફરી જોતાં દીપક સાથે હથીયારથી સજ્જ થઈ આવતા આપણા તરૂણકુમારને જોયો. તરતજ એક ભયંકર અવાજથી પહેરેગીર બોલી ઉઠયો કે "કયો મુર્ખ આગંતુક, મૃત્યુ સમિપ આ રીતે ચાલ્યો આવે છે?" તેના જવા-

એમાં તેટલાજ ક્રોધથી આપણા તરૂણકુમારે ગર્જના કરી કે " તેજ મૃત્યુને તારો ભોગ આપવા આ વીર ચાલ્યો આવે છે. દુષ્ટાત્મા તારા હથીયારને સજ્જ કરી તૈયારજ રહેજે, કારણ કે તારી સમિપ આવી પહોંચ્યા પછી તને યતકિંચીત સમય પણ મળનાર નથી. " એમ બોલતો બોલતો આપણો વિરકુમાર તે પહેરેગીરની જરાપણ પરવા કર્યા શિવાય આગળ વધી તે પહેરેગીર પાસેજ આવી પહોંચ્યો. હાથમાંના દીપકને તત્કાળ ભોંય પર મુકી દીધો અને ભયંકર ગર્જના કરી બોલી ઉઠયો કે " પિશાચ મારા માર્ગમાં તને ઉપસ્થિત થવાનું શું કારણ ? "

" અરે મુર્ખ અહિંથીજ હવે રાક્ષસ ધુમ્રવાનનો આવાસ શરૂ થાય છે અને તેના પ્રવેશ દ્વારના પહેરેગીર તરીકે હું ઉભેલો છું. તું કોણ અને ક્યાંથી આવે છે ? શા કામ માટે આવી રીતે મોતના મુખમાં જીવનની દરકાર કર્યા વિના ચાલ્યો આવે છે, તે ઝટ બોલ ? નહિતો મારા આ એકજ કૃપાણ પ્રહારથીજ તું ધુળ ચાટતો થઇશ; હતો ન હતો થઇશ."

" હું તેજ ધુમ્રવાનના આવાસમાં પ્રવેશ કરવા માગું છું. મારી આજ્ઞાને માની. મારી સાથે તે દુરાત્મા રાક્ષસના આવાસનો માર્ગ બતાવવા ચાલ. બોલ શો જવાબ ? "

" અરે અવિચારી પાપાત્મા! રાક્ષસ ધુમ્રવાનના શૌર્ય બળને તું જાણે છે ? તારા જેવા કોટયાવધિ મુર્ખ શિરોમણીઓનો, તે એક ક્ષણમાંજ અંત આણે એવો મહા બળવાન છે. જાણી જોઇનેજ મૃત્યુના પંઝામાં ન પડતાં આવ્યો તેજ માર્ગે પાછો ચાલ્યો જા, નહિં તો હવે આ પ્રકાર વધુ વખત સહન કરવાની મને આજ્ઞા પણ નથી, તેમજ તેમ કરવાની મારામાં સહન શીલતા પણ નથી.

"અરે રાક્ષસ! મારી આજ્ઞાનો અમલ નહિં કરતાં અનાદરે કરી તું આ રીતે મને ક્રોધીત કરે છે તેથી તારૂં મૃત્યુ નજીકજ આવ્યું છે એમજ સમજુ છું. પાપાત્મા! ચાલ સત્વર તૈયાર થા! કાર્યમાં વિલંબ હું જરા પણ સહન કરી શકવા અસમર્થ છું." એમ કહી તેણે પોતાના ભાલાને હસ્તમાંજ અતિ ઉગ્રપણે ઉચકી, તે રાક્ષસને મારવા તૈયાર થયો.

"અરે ક્ષુદ્ર પ્રાણિ! આ તારી મુર્ખતાનું ફળ તને હમણાંજ આપું છું." એમ કહી તેણે પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી આ તરૂણયુવકને મારવા ઉગામી. તેવામાંજ તે વીરયુવકે પોતાના હસ્તમાંના ભાલાના એકજ પ્રહારથી તે પહેરેગીરને ભોંય ઉપર પાડી દીધો. પહેરેગીર ભોંય પર પડતાંજ એક મોટો અવાજ થયો અને લાગલોજ આપણો વીરયુવક તેની પાસે આવી પોતાની તલવારથી તેના શરીરના બે ભાગ કરી નાંખ્યાં. જગતમાંનો દુરાત્મા રાક્ષસ પહેરેગીર એક ક્ષણ સુધી તરફડીયાં મારી ઇશ્વરના દરબારમાં પોતાના પાપોનો યોગ્ય બદલો પામવા પહોંચી ગયો. લોખંડના સળીયાના દ્વારને તાળું વાસેલું હોવાથી તરૂણકુમારે પહેરેગીરને તપાસી જોતાંજ તેના કમરપટામાંથી કુંચી મળી આવતાં તેનાથી તેણે તાળું ખોલી નાંખ્યું અને તે દીપકને લઇ અંદર પ્રવેશ કર્યો. આ પ્રમાણે પહેલાજ સપાટામાં વિજયી થયેલો વીરયુવક આનંદથી આગળ ચાલવા લાગ્યો. મૃત્યુ પામેલા દ્વાર રક્ષકનો સમય પુરો થવા આવેલો હોવાથી તેની બદલીમાં બીજો પહેરેગીર સામેથી આવતો આપણા યુવકને દેખાયો. વીરયુવક ત્યાંજ તેના આવવાની રાહ જોતો ઉભો રહ્યો. પડેલા પહેરેગીરના અવાજથી આ પહેરેગીર ત્વરિત ગતિયે ચાલ્યો આવતો હતો. કાંઇ શંકાશિળ મુખ મુદ્રાયે તે આવનાર પહેરેગીરે આપણા યુવકને જોયો. પાસે

આવતાં તરૂણકુમારની લોહીથી ખરડાયેલી તલવાર અને ભાલાને જોઇ રક્ષક સર્વ પ્રકાર સમજી ગયો. એક સત્તાદર્શક અવાજથી આપણા તરૂણકુમારને પુછવા લાગ્યો કે " તું કોણ છે ? તારી શોણિતથી ખરડાયેલી તલવારથી મારા હૃદયમાં શંકા ઉત્પન્ન થાય છે તો સત્વર જવાબ દે ? " વીરયુવક જરાપણુ ભય ન પામતાં કહેવા લાગ્યો કે " હું કોણ છું તે પુછવાની તને જરૂર નથી મારા મુખમાંથી તારા આ સવાલનો જવાબ કદી મેળવી શકનાર નથી; મારો શસ્ત્રો શિવાય તેનો જવાબ દેવા અહિં કોઇ બીજું હાજર નથી. રક્ષક ! તારા શંકાશિળ હૃદયને વધુ ન ટળવળાવતાં હું તને જણાવું છું કે તારો બંધુ પહેરેગીર ત્યાંજ પડેલો છે." " એટલે " પહેરેગીર વધુ શંકાશિળ થતાં બોલી ઉઠયો ? " " તારા ! મારા ! તેના અને ધુમ્રવાનના કર્તાની હજુરમાં પહોંચી ગયો છે. પાપાત્મા ! તું પણ તારા રસ્તે ચાલ્યો જા ! નહિં તો તેજ માર્ગ તારા માટે પણ નિર્માણ થયેલો છે અને તેને પ્રાપ્ત કરી આપવા મારી તલવાર તૈયાર છે. " તરૂણકુમારે કહ્યું.

" અરે અવિચારી દુષ્ટાત્મા ! તેં અમારા બંધુ પહેરેગીરનો આ પ્રમાણે વધ કર્યો તેથી તું રાક્ષસ ધુમ્રવાનનો અક્ષમ્ય અપરાધી થયેલો છે. રાક્ષસોના બળનો પ્રતિકાર કર્તા જગતમાં કોઈ થયો નથી તેમ થવાનો પણ નથી. કદાચ તે અસાવધપણામાં માર્યો ગયો હશે પણ મારી સામેથી તું કદાપિ જીવતો જઇ શકનાર નથી." આગંતુક પહેરેગીરે પોતાનું સામર્થ્ય બતાવવાં કહ્યું.

" દુષ્ટ પિશાચ ! જાણી જોઇને મોતમાં શા માટે ફસાય છે. રાક્ષસોના બળનો પરિચય આજદીન સુધીમાં મને બહુ થયો છે માટે તેનો ગર્વ તું જરા પણ ન ધરાવીશ. ભલે ! તારો બંધુ તેની અજ્ઞા-

નતામાં મરણ પામ્યો હશે; હવે તું સાવધ રહેજે. ચાલ હોશીયાર થા.” એમ કહી આપણા તરૂણકુમારે ગર્જના કરી.

ગુહાના અંદરના ભાગમાં આ ભયંકર ગર્જના ઘણે દુર સુધી સંભળાઇ અને પાસેજ યથેચ્છ વિહાર કરતા દસ બારેક રાક્ષસોનું ટોળુ આ ગર્જનાથી વિસ્મીત થયું. આસપાસ દુર નજર કરી જોતાં તેઓને દીપકનો પ્રકાશ માલુમ પડયો. તરતજ તેઓ જ્યાં આપણો તરૂણકુમાર અને પહેરેગીર ઉભેલો છે ત્યાં આવી પહોંચ્યા. નવિન પ્રકારને જણાવતાં તે પહેરેગીરે પોતાના ભાઇબંધોને સુચવ્યું કે “ આ પાપી મનુષ્યે આપણા આવાસમાં વગર રજાએ પ્રવેશ કરી દ્વાર પરના પહેરેગીરનો વધ કર્યો છે; હવે આપણે તેનો બદલો લેવો જોઇએ. રાક્ષસો પોતાના વૈરનો બદલો કેવી રીતે લે છે તેનો પુર્ણ પરિચય આ મુર્ખને આપવો જોઇએ.”

પ્રિય પાઠક! પ્રમાણે બોલતાં બોલતાંમાં તો સર્વ રાક્ષસોની શોણિત પિપાસુ તલવારો મ્યાનમાંથી બહાર નીકળી ચમકવા લાગી. આ દશ્ય જોઇ આપણો તરૂણકુમાર જરા પણ ભયભીત ન થતાં પોતાના ભાલાને ભુમિ ઉપર મુકી પોતાની તલવાર હાથમાં ઝાલી ફેરવવા લાગ્યો. “અહો પાપી પિશાચાત્માઓ! તમારા બળનો કાંઈ પણ વિચાર કર્યા શિવાય યમપુરીનો માર્ગ સાધવા તત્પર થયા છો તો નિરૂપાયે હવે મારે મારી તલવાર ચલાવવી પડશે. હજી પણ હું તમોને કહું છું કે મારે અને તમારે કોઇ પણ પ્રકારનો વૈર સંબંધ નથી. મારા માર્ગમાં આડે ન આવતાં તમો સર્વે તમારા નિયત કાર્ય પરત્વે ચાલ્યા જાઓ. નિરપરાધીયોનો હત્યાકાંડ ચલાવવા હું ઇચ્છતો નથી.”

“ મૃત્યુનો પંથ તારેજ લેવાનો છે. ઓ અધમ! હવે તારા દિવસ ભરાઇ ચુક્યા છે. અમો રાક્ષસો યા સદા સર્વદા સર્વ કોઇના

અપરાધી છીએજ એટલે મરણનો ભય અમોને નથી; તને છે. ચાલ સાવધાન ! બતાવ તારી બહાદુરી ! નહિં તો ગુમાવીશ હમણાંજ જાન !" રાક્ષસોએ ક્રોધથી આ તરૂણકુમાર ઉપર તુટી પડવાની તૈયારી કરી.

આપણો તરૂણકુમાર તો આ સમયની રાહ જોતો તૈયારજ ઉભો હતો અને તેટલામાં રાક્ષસોનું આવવું થતાંજ પોતાની તિક્ષણ ધારદાર અસિને ચોગરદમ ફેરવી રાક્ષસોના આ હુમલાને રોકવા લાગ્યો. તલવારોની એક બીજા સાથે અથડી અથડી અને ચમકારો વિશેષ પ્રમાણમાં ક્રમે ક્રમે વધવા લાગ્યા. આ વખતે આપણો તરૂણકુમાર શૌર્ય તેજથી અતિ પ્રકાશિત થયો હતો. પોતાની અસિના અખંડ ચાલનથી રાક્ષસોના અવયવો ઉપરા ઉપરી કાપવા લાગ્યો. કપાઇને પડતા અવયવો જોરથી જમીન ઉપર પછડાતાં ભયંકર ગર્જનાઓ થતી હતી. બંધ જગામાં કપાતા રાક્ષસોની અનેક ચિસો આ ગર્જનાઓમાં વધારો કરી રહી હતી. જોતજોતામાં આ ભુમિ ભાગ શોણિત અને માંસ તથા અંગના અવયવોથી છવાઇ ગયો. તરૂણના ભયંકર અસિ ચાલનથી ચોગરદમ શોણિતની ધારાઓ ઉડવાથી આસપાસની વસ્તુઓ પણ શોણિતના રક્તરંગથી રંગાઇ રહી હતી. કપાઇને મરણ પામતા રાક્ષસોના ચિત્કાર ઘણે દુર સુધી સંભળાતા હતા, પણ નવિન મદદની આશા ન હોવાથી મરણીયા થઇ બાકીના રાક્ષસો લડતા હતા. રૂદ્રસ્વરૂપધારી આપણો તરૂણ કુમાર, જરા પણ વિલંબ કર્યા વિના કે આરામ લીધા વિના પોતાના કાર્યમાં નિમગ્ન હતો. હવે આ પ્રકાર ઘણો વખત સુધી ચાલી શક્યો નહિં; કારણ કે નવિન રાક્ષસોનો તે સ્થળે અભાવ હતો, તેમજ આપણો તરૂણ અસિ ચાલન વિદ્યામાં અતિ વિશારદ હતો. થોડા પ્રમાણમાં ઘવાયેલા એકાદ બે રાક્ષસો, આવું પરિણામ જોઇ નાસી ગયા અને થોડા વખત પહેલાની આ કોલાહલવાળી ભુમિ અત્રે શાન્ત થઇ.

વીરમુર્તિ તરૂણુ કુમાર યુદ્ધના સમયે પોતાને લાગેલા એકાદ બે ઘાની જરા પણુ દરકાર કર્યા શિવાય પોતાના વસ્ત્ર ઠીકઠાક કરી, તલવારને મ્યાન કરી, ભુમિ ઉપર મુકેલા ભાલાને હાથમાં લેઈ, દીપકને ગ્રહણુ કરી પુનઃ પોતાના ઇપ્સિત માર્ગે ચાલવા લાગ્યો. રાક્ષસો સાથેના આ યુદ્ધને એક સામાન્ય રમત જેવું મનમાં લેખવતો હૃદયમાં કિંચીત્ પણુ ગ્લાની પામ્યા શિવાય ચાલ્યો જતો હતો. રાક્ષસોના આવા ભયંકર વૈરનું વાદળ પોતાના ઉપર ઝઝુમી રહેલુ છે છતાં સ્વસ્થતાથી ચાલ્યો જતો આ તરૂણુ કુમાર હવે એક પ્રકાશવાળા ભુમિ ભાગમાં આવી પહોંચ્યો. પ્રકાશ પુર્ણુ હોવાથી હવે તેને દીપકની જરૂર ન હોવાથી તેને મુકી દેતાં દીપકના ભારને વહન કરવાના શ્રમથી રહીત થયો. આ પ્રકાશવાળો પ્રદેશ, ઉપરથી ખુલ્લો હોવાથી આકાશ તરફ દૃષ્ટિ ફરતાં આપણા તરૂણુકુમારને તે સ્વચ્છ નિર્મળ દૃષ્ટિગોચર થયું. જે જગ્યાયે પોતે ઉભેલો છે તે જગ્યાની આસપાસ ઉંચા પર્વતો આવી રહેલા હોવાથી એક મોટા ખાડા જેવું લાગતું હતું. પોતાના કાર્યના વિચાર શિવાય અન્ય કોઈ પણુ પ્રકારનો ભય અથવા વિચાર હૃદયમાં ન હોવાથી તે જોશ ભેર ચાલતો હતો. તરૂણુ હવે એક પર્વત પાસે આવી પહોંચ્યો; જ્યાંથી આગળ જવાનો માર્ગ માલુમ પડતો નહોતો. તેમજ આ પર્વત પણુ એટલો સિદ્ધો અને ઉંચો હતો કે તેના પર ચઢવું તે પણુ અસંભવિત હતું. આથી તે જરા પણુ ન ગભરાતાં પોતાના માર્ગને ખોળવા ઉદ્યુક્ત થયો. આખરે તે એક નાના બાકોરા નજીક આવ્યો કે જેમાં લોખંડી સળીયા જડેલા હતા. આ બાકોરા તરફ કાંઇક શંકાશિળ થવાથી યુવકે તેની અંદર નજર નાંખતાં જોયું તો કાંઇક વાતચિતના ઘોંઘાટ જેવું સંભળાયું. પોતાને જવાનો માર્ગ આજ છે એમ તે સમજી બહારથી પોતાના ભાલાની અણીવડે સળીયાને ઠોકવા લાગ્યો.

કેટલીક વાર સુધી ખખડાવતાં આખરે એક પુરૂષ તે જાળીની અંદરની બાજુએ ઉપસ્થિત થયો. રાક્ષસ ધુમ્રવાનના મણિમંડેલના ભોંયરાના આ લોખંડી દરવાજાનો રક્ષક આપણા તરૂણકુમારના સામે જોઈ બોલવા લાગ્યો," કે તું કોણ છે અને આ રીતે દ્વાર ખખડાવી શામાટે હેરાન કરે છે ?" તેના જવાબમાં આ યુવક બોલવા લાગ્યો કે " રાક્ષસ ધુમ્રવાને વિદ્યાધરરાજ પત્નિ દેવી ચિત્રલેખાનું હરણ કરી આ જગ્યાયે કેદ કરી છે, તે રાક્ષસ પાસેથી તેને મુક્તિ અપાવવા હું આવ્યો છું. યુદ્ધકરી હું તેને જીતી લેઈશ. " દ્વાર રક્ષકે આ સાંભળી અટ્ટહાસ કર્યું અને બોલવા લાગ્યો કે " આ મુર્ખ શિશુ! મહાબળી ધુમ્રવાનને જીતી લઈ ચિત્રલેખાને લઇ જવા માગે છે ? કેવો મુર્ખતા ભર્યો વિચાર ? અરે અબુધ ! ચાલ્યો જા છાનો માનો ! આવ્યો હોય તે રસ્તે ! આંહિ તારૂં કાંઈ વળનાર નથી. નાહકનો જાન ગુમાવીશ. રાક્ષસ ધુમ્રવાનના સેવકો જો અહિં આવી પહોંચશે તો પછી તારી કાંઈજ આશા નથી. " આ પ્રમાણે રક્ષક બોલતો હતો તેને વચ્ચેજ અટકાવી તરૂણ યુવક કહેવા લાગ્યો કે " અરે દુષ્ટ ! તારા સર્વ રાક્ષસોના બળને હું જાણુંછું અને તેથીજ હું એકલો અહિં આવ્યો છું. તારા ચોર સ્વામિની મારક હું છાનોમાનો દેવી ચિત્રલેખાને લેઇ નાશી જવાનો નથી કિંતુ તેની સાથે યુદ્ધ કર્યા પછી જ જો જીવતો હોઇશ તો લેઈને ચાલ્યો જઇશ તારા. ચોર સ્વામિને આ મારૂં યુદ્ધ માટેનુ આહ્વાન સંભળાવ અને નહિં તો દ્વાર ઉઘાડ, હુંજ તેની સમક્ષ ઉભો રહી યુદ્ધની માગણી કરીશ. અહિં સુધી આવેલો છું તે પાછો જવાને માટે નથી; પણ કાર્યની યથાર્થ રીતે સાફલ્યતા મેળવીશ. "

આ પ્રમાણે વીરતાયુક્ત સંભાષણથી કાંઇક ભયભીત થયેલો દ્વાર રક્ષક અંદરની બાજુએ કાંઈ પણ જવાબ આપ્યા શિવાય ચાલ્યો

ગયો. થોડેકજ દુર જતાં તેને દુઃખથી નિશ્વાસ નાંખતાં પોતાના બે સાથી અનુચરા બેઠેલા જેવા; જેમને તત્કાળ પુછવાથી દ્વાર રક્ષકને માલુમ પડયું કે થોડા વખત પહેલાં ગુહાના મેદાનવાળા ભાગમાં તેજ વીર યુવક સાથે યુદ્ધ પ્રસંગ ઉપસ્થિત થતાં તેઓની આવી દશા થઇ હતી. પોતાના જેવાજ આસરે દસ વીરાને આવી રીતે ઘાત થયેલો હોવાથી દ્વાર રક્ષક હવે સંપુર્ણપણે ગભરાયો. અહિં આપણા તરૂણ કુમારે પણ દ્વારને ઉઘાડવા તનતોડ પ્રયત્ન કર્યો. પણ કોઇ રીતે દ્વાર ઉઘાડી શકયો નહિ. દરવાજાની અંદરની બાજુયે પણ ઘણા રાક્ષસો ભેગા થયેલા હોવાથી કોલાહલ થવા લાગ્યો. આખરે વીરયુવક થાકી જવાથી નીચે બેંચ ઉપર બેઠો. પોતાના ઇપ્સિત માર્ગે જવાનું પ્રવેશ દ્વાર આજ છે એમ તેના હૃદયમાં તેને ખાત્રી થઈ હતી; એટલે હવે થોડો વખત આરામ લેવામાં કાંઇ પણ વાંધો જણાતો નહોતો. અંદરની બાજુના કેટલાક રાક્ષસોયે આ અણધારી આપત્તિની ખબર પોતાના સેનાપતી મહાલય રક્ષકને આપી; જેથી તે પણ પોતાના શસ્ત્રા સજી તૈયાર થઇ દ્વારની અંદરની બાજુયે ઉપસ્થિત્ થયો. નિર્ભયતાથી દ્વારના રક્ષક પાસેથી કુંચી લેઇ લોખંડી દરવાજો ઉઘાડયો અને પાસેનીજ એક કળ દબાવતાં પત્થર પણ જમીનમાં ઉતરી પડયો. અંદરની બાજુએ પ્રવેશ કરવાનો આ માર્ગ ખુલ્લો થતાંજ, આપણો વીર તરૂણકુમાર હાથમાં ભાલાને પકડી ઉભો થયો. કાંઈ પ્રયત્ન વિના આપોઆપ દ્વાર ઉઘડવાથી તે આનંદિત થયો. હવે રાક્ષસોના સેનાપતિ દુર્મુખ, બહાર આવી તરૂણને સંબોધી કહેવા લાગ્યો કે " અવિચારી પશુ ! આ રીતે અહિં આવી મારા પોતાના સૈનીકોનો ઘાત કરી તું શું કરવા માંગે છે ? તને તારા પોતાના જીવનની તો પરવા નથી એતો આ ઉપરથીજ સ્પષ્ટ માલુમ પડે છે પણ તારા મરણ—વિયોગથી આસ-

જનોને થનારા દુઃખથીજ મારા હૃદયમાં દયા ઉત્પન્ન થાય છે. મારી દયાનો લાભ લઇ ચાલ્યા જવું એજ તારા માટે ઇષ્ટ છે."

"અહો દુરાત્મા ! તારા નિર્બળ સૈનિકોનો ઘાત એ તારા દુષ્ટ સ્વામિનના દુષ્કૃત્યનુંજ પરિણામ છે. સ્વામિના કુકર્મનો બદલો નિરપરાધી સેવકો ભોગવે, એના જેવી બીજી કઈ તમારી ધૃષ્ટતા હોઇ શકે એમ છે ! ઇપ્સિત કાર્યમાં જીવનની પરવા તો તમેજ રાખી શકો છો. વીરપુરૂષોના શાસ્ત્રમાં તો જીવનને તુચ્છ ગણેલું છે. તમારા જેવા બાયલા, કાયર અને રણભીરૂઓજ મારા યુદ્ધના આહ્વાન ને નહિ સ્વિકારતાં દ્વાર બંધ કરી દેહની રક્ષા કરશે. ધર્મશાસ્ત્રના નિયમને જોર જુલમે પણ પળાવવો એજ સિદ્ધાંતને હું સત્ય માનનારોછું, માટે મારી ઉપર દયા કરવી છોડીદે અને મારી સાથેના યુદ્ધમાં તારી સર્વ શક્તિ અને ધ્યાનને જોડીદે. અર્થં સાધયામિ વા દેહમ્ પાતયામિ એજ મારો અંતિમ નિશ્ચય છે."

રાક્ષસ જાતના આવા અસહ્ય અપમાનથી ઉત્પન્ન થયેલા ક્રોધની જ્વાળાથી ધુંધવાયેલો સેનાપતી દુર્મુખ, તત્કાળ ગર્વથી બોલવા લાગ્યો કે "અહંકારરૂપ અંધકારથી ઘેરાયેલા ક્ષુદ્ર પ્રાણી ! મહાવીર ધુમ્રવાનના અતુલ બળશાળી સેનાપતિ દુર્મુખના બળનું જ્યાં સુધી તને યથાર્થ ભાન થયું નથી ત્યાં સુધીજ આ તારો ગર્વ અને તારૂં જીવન ટકી રહેલું છે. પામર જીવ ! નિર્દોષ નિર્બળ સેવકોનો ઘાત કરી તારા બળનો જેટલો ગર્વધરી તું ફૂલાય છે તેટલોજ તું મારી સાથેના યુદ્ધથી કરમાઇશ. અલ્પાયુષી ! તારા યુદ્ધના આહ્વાનને સ્વિકારતાંજ અમોને લજ્જા ઉત્પન્ન થાય છે પણ તે લજ્જા, દયાને દુર કરી તને યથા યોગ્ય શિક્ષા આપીશ. ધગધગતા અંગાર જેવા, વિદ્યુતસમ અતિ તિવ્રગતિમાન પ્રાણહારક મારા અસિ પ્રહાર તારા ઉપર પડવા લાગશે ત્યારેજ

તું પસ્તાઇશ. દાનવો અને દેવોના યુદ્ધોમાં, દેવોને અનેક વખત હરાવી નસાડનાર સેનાપતિ દુર્મુખ સામે, અત્રે ઉપસ્થિત થઈ હવે તું તારા જીવનની આશા રાખીશ નહિં. ગુંહામાં સ્વસ્થતાથી સુતેલા સિંહને છંછેડી, તેના ક્રોધની આગને વિનાકારણે પ્રદિપ્ત કરનાર અધમ ! તારા આ અપરાધનું શુભ ફળ કદાપિ ચાખીશ નહિં. ”

“ અહો દુર્મુખ! દુર્મુખ ! તારકાસુરને મારનાર દેવોના સેનાધિપતી આ દ્વિતીય કાર્તિકેય સ્વામિના સપાટામાં આવેલો તું, હવે બચવો અસંભનિય છે. દુર્મતિ રાક્ષસ ! નિર્દોષ સેવકોના મારા હાથે ઘાત કરાવતાં તારા પાષાણ હૃદયમાં જો જરા પણ એકાકારનો સંચાર થતો હોય તો મારી સાથે દ્વંદ્વયુદ્ધમાં ઉતરી, તારી એ દયાનો યથાર્થ પરિચય કરાવ. આ મારા યુદ્ધમાટેના આહ્વાનથી તને લાઘવ્યતા જેવું માલુમ પડતું હોય તો તે તારૂં લજ્જાળુપણું નથી; કિંતું કાયરતા, ભીરૂતાજ સ્પષ્ટ સમજાય છે. મારાથી થતા આહ્વાનને લીધે જો મારોજ ઘાત થશે, તો તું તેનો કોઇ પણ રીતે જવાબદાર નથી; પરંતુ મારી શક્તિની એ એક મિથ્યા પ્રગલ્ભતાજ સમજાશે. તમો રાક્ષસોના અસિપ્રહાર અમો દેવોતો ઝીલતાજ આવ્યા છીએ; કિંતુ રણસંગ્રામથી ઘણી વખત પલાયન કરી જનાર રાક્ષસોમાંનો તું, જો એવો સમય આવે તો તેમ કરવા ચુકતોના; પીઠ બતાવનાર શત્રુ ઉપર દેવ કદાપિ ઘા કરશે નહિ. દુર્મુખ ! જીવનની કિંચીત પણ આશા ધરાવતો હોય તો અત્રેજ મારી સામેથી ચાલ્યો જા. તું મારો કાંઇ અપરાધિ નથી, કિંતુ કૃપાભિલાષી હોય તો સત્વર તારા સ્વામિન્ પ્રત્યે મને લઇજા. એજ તારા અભ્યુદયનો માર્ગ છે; નહિંતો દેવોના કાર્યની સાફલ્યતા પ્રાપ્ત કરવાનો આ મારોજ પ્રાથમિક લાગ છે. ”

“ અરે જીવ્હાથીજ બળવાન બટુક ! દેવોના સેનાપતી દ્વિતીય

કાર્તિકેય સ્વામિના બળનો ગર્વ ઉતારનાર આ દુર્મુખજ અહિં, ઉભો છે; તેના મુખમાંજ તું ગ્રાસ રૂપ છે. તારકાસુરનો વધ કરવાનું વૈર, આજ હું દુર્મુખ, તારી પાસેથી લેવા તૈયાર છું. તારી સાથેજ દ્વંદ્વ યુદ્ધ, એજ હવે મારૂં કર્તવ્ય કર્મ છે. મિથ્યા ગર્વરૂપ પાપાત્મા! મારા સ્વામિન્ પ્રત્યે પહોંચવાની તારી અભિલાષા તો હું પુર્ણ કરીશજ; પરંતુ તારા મૃત્યુ પશ્ચાતજ. ચાલશાની છે વાર ? થા તૈયાર !"

"અરે દુર્મતિ! હોશીયાર! મારા પ્રત્યે તારૂં આ ગુમાન ?"

"ખરેજ અંધાન્ધ આ અભિમાન ?"

તરૂણ યુવક અતિક્રોધથી રાતો પીળો થઇ જતાં પોતાની તલવાર બહાર ખેંચી કાઢી બોલ્યો કે "બસ; બંધકર જબાન તારી; મિથ્યા લવરી ન કર સાથ મારી. તારા હૃદયે હોય દામ; તત્પરજ઼ું અસિના એકજ પ્રકારે પહોચાડવા તને સ્વધામ."

રાક્ષસ દુર્મુખ પણ પોતાની અસિ મ્યાંનમાંથી બહાર કાઢી આપણા તરૂણકુમાર સામે આવી તેનાપર તુટી પડવા તૈયાર થયો અને બોલ્યો કે "જો! જો! હિચકારા! સેનાપતી દુર્મુખ સાથે વૈર કરનારના શા હાલ થાય છે? એકજ ઝપાટે ઝબ્બે થતાં તારૂં જીવન, શ્વાન તુલ્ય જાય છે!" એમ કહી રાક્ષસ સેનાપતી દુર્મુખે તરૂણ કુમારના શરીર ઉપર ઘા કરવા પોતાની અસિ ઉગામી. તલવારનો જવાબ તલવારથીજ આપવા આપણો તરૂણ તો તૈયારજ હતો એટલે બન્નેના દ્વંદ્વ યુદ્ધનો પ્રકાર શરૂ થતાં વાર લાગી નહિં. કૃપાણ તાંડવમાં પુર્ણ પ્રવીણ આ બન્ને પ્રસીદ્ધ યોદ્ધાઓ તે કળાનો યથાર્થ પરિચય, એક બીજાને કરાવવા લાગ્યા. એક બીજાના ઉપર પડતા ઘા પરસ્પર પોતાની તે વિદ્યા-વિજ્ઞાનદપણાથી નિરર્થક કરતા હતા. આ બન્ને વીરોનું યુદ્ધ જોવા

એક બીજાના પુર્વજો આકાશમાં વિમાનદ્વારા આવી પહોંચ્યા હતા. ક્ષણમાં એક યોદ્ધા બીજા ઉપર સરસાઇ ભોગવતો, તો બીજોજ પળે બીજો, પોતાના બળનું અલૌકિક દિગદર્શન કરાવતો હતો. દેવો આપણા તરૂણકુમારને વિજય દુદુંભીથી ઉત્સાહિત કરી રહ્યા હતા; ત્યારે દાનવો સેનાપતી દુર્મુખને પુષ્પોથી વધાવતા હતા દેવગુરૂ બૃહસ્પતિ અને દાનવગુરૂ શુક્રાચાર્ય પોત પોતાના શિષ્યોને પરસ્પરના પુર્વજોની વીરતાના પુર્ણ યશોગાન સંભળાવતા રણોન્માદ ચઢાવતા હતા એક બીજાની અસિઓના અથડાવાથી ત્યાં અગ્નિ ઉત્પન્ન થઈ આસપાસની ભુમિ ઉપરથી વરસી, ભુમિ ઉપરના ઘાસને તથા ત્યાં પડેલી સર્વ વસ્તુઓને પ્રજાળી રહ્યો હતો. અગ્નિની પ્રખર પ્રચંડ જ્વાળાઓમાં લડતા આ બન્ને વીરોના શરીર ઉપર થતા ઘામાંથી વહન થતી શોણિત ધારાઓ તે જ્વાળાઓમાં પડવાથી ચડચડ અવાજ થતો હતો. વળી આ રક્ત ધારાઓ પણ પોતાના લાલરંગથી અગ્નિના રંગને પણ વધારે રક્તવર્ણ બનાવી રહી હતી. કેવળ પોત પોતાના ઉપરોક્ત કાર્યમાંજ પ્રવૃત્ત થયેલા આ પૃથિવીના પ્રૌઢ અને ઉત્કૃષ્ટ યોદ્ધાઓના મન, એક બીજાનો ઘાત કરવામાંજ રોકાયેલાં હોવાથી અગ્નિના ઉદ્ભવીતપણાથી તદ્દન અજ્ઞાત હતાં અને તેથીજ સ્વયં અગ્નિદેવે પણ આ વીરોની વીરતામાં લીન બની કૃતઘ્ન બુદ્ધીથી પોતાનો ધર્મ પણ તજી દીધો હતો. બન્ને વિરોના હૃદયના મર્મ સ્થાનમાં ઉપસ્થિત થયેલો અને ક્રમેક્રમે મસ્તિષ્કમાં પ્રદિપીત થયેલો જાજવલ્યમાન ક્રોધાગ્નિ, નયનોમાં તેનું પુર્ણ રેખામય દર્શન કરાવતાં, પૃથિવીમાં કુદરતી રીતે ઉત્પન્ન થતી ખનીજ ધાતુ સિંદુરના રંગને પોતાથી પર હોવા છતાં પણ પોતાની ભાવનાને સંપુર્ણ ધારણ કરતો હોવાથી લાઘવ્યતા લજ્જા પમાડતો હતો. અસિચાલનવિદ્યાવિશારદપણાનો સંપુર્ણ પરિચય કરાવતા આ બન્ને મહાન

નિપુણ યોદ્ધાઓના તિવ્રગતિમાન હસ્તોથી ચપળતા પ્રસિદ્ધ વિદ્યુતને પણ પ્રહારના અતિ અદ્ભુત વેગનું લજ્જા-ભાન યથાર્થ થવાથી, ઉપરોક્ત સ્થાનને તજી ચાલ્યું જવું પડયું હતું અને તેનું પદ બન્નેના હાથમાં ચળકતી પળેપળે ચમકારા કરતી સમશેરોએ લીધું હતું. છતાં પણ આ બન્ને વીરોના તાપથી પોતાની પ્રિયપાત્રી વિદ્યુતની વાહરે મેઘ આવી શકવા એ સમર્થ હોવાથી તેના કટ્ટા વિરોધી અગ્નિદેવ પ્રસન્ન વદને ઉપરોક્ત સ્થાનમાં પોતાની પ્રચંડ જ્વાળાઓ રૂપી મુખ પ્રદેશના કિરણો પુર્ણ પણે ફેલાવી રહ્યા હતા. કેવળ સત્યનેજ રણુપ્સરા દેવી વિજયમાળ આરોપતી હોવાથી આપણા તરૂણકુમારને સંતુષ્ટ કરવા, પોતાની કુમકુમ પગલીયો ભરતી, અતિ હર્ષથી હર્ષીત વદનેન્દુએ, વિશ્વમોહન લટકાળી ચાલ ચાલતી, સર્વ અંગ ઉપઅંગને પ્રણયવારીથી પુર્ણ ભરતી, દુર્મતિ રાક્ષસ દુર્મુખની ધૃણા કરતી, સત્યનેજ વિજય વારિથી અભિષેક કરાવવાની પોતાની દૃઢ પ્રતિજ્ઞાપાલનઇચ્છા, દર્શાવતી તેની સામે આવી પહોચી. રાક્ષસનું બળસંપુર્ણ જરાવસ્થા પામતાં તેના કૃપાણુ તાંડવમાં શિથીલતાનો આવિર્ભાવ થવા લાગ્યો. સત્યેશ્વર ચમત્કૃતની અપેક્ષા કરનાર અશુદ્ધ રાક્ષસ, પોતાના હૃદય બળનું સમતોલપણું સર્વથા ગુમાવી બેઠેલો હોવાથી તે દિવ્ય ચમત્કૃતિનું ચમત્કાર—દર્શનભાન અનુભવવા અતિ ક્ષોભીત હૃદયે અને વદને થરથર ધ્રુજતા ચરણે ભયભીતાવસ્થાને પ્રત્યક્ષ રીતે પ્રાદપીમાં કરતો હતો. આવા પ્રચંડ સમરખેલન સમરાંગણુત મિથ્યા બળ ગર્વરૂપ સુપ્તતાથી ફસાઇ પડેલો ભગ્ન-હૃદય રાક્ષસ દુર્મુખ પોતાના આ અન્યાચારીપણાથી હૃદય—પશ્ચાતાપાગ્નિમાં દગ્ધ થતો, સંયામની પુરીના માર્ગને પ્રાપ્ત કરવા અધિકાર યુક્ત પદરૂપ—વારિથી આભિષિક્ત થયેલો

હોવાથી આપણા તરૂણ કુમારને પ્રત્યક્ષ મૃત્યુદેવ-સ્વરૂપ સમજતાં, રાક્ષસ જાતની હરહમેશની લજ્જીત રીતિરૂપ ગર્ધવ ઉપર ગર્ધવારોહણ કરવા લાગ્યો; અર્થાત્ હવે તરૂણકુમારની અત્ર પશ્ચાત્ થવાની કૃતિના ભયથી સમર ભુમિનો ત્યાગ કરી નાસવા લાગ્યો.

પ્રિય પાઠકગણ! અગણિત ઉંડા અસહ્ય ઘાથી ઘવાયેલા પોતાના સેનાધિપતીને આવી દુર્દશામાં નાસતો જોઈ તેના સર્વ સૈનિક રાક્ષસો પણ ઉદ્વેગ પુર્ણ ત્રાસ ભયથી તેની પાછળ નાસવા લાગ્યા. દેવ સ્વરૂપ વીરતરૂણ કુમાર પોતાના દૈવીય વિભુપીત ગુરૂ કથન પ્રમાણે તેનો ઘાત કરવા તેની પાછળ ન પડતાં, નાસતાને નાસવા દેતાં, બુમ પાડી બોલી ઉઠ્યો કે "નાસ! નાસ! ઓ ભીરૂ! તારા તુચ્છ જીવનનું રક્ષણ, આ પ્રમાણેની મારી દેવ-ગુરૂ દયાથીજ થયું છે એમ સમજી નાશી જા."

સમર જોશથી અવ્યવસ્થિત બનેલું પોતાનું હૃદય-વાતાવરણ તોફાની વાદળાંઓ દુર થતાં શાન્ત થતું હતું. સર્વત્ર નિરવતા ભયાનકતા મુર્તિમંત ભાસતી હતી. આવા કટાકટીના અને ભયભીત પ્રસંગમાં પણ જે હૃદય, જરા પણ આંચકો ન ખાતાં પોતાનું કાર્ય બજાવતું હતું. તે હૃદય, તેવો પ્રસંગ વીતી જતાં આનંદિત થાય, એમાં શંકાસ્પદ થવા જેવું નથી હોતું. હવે આપણા તરૂણ કુમારને રાક્ષસના ગૃહમાં પ્રવેશ કરવાનો કોઈ પણ પ્રકારનો અવરોધ ન હોવાથી તે નિર્ભય બની કાંઈક આરામ લેઇ પોતાના કાર્યમાં આગળ વધવા તત્પર થયો. પોતાની તલવારને મ્યાંન કરી હસ્તમાં પોતાના વિજયી ભાલાને ગ્રહણ કરી સ્વસ્થતાથી તેણે દ્વારમાં પ્રવેશ કર્યો. અંદર કાંઇપણ વિરોધ ન હોવાથી ગૃહના ગર્ભ ભાગમાં આગળ વધતાં વધતાં તે એક પાષાણની બાંધેલી નિસરણી પાસે આવી પહોંચ્યો. માળ ઉપર કાંઇક ઘોંઘાટ જેવું સંભળાતાં તરૂણકુમાર ત્યાંજ ઉભો રહી ઉપર ચાલતો પ્રકાર ધ્યાનથી સાંભળવા

લાગ્યો. મેડાનો ભાગ અતિ ઉંચો હોવાથી જોકે આપણો તરૂણકુમાર નિસરણીની પાસેજ ઉભો હતો તો પણ ત્યાં ચાલતો પ્રકાર અને વાતચીત બરાબર સાંભળી શકતો નહોતો, અને તેથી તેણે ઘણુજ મંદમંદ પગલે એક પછી એક સોપાન ઉપર ચઢવા માંડ્યું. આખરે તે નિસરણીના અંતિમ સોપાન સુધી પહોંચવા છતાં પણ તેને કોઇપણ પ્રકારનો ભય નડ્યો નહિં જેથી શાન્ત ચિત્તે ઉપર ચાલી રહેલી સર્વ વાતચીત સાંભળવાને લાગ્યો.

વિદ્યાધરરાજ અમરનાથના ઉદ્યાનમાંના સરોવરમાંથી તેની પત્નિ દેવી ચિત્રલેખાનું હરણ કરનાર રાક્ષસ ધુમ્રશાન પોતાના સ્વામિત્વના મણિમહેલના દરબાર ગૃહમાં અતિ આનંદિત હસ્તે પ્રસન્ન વદને પોતાના સહાયક સભાસદોની વચમાં એક રત્નજડીત સિંહાસન ઉપર બેઠો હતો. આ દરબારગૃહ વા સભાગૃહ જે કહીતે એ એક અલૌકિક અખંડ તેજોમય પ્રભાવ સંપન્ન રત્નગૃહજ હતું. રત્નગૃહની ચારે બાજુની દીવાલો નિલમણિ ખંડની અનેવચ્ચે વચ્ચે સુવર્ણના કટકાઓથી જડીત હતી. આ સુવર્ણ વિભાગોમાં અતિ તેજોમય રત્નમણિયોને સ્થાન મળવાથી જળહળ થતા પ્રકાશની સંપુર્ણ ભાવનાને લીધે નિલમણિખંડ વાળા ભાગોમાં તેનું રત્નતેજ પ્રતિબિંબ પડવાથી જોનારને ખંડના અંદરના ભાગમાં રત્નોનું અસ્તિત્વ તાદશ્ય માલુમ પડતું હતું અને આજ પ્રકારની ભાવનાને લીધે પ્રતીબિંબોનું પ્રતીબિંબ સભાગૃહમાં બિરાજેલા સભાસદો ઉપર પડવાથી તેઓના દેહો પણ રત્નનાજ માલુમ પડતા હતા ઠેકાણે ઠેકાણે સુવર્ણના કૃત્રિમ અંગોમાંએ સાહેલી હીરામણિ માણિક્યની દિવાલગીરીઓમાં કુદરતી રીતેજ જમીનમાંથી ઉત્પન્ન થયેલા માણિક્યના દિપક પાત્રોમાં સુગંધિત અત્તર અહોરાત્ર બળતું હતું અને તેનો રમણિય પ્રકાશરંગ, સભાગૃહની દિવાલોમાં જડેલા રત્નોના પ્રકાશ રંગમાં અત્રે

બિરાજેલા સભાસદોના હિરા માણિક્ય ગ્રંથીત કાંચન જરીના જળહળ થતા પોશાકોના રંગમાં મિશ્રીત થવાથી અનંત રત્નોના ભંડાર–સ્વામિન સાગરદેવશ્રીનું સ્વયં અસ્તિત્વજ સ્થિતી કરી રહ્યું હોય એમ સમજાતું હતું. હિરા માણિક્યનીજ બનાવેલી પવનદ્વારની સ્તંભિકાઓમાં અતિ અદ્‌ભુત કારીગરીવાળી કૃતિમ વેલ બુટ્ટીયો અને સુવર્ણની જાળીયોના દ્વારમાં પણ છુટે હાથે રત્નોનો ઉપયોગ કરેલો હોવાથી વાયુદેવ પણ પોતાના આગમન, સત્કારની, આવી માનભરી યોજનાઓ થવાથી, અતિ હર્ષથી પ્રફુલિત લહરીયો વડે અહોનિશ ત્યાંજ નિવાસ કરી રહેલા હતા. વાયુદેવમાં પણ પોતાના આવા અસ્થિત્યન્તર નિવાસથી, આળસ્યનો આ વિર્ભાવ થયેલો હોવાથી તેમની અતિં નમ્ર વિનંતીને ધ્યાનમાં લઈ, રાક્ષસ ધુમ્રવાને સભાગૃહની રત્નમય છતમાં, વાયુદેવની આ વ્યથાને દુર કરવા માટે ઠેર ઠેર રત્નજડીત્ર પક્ષોથી અલંકૃત થયેલા યાંત્રિક પવનચક્રો સ્થાપિત કર્યા હતા. અતિ અદ્‌ભુત પ્રદર્શનિય મલ્લિકા–વલ્લરીની કારીગરીથી બનાવેલા રત્નજડીત કાંચન દંડ ઉપર, પવન ગવાક્ષની બહારની બાજુયે જાળીવાળાં ઢાળપડતાં સુવર્ણ છત્ર આવી રહેલાં હોવા છતાં પણ. સહસ્ત્રરશ્મિ ભાસ્કર–ભગવાંનના તપ્ત કાંચન વર્ણ કિરણો, આ રત્નગૃહમાં પ્રવેશ કરી શકવા સમર્થ હતાં; પરંતુ તેનામાં વસી રહેલાં રત્નોની તેજોમય પ્રભાથી, લજ્જીત થવાના કારણે તેમ થઈ શકતું નહોતું. પ્રભાકર પોતાની આ પ્રભાવ–ન્યુનતાથી, લજ્જીત થઇ, રત્નગૃહમાં બિરાજેલા સભાસદોને પોતાનું ક્ષોભિત મુખ દર્શન ન કરાવતા હોવાથી, સભાસદો પણ બંધુતાની પ્રિતીભરી લાગણીથી ગ્લાનિ પામતા હતા; પરંતુ તેમનાજ પ્રતાપથી પ્રતાપી થયેલા પોતાના અત્યંત પ્રિતી પાત્ર પ્રતિનીધિ શશીકાન્તનો આદર રત્નગૃહના રત્નો પુર્ણ હર્ષથી કરતા હોવાથી, પ્રભાકરનો તે ક્ષોભ અતિ મંદતાને પ્રાપ્ત થયો હતો. રત્ન ગૃહના રત્નો સ્વયં ચંદ્ર-

દેવની અયોગ્યતા છતાં આવા મહત્તાલંકારથી વિભુષીત કરતાં હોવાથી, પોતે પણ અતિ આનંદથી પ્રસન્ન ચિત્તે, પોતાના શિતળ કિરણ સ્પર્શથી, ગૃહમાંના ગવાક્ષો પાસે નાખેલા ચંદ્રકાન્ત મણિયોના ચકના મણિયોને, અમૃતજળ–ઝરણરૂપ પ્રસાદથી ભાગ્યશાળી બનાવી આનંદિત કરતા હતા. રત્નગૃહની આ અતિ અદ્‌ભુત રમણિય દિવાલો ઉપર, છુટા છુટા સુશોભિત યોગ્ય સ્થળોયે, અસખ્ય નાનાવિધ રત્નજડીત્ર ચોખંડ સુવર્ણ પટ્ટિકાઓ અને પહોળા હિરકપટથી જડીત થયેલા સૌન્દર્યમય ચિત્રપટો ઢાંગી દીધેલા હોવાથી, ગૃહની સૌન્દર્ય, લક્ષ્મિની રમણિયતામાં વૃદ્ધિ કરતાં હતાં. સુવર્ણ, રસથી ઢાળેલા રત્નગૃહના નક્કર સ્તંભો વિસ્મયતા પુર્ણ રીતીયે જડીત્ર, અનેક રંગ બેરંગી રત્નોથી, ગૃહના રત્નતેજગર્વાન્વિતપણાના પ્રાધાન્ય આધારભુત હતા અને તે સ્તંભોને એટલી, રત્નજડીત નાનાવિધ આસનો ઉપર વિરાજેલા સભાસદોના ગૌરવ પુર્ણ મુખ પ્રદેશો રત્નપ્રભાના તેજથી પ્રકાશિત હતા. આવા રમણિય અલૌકિક સ્તંભોના આધાર ભુત થવાથી સર્વને આશ્ચર્યતાના સાગરમાં ગરકાવ કરે એવી સભાગૃહના ક્ષેત્રફળ જેટલી, રત્નપટની જાળીદાર અદ્‌ભુત નકસીવાળી છત આવી રહેલી હતી. નિયમીત રીતે ગોઠવાયેલા અનેક પારદર્શક રત્ન–ઘટોમાં રત્ન ખચીત સુગંધિત દિપક પાત્રો, અતિ ચકચકિત તેજથી રંગ–બેરંગી પ્રકાશ આપતા હતા તેથી તેની તેજ પ્રભા અતિ ઉજ્વળતાથી સભાસદોએ ધારણ કરેલા મૌક્તિક અલંકારોના મૌક્તિકોના ગર્ભતેજ–પ્રતિબિંબમાંથી રમણિયતા પુર્ણ ઝીણી ઝીણી રશ્મિયો આ સભાગૃહમાં ફેલાઇ રહી હતી. સભાગૃહની ચોખંડ છતમાં ટાંગેલા અનેક હિરકવૃક્ષો, તેના રત્નફળ, નાનાવિધ માણિક્ય જડીત વાંકી ચુંકી દંડીકાઓ અને વક્ષરી પત્રોને ટાંગેલી તેજોમય મૌક્તિક સેરો રત્નગૃહમાંનાં અતિમાન

યાંત્રિક પવન ચક્રોથી આવતી વાયુ લહરીયો વડે આન્દોલિત થતી હોવાથી, સરોવર ઉપર આનંદથી ફરતા રાજહંસોના ગતિ—રવની શંકાને સ્થાન મળતું હતું. સમુદ્રના નિલ રંગની સ્પર્ધા કરનાર નિલમણિ ચોખંડ પટથી સભાગૃહની ભુમિ આચ્છાદિત હોવાથી, સાગરદેવે પોતે પોતાના વિલાસાર્થે પોતાના ઉપર બાંધેલા રત્નગૃહની ભ્રાન્તિ થતી હોવાથી, નવિન આગંતુક, સમુદ્રની ભાવનાને જાણી એકાએક પ્રવેશ કરી શકતો નહોતો. આવા સર્વત્ર રત્ન ખચીત રત્ન સભાગૃહની નિલમણિ ભુમી ઉપર, સાગરદેવે રાક્ષસ ધુમ્રવાનનું વર્ચસ્વ સ્વિકારી અર્પણ કરેલા અતિ અદ્દભુત કુદરતથીજ ઉત્પન્ન થયેલા પોતાના પ્રાણુરૂપ પ્રિય પાત્ર, વાંકાચુંકા આટાંવાળા પિઠાસન અને છત્ર સહિત નિલમણિ આસન ઉપર, અલભ્ય રત્નોનો સ્વામિન્ આ રાક્ષસ રાજ વિરાજીત થયેલો હતો. ક્ષીર સાગરમાં શ્રી શેષનાગ ઉપર સ્વયં લક્ષ્મિદેવી સહિત વિરાજમાન થયેલા શ્રી વિષ્ણુ ભગવાનને પણ કદાચ એક ક્ષણ આશ્ચર્ય ચકિત કરે, તો તેમાં સર્વથા અશક્યાતા તો અસંભવિતજ હતી. દેવ દુર્લભ આવા અતિ દિવ્ય દરબાર ગૃહમાં ઉપર કથિત દિવ્યતાપુર્ણ સિંહાસન ઉપર પ્રત્યક્ષ ગર્વ મુર્તિ ગૌરવ પુર્ણ પ્રભાવશાળી રાક્ષસરાજ ધુમ્રવાન પોતાના પ્રિયપાત્ર સભાસદો સમક્ષ આરૂઢ થયો હતો. આસપાસ નજર ફેરવી જોતાં પોતાના પ્રિયપાત્ર અજીત સેનાધિપતિ દુર્મુખનું સાસન ખાલી જોતાં વિસ્મયતાથી તેની ગેરહાજરી વીશે અન્ય સભાસદો સાથે યંત્રણા ચલાવી રહ્યા હતો.

" મારા રણશુર સભાસદો ! અજીત સેનાધિપતી દુર્મુખનું આ સભામાં નાહં હાજર હોવાનું કારણ જો તમે જાણતા હો વા કલ્પી શકતા હો તો સત્વર જણાવો; કેમકે તેમનું આ પ્રકારનું અનિયમીત પણું પ્રાથમિક હોવાથીજ મારૂં હૃદય શંકાશીળ થયું છે. " રાક્ષસરાજ ધુમ્રવાને સેનાપતી દુર્મુખની ગેર હાજરીનું કારણ જાણવા પુછ્યું.

" મહારાજ ! સેનાધિપતી દુર્મુખ કોઈ અગત્યના કારણથી ગુપ્ત દુતોના કથનની સત્યતાનું નિરાકરણ કરવા માટે ભાવિપત્તિ નિવારણ સારૂં ગયા છે એમ મેં સાંભળ્યું છે; તેઓ કેટલાક સેવકોને સાથે લઈને મહેલના ભોંયરાના પ્રવેશ દ્વાર તરફ ગયા છે." એક સભાસદે સુચવ્યું.

" પ્રિય નહુશ ! તમારી વિરહાકથી મારા પ્રતાપી મહાલયમાંજ તોફાનનો પ્રકાર તદ્દન અસંભવિત છે; છતાં પણ હું હમણાંજ તેમની તપાસ એક દુત દ્વારા કરાવું છું. અરે કોઇ હાજર ?"

" આગન્યા ! મહારાજ ! એકદુતે સભાગૃહમાં હાજર થતાં કહ્યું.

" સેનાપતી દુર્મુખ પાસે જાઓ અને તેમને જ્યાં હોય ત્યાંથી સત્વર બોલાવી લાવો."

" જી; બહુ સારૂં." એમ કહી દુત સભાગૃહની બહાર આવ્યો. સભામાં ચાલતી વાતચિતથી તે પુર્ણ જ્ઞાત હોવાથી ભોંયરાના પ્રવેશ દ્વાર તરફ જવા નિસરણી તરફ ચાલ્યો.

પ્રિય પાઠક ! દુતના હૃદયમાં જરા પણ વિચાર નહોતો કે પોતાનો મૃત્યુદેવ સમાન આપણો તરૂણકુમાર તે નિસરણીમાંજ ઉભેલો છે. આ પ્રકારથી કેવળ અજાણ રાજદુત નિસરણી સમિપ આવી પહોંચ્યો. તરૂણકુમાર આદુ તનું આગમન પામી જતાંજ ત્રણ ચાર પગથીયાં નિચે ઉતરી નિસરણીની બાજુમાં લપાઇ ઉભો રહ્યો. નિસરણીમાં અંધકાર હોવાથી તે અત્રે સુરક્ષીત હતો. રાજદુત મૃત્યુને ભેટવા નિસરણી પાસે આવી એક બે ત્રણ, એમ એક પછી એક પગથીયાં ઉતરતાંજ પુર્ણ અંધકારમાં આવ્યો. આ જોઈ તરૂણકુમારને નિસરણીમાં પોતાના અસ્તિત્વની ખબર પડી જવાની ધાસ્તીથી દુતને મારવા હૃદયમાં વિચાર કર્યો. એક ક્ષણુમાંજ નિસરણીમાં ઉતરતા રાજદુતને પોતાના અતી તીક્ષ્ણ ભાલાના ફળમાંજ પરોવી દઈ સ્વ-

સ્થતાથી ઉભો રહ્યો. રાજદુતને પોતાની આવી દુર્દશા અચાનક કેમ કરીને થઇ તેની પણ સમજણ ન પડી અને એક પણ શુભ અગર કોઇ પણ પ્રકારના ઘોંઘાટ વિનાજ તે મૃત્યુને શરણ થયો. તરૂણકુમારે પોતાના ભાલામાં પરોવેલા રાજદુતને નીચે ફેંકી ન દેતાં, હસ્તમાં ભાલાનેજ ઉંચ્ચો પકડી રાખ્યો. નિર્દોષ રાજદુત આ પ્રમાણે પાપીના સંગથીજ માર્યો ગયો.

રાજદુતને ગયાને ઘણો સમય વિતી જવા છતાં પાછો ન ફરવાથી વળી પણ રાક્ષસ ધુમ્રવાન મોટી ચિંતામાં પડયો. કોઇ પણ પ્રકારના સંદેશ વિના તેમજ રાજદુતના પણ ત્યાંજ રોકાઇ રહેવાના પ્રસંગને તે અતિ ગંભિર દૃષ્ટિથી વીચાર કરવા લાગ્યો.

સેનાધિપતી દુર્મુખ! ભયંકર દ્વંદ્વ યુદ્ધમાંથી નાશી જઇ કોઇ બીજાજ રસ્તે સભાગૃહમાં આવી, અસહ્ય વેદનાથી પીડા પામતાં છતાં પણ આવવા નીકળી ચુકયો હતો. તરૂણકુમારના ભયથી ધ્રુજતો, તેની તલવારના ઘાથી ઘવાયેલો, અતિ શોણિત વહનથી નિર્બળ થયેલો, શ્વાસ ભર્યો, દોડતો, સભાગૃહ પાસે આવતાંજ તેમાં પ્રવેશ કરી એકદમ નીચે ભોંય ઉપર રાક્ષસ રાજ ધુમ્રવાન સન્મુખ અતિ ભયંકર આક્રંદ કરતો પડયો. સર્વ સભાસદો તેમજ ધુમ્રવાન પણ અતિ આશ્ચર્યથી ચકિત થઇ, ઘવાયેલા સેનાપતી દુર્મુખને જોતાંજ અનેક પ્રશ્નો પુછવા મંડયા.

"મારા મણિ મહાલયના અમુલ્ય હિરાઓ! જુઓ જુઓ! તમો જીવતાં છતાં અને વળી મારી હયાતીમાંજ મારા પ્રિય સેનાધિપતી દુર્મુખની આવી દશા કરનારે, મારી પ્રચંડ કોપ જ્વાળાને પોતાનાજ શિર ઉપર ખેંચી લીધી છે, જેમાં બળી પ્રજળી તે ભસ્મિભુત થશેજ. નંદન વનના વિહારી દુર્મુખ! આ શું? તારી આવી દુર્દશા કોણ

કરનાર? મારા કોપાગ્નિમાં કોણ પ્રજળી ભસ્મ થનાર?" રાક્ષસ ધ્રુમ્રવાને અતિ ક્રોધાન્વિત થતાંજ પુછ્યું.

"મહારાજ! દેવી ચિત્રલેખાનો મદદગાર! આપનો અને મારો એજ ગુનેહગાર! દુર્મુખે કહ્યું.

"અલ! આજને આજ અને અત્રેજ તે પાપાત્માનો હું ઘાત કરીશ. પ્રિય દુર્મુખ! રાજદુત કયાં! ક્રોધથી હૃદયમાંજ પ્રતિજ્ઞા કરતો ધુમ્રવાન બોલી ઉઠયો.

"જો; જો! જોઇ લે! દુરાત્મા ચાંડાલ! પાપીયસિ! મારા ભાલાની અણી ઉપર કર ધ્યાન! પિશાચ! તારા ક્ષુદ્ર સેનાપતીની દુર્દશા કરનારના હાથમાંના વિજયી ભાલા પ્રત્યે જો." તરૂણ કુમાર એકદમ નિસરણી ઉપર ચઢી આવી પોતાના ભાલાની અણિ તરફ સર્વેનું ધ્યાન ખેંચી બતાવવા લાગ્યો. સર્વ સભા સભાસદો તેમજ રાક્ષસ ધુમ્રવાન પણ આ દશ્ય જોઇ ગર્ભ ગળીત થઇ ગયા.

"અહો! શ્રી શક્તિ સ્વરૂપ ભાલાના ફળને પણ જોયું! મારા પ્રિય અનુચરના ગૌરવશાળી શબને પણ જોયું! અને ઓ ઘાતકી! આ દુષ્કૃત્ય કરનારના મલિન મુખને પણ જોયું! અરે ઓ નરપિશાચ! તું કોણ?" રાક્ષસે ક્રોધથી પગ પછાડતાં ગર્જના કરી.

"અહો દુરાત્મા! ન ઓળખ્યો તેં હજી મને! વિદ્યાધરરાજ અમરનાથના ઉદ્યાન મધ્યેના સરોવરમાંથી ગુમ થયેલી દેવી ચિત્રલેખાનો મદદગાર! તમો નરપિશાચોનો ઘાત કરી તેને દુઃખ મુક્ત કરનાર!" તરૂણ કુમારે નિર્ભયતાથી કહ્યું.

"ધીટકાર હજાર! પણ નામ?" રાક્ષસે ધિક્કાર દર્શાવતાં કહ્યું.

"દેવી ચિત્રલેખાનો આનંદ કંદ! વિજયી મકરન્દ!" તરૂણ કુમારે શૌર્યતાથી કહ્યું.

" મકરન્દ ! મકરન્દ !! ઓળખ્યો તને ! નિર્મળ અમરનાથનો લઘુ બંધુ ! અને તું દેવી ચિત્રલેખાનો મદદગાર ! મારા સિંહ સમાન પંઝામાંથી તેને મુક્ત કરનાર ! આજ તારા ભ્રમિષ્ટ મનના તરંગી વિચાર ! સત્વર ચાલ્યો જા સભાગૃહમાંથી ! નહિંતર મરીશ આજ તારા દુરાગ્રહથી સિંહના સપાટામાં સપડાયેલી સુંદરીને મુક્તિ આપવાનો વિચાર ! અરે શૃગાલ તારો શો અધિકાર ? " રાક્ષસે ગર્વથી કહ્યું.

" અધિકારનો લેખીત પરવાનો મારા ડાબા પડખામાં લટકી રહ્યો છે ! કામાન્ધ ! તારા આ ચૌર્ય કર્મનો બદલો લેવા ઓહ ! તે તલપી રહ્યો છે. "

" તારા કટાયેલા પરવાનાની પરવા ! ઓ દુર્બુધી ! ન સમજતો કે આ જાલીમ રાક્ષસરાજ જરા પણ ધરી રહ્યો છે ! તે તો હવે તારા મોતનો વિચાર કરી રહ્યો છે."

" તે સર્વ વિચાર તું પાછળથી કર્યાં કરજે; પણ અત્રે હું પુછું તેનો સત્વર જવાબ આપ. બોલ ! દેવી ચિત્રલેખા ક્યાં છે ? "

" મારા મણિ મહાલયમાં ! ચાલ્યો જા, ઓ બાયલા ! તે હવે તમારી સંગી નથી. "

" ચુપ કર ! હરામી ! એ દેવબાળા ! તું કાગની કદાપિ અનુરાગી નથી. કલંકિત જીવનને ધારણ કરી સદા પાપ ભાગીની થવાની નથી. દુષ્ટ રાક્ષસ ! પુણ્ય માર્ગનો ત્યાગ કરી પાપ માર્ગનો અંગિકાર કરવાની નથી. "

" અરે ઓ મુર્ખ ! સુંદરીયો સદા સર્વદા ભોગ વિલાસ અને વૈભવોને ચાહનારી છે; સંપત્તિયુક્ત અને રતિશૌર્યમાં શુરવિરની રતિમાં લીન છે. "

" વિષયાન્ધ ! દેવલોકના ભોગ વિલાસ અને વૈભવોની પ્રતિસ્પર્ધા રાક્ષસી માયાઓ કરે, એ કાચનું હિરાની હરીફાઇમાં ઉતરવા જેવું છે. પાપાન્ધ ! મિથ્યા વિતંડાવાદ જવા દઇ દેવબાળા સોંપી દે; એ રીતે દેવોના વર્ચસ્વનો સ્વીકાર કરી તેમની કૃપાને મેળવી લે. "

" અરે મિથ્યા ગુમાની ! દેવોના વર્ચસ્વનો સ્વીકાર અને દેવબાળાનું સુખી મુખદર્શન, આ સભાગૃહમાં તો નહિંજ પણ રણાંગણમાં થશે. અબુધ મકરન્દ ! રાક્ષસરાજ ધુમ્રવાનના બળનો પરિચય તને હવે પછીના સમરાંગણમાં થશે. સેનાપતી દુર્મુખ સાથેના યુદ્ધમાં વિજયી થયો તે ખરી રીતે વિજયી નહિં, પરંતુ મારી સાથે હવે પછી થનાર ભીષણ સંગ્રામને જીતી લેવા તેં મને પ્રોત્સાહિત કર્યો. પામર જીવ ! એ રીતે તેં મને તારો ઘાત કરવા પ્રેર્યો છે; અરે પિશાચ ! સુખરૂપ જીવનની અમૃત સરિતામાં તેં તારા હાથે કરી ઝેર–રસ રેડયો છે. એ વિષ તારી રગેરગમાં પ્રસરવા પહેલાં ઓ અન્ધ ! તારા એ અભિમાની હૃદયના સહસ્ત્ર કટકા કરે એવું દશ્ય તારા પોતાનાજ નયનોથી અવલોકી પછી મારી સાથે યુદ્ધમાં ઉપસ્થિત થજે; તારા તુચ્છ જીવનનાટકની સમાપ્તિ કરજે."

" દુરાત્મા ! કઇ પાપમય પ્રવૃત્તિથી ! "

" સભાગૃહમાંજ દેવબાળા સાથે ભ્રષ્ટાચાર ! "

" ચુપ ! હું જીવતો છતાં એ શિષ્ટાચાર ! "

" નરકના કિટકોને એજ નરકાગાર. "

" અરે જાલિમ ! એ જુલમને હું નહિં સાંખનાર ! "

" અહો એજ જુલમથી ! એજ બળાત્કારથી તું સિદ્ધો રાહપર આવનાર. "

" અરે એજ દુષ્કૃતિયે અત્રેજ મારી પ્રતિજ્ઞા સત્વર પુર્ણ થનાર ! "

"તો શાન્ત છે વાર? થા તૈયાર!" રાક્ષસ ધુમ્રવાન આ પ્રમાણે ઘણોજ ગુસ્સે થયો અને તત્કાળ બોલી ઉઠયો કે "પ્રિય નહુશ! સભાગૃહના ગુપ્તદ્વારને સત્વર ઉઘાડી નાંખ."

"આગન્યા મહારાજ" એમ કહી નહુશે તરત સભાગૃહના ગુપ્ત દ્વારને પોતાના આસન સાથે જોડાયેલી કળ દબાવતાં જ, દ્વાર ઉઘડી ગયાં. રાક્ષસરાજ વિરાજીત નિલમણિ આસનના પૃષ્ટ ભાગમાંનું દ્વાર ખુલ્લું થતાંજ, ધુમ્રવાને યંત્રભુવનમાં પ્રવેશ કર્યો અને ત્યાં આવી રહેલા યંત્રોમાંના એકને ચાલુ કરતાંજ, એક મોટો અવાજ થયો; અને આ અવાજની સાથે દેવી ચિત્રલેખા સહિત અખંડ કક્ષા કે જેમાં તેને નજર કેદ રાખવામાં આવી હતી તે કક્ષા, સભાગૃહના સિંહદ્વારમાં પ્રવેશ કરી નિલમણિ આસન સમક્ષ ઉપસ્થિત થઇ. આ જોઇ વિજયી મકરન્દ હર્ષથી પ્રફૂલ્લ વદને દેવી ચિત્રલેખા સન્મુખ જોઈબોલ્યો કે "દેવબાળા! આથી વધારે વખત હવે તમો દુઃખી થનાર નથી. થોડો વખત ધીરજ ધરો." તરતજ મકરન્દ તે કક્ષા તરફ ધસી ગયો.

આ તરફ રાક્ષસ નહુશ પોતાના સ્વામિનના નેત્ર સંકેત માત્રથીજ મકરન્દને અધવચ અટકાવવા તેના માર્ગમાં ઉપસ્થિત થયો. અને બોલ્યો કે "સપુર દુષ્ટ! રાજહંસિ પ્રત્યે કાગનું આગમન ઇષ્ટિજ નથી. એટલેજ ઉભો રહેજે; નહિંતો આ તલવારના એકજ વારથી તારા શરીરના બે ભાગ થઇ જશે."

"અરે અધમ! દેવબાળાને મુક્ત કરતાં આ તારો ક્ષણિક અટકાવ? અવરોધ? પાપાત્મા નહુશ! દુર્મુખના સામું જો; અને પછીજ મારી સાથે કર વિરોધ!"

"અરે બટુક! આ નહુશને દુર્મુખ ધારવામાં તું ભુલ ખાય છે. દેવી

ચિત્રલેખાને મુક્ત કરવાના માર્ગમાંથી પાછો વળ નહિં તો સમજ તારો હવે જીવ જાય છે."

"અબુધ ! માર્ગસ્થ થા! નહિં તો આજ છે તૈયાર!" એમ કહી મકરન્દ અતિ આવેશથી પોતાના ભાલાનો નહુશ પર પ્રહાર કરવા તત્પર થઇ ઉગામે છે.

"પિશાચ શાની છે વાર !" એમ કહી નહુશ કમરપટામાં લટકાવેલી પોતાની તિક્ષ્ણ તલવાર કોશમાંથી બહાર ખેંચી કાઢી મકરન્દને મારવા તેના તરફ ધસે છે.

"તો હોશીયાર !" એમ બોલતાંજ સિંહ જેમ પોતાના શિકાર ઉપર તલપે, તેમ મકરન્દ પોતાના શત્રુ નહુશ ઉપર તલપ્યો અને ભાલાના એકજ પ્રહારથી નહુશના શરીરને તેના ભગમાં પરોવી દીધું. તરતજ ભાલાને ઉંચો કરી રાક્ષસરાજ ધુમ્રવાન પ્રતી ફરી મૃત નહુશના શરીરને તેના ઉપર ફેંકી રૂદ્ર મુખમુદ્રાયે બોલ્યો કે "ઓહત્યારા ! આ પ્રમાણેજ હજી કેટલા નિર્દોષોના જીવ લેવરાવીશ ?"

પાઠક ગણુ ! આ પ્રકાર એટલી તો ત્વરાથી બની ગયો કે ધુમ્રવાન અને તેના સર્વે સભાસદોના જોતજોતામાં એક ક્ષણમાંજ સમાપ્ત થયો. દાનવરાજ ધુમ્રવાનના રત્નગૃહની મણિભુમિ રૂધીરના રક્ત રંગથી રંગાઇ ગઈ. વીર ધુમ્રવાન પોતાનીજ નજરે આ બનાવ જોતાં હવે કેવળ અસહનશીળ થઇ ગયો. આંખમાં ક્રોધ–રક્તતો અખંડ આવિર્ભાવ થવાથી હવે આસપાસના કોઇ પણ પદાર્થને જોવાને અશક્ત બની ગયો. પોતાના શરીરનું સર્વે સત્વ, ક્રોધીત નયનદ્વારા મકરન્દના ઉપર ફેંકી રહ્યો હતો. સિંહાસન ઉપરથીજ પગ પછાડતો ગર્જના કરી બોલી ઉઠયો કે; "બસ ! હવે અત્રેજ આ પ્રકારનો અંત લાવું છું. દુષ્ટ મકરન્દ ! આથી મારી સર્વે સક્તિનો પરિચય તને કરાવું છું. અઘોર કર્મ.



“ મૃત નહુશના શરીરને તેના ઉપર ફેંકી રૂદ્ર મુખ મુદ્રાએ બોલ્યો કે,”
“ ઓ હત્યારા ! આ પ્રમાણેજ હજી કેટલાક નિર્દોષના જીવ લેવરાવીશ ?”
[ પૃષ્ઠ ૨૨૪.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.

ચંડાલ! હવે તને યમ યાતનાનું ભાન કરાવું છું. જો!" એમ કહેતાંજ સત્વર તેણે પોતાના સિંહાસનના ભુમિ ભાગ ઉપર આવી રહેલા યમ-પિંજરની કળને દબાવતાંજ, મકરન્દ જે જગા ઉપર ઉભો હતો તેની આસપાસ ચારે બાજુની જમીનમાંથી લોખંડના મજબુત જાડા સળીયાઓથી બનેલું મોટું પાંજરૂં નીકળી આવ્યું અને અન્તે તો મકરન્દ તેમાં કેદ થયો.

રાક્ષસના પંઝામાં આવી રીતે પોતાને સપડાયેલો જોતાંજ અતિ ક્રોધથી મકરન્દ તેના ઉપર તિરસ્કાર ભરી દૃષ્ટિયે જોઇ બોલવા લાગ્યો; "અરે નારકીય કીટ! આજ તારી શૌર્યતા? વીરતા? આજ પ્રકારના સામર્થ્યથી તું મને નમાવવા ધારે છે. પરંતુ ઓ દુષ્ટ! આ તારૂં લોખંડી પિંજર સમય આવ્યે તૃણ-પિંજર સમાન નીવડશે. વિજયી મકરન્દનો ગુસ્સો એકદમ ફાટી નીકળતાંજ તારા આ પિંજરના સહસ્ર કટકા થઇ જશે. અત્યંત શૌર્યથી સર્વ નાશ કરવા આંતરીક પ્રેરણાએ કરી, ઉઠેલા આ હસ્તનો વજ્ર પ્રહાર થતાંજ. આ તારૂં લોખંડી પિંજર વ્યર્થ નિવડશે."

"ચુપકર ચાંડાલ! સિંહના પંઝામાં પકડાયો છતાં પણ તારૂં આ મિથ્યાભીમાન નષ્ટ ન થયું; તો હવે જોઇલે! તારીજ સમક્ષ! એ દેવબાળાને કલંકિત કરૂં છું. એ જોઇને મારૂં વર્ચસ્વ સ્વિકારી નિરાશ, હતાશ થઇ ચાલ્યો જજે." એમ કહી સત્વર દેવી ચિત્રલેખાને સંબોધી દાનવરાજ બોલ્યો "દેવી! સુંદરી! બોલ, શો છે વિચાર? કે કરૂં બળાત્કાર?"

"મહાન્ધરાજ! શો છે આ પ્રકાર?" ચિત્રલેખા મકરન્દને કેદ પકડાયેલો જોતાંજ ગુસ્સાથી બોલી ઉઠી.

"જો! મકરન્દ તારો મદદગાર! તેના હાલ!!"

" કરોળીયાની જાળને ભેદવામાં સિંહને કેટલીવાર ? "

" યમપાશ સમાન આ લોખંડી પિંજરને કરોળીયાની જાળ સમજનાર અબુધ અબળા ! તારો એ મિથ્યા પ્રલાપ છે. દાનવી માયાજાળથી કેવળ અજાણ એ ગર્વિણી ! તારો ગર્વ હમણાંજ ઉતરી જશે અને ત્યારેજ આ તારૂં દાંભિકતા પુર્ણ હૃદય સહસ્રધા ફાટી જશે. કિંતુ આ દુર્દશામય પરિસ્થીતીને ટાળવાનો ફક્ત એકજ ઉપાય અવશેષ રહ્યો છે અને તે એજ છે ! બોલ શો ઉત્તર ? "

" એટલે ? ક્યા ઉપાયથી, કઈ શરતથી તું અમને મુક્ત કરવા ધારે છે ? "

" એ ઉપાય કહે વા શરત કહે પણ ભાવે કે અભાવે તે તારે સ્વિકારવીજ પડશે, તારે માન્ય કરવીજ પડશે. હવે તું તેને શરત કહે યા આજ્ઞા કહે, જે કહે તે એજ છે; અને તેજ મારો દૃઢ નિશ્ચય છે. તે નિશ્ચયમાંથી કદી હું ડગનાર નથી; પ્રાણાન્તે પણ હું મારી મનોભાવનાને તજનાર નથી. "

" શરતનો સ્વિકાર વા અસ્વિકાર એ તારી શરતની વ્યવહારીક યોગ્યતા ઉપરજ અવલંબી રહેલો છે. ભાવે કે અભાવે માન્ય વા અમાન્ય થશે કે નહિં થાય તે તો જોઈ લેવાશે. પાપી રાક્ષસ ! તારા નિશ્ચયમાંથી તું ડગનાર નથી તો મારા સત્યમાર્ગમાંથી પણ હું ચળનાર નથી તે પણ ખાત્રી પુર્વક માની લેજે. બોલ હવે શી તારી શરત છે ? "

" તારા હૃદય–સ્થાનમાં મારા પ્રેમનો લય કરવાનીજ અરજ છે.

" ચુપ કર અધમ ! દેવ સુંદરીયો પ્રત્યે દુષ્ટ વાસના હૃદયમાં ધારણ કરનાર પિશાચ ! એ તારી પૈશાચિક વૃત્તિની કદાપિ પરિતૃપ્તિ નથી. કામાન્ધ ! દેવબાળાના ઉચ્ચ સત્યાવલંબી ધર્મ–માર્ગને તારા

હૃદયથી જાણી જો તારૂં કલ્યાણ ઇચ્છતો હોય તો મારા ઉદરથી અવતાર લેવાની તારી પ્રથમ ફરજ છે."

"અરે ઓ પાપિણી ! હું મહાબળીનું તારા જેવી તુચ્છ નારીથી આવું ભયંકર અસહ્ય અપમાન! ઓ ક્ષુદ્ર સ્ત્રી! આના અક્ષમ્ય અપરાધનું પણ નથી તને કિંચિત્ ભાન ?"

"અપમાનના ભોગી નારકીય કીટ! સમજે તો એજ તારૂં છે સન્માન."

"ઓહ્ ? અસહ્ય છે! અક્ષમ્ય છે! જોઉં છું કે તારો આ દોર! આ તોર! ક્યાં સુધી તને લભ્ય છે? પિશાચીણી! દાનવરાજ સુઅવાન પ્રત્યે પણ તારો આ દિમાક છે? પણ સમજજે કે એજ તારા મિથ્યા દિમાકની સામે, હું જેવા બળવાનના ક્રોધની આગ છે. તે ક્રોધની આગમાં તને અને આ તારા દુષ્ટ મદદગારને ભસ્મિભુત કરી, તારા સર્વ દેવ વર્ગને નિરાશ હતાશ કરવાનો આ શુભ લાગ છે. અરે દુરાચારિણી ! મારો તારા પ્રત્યેનો ક્રોધ અપરિમીત છે; અથાગ છે."

આવા ગર્વપુર્ણ વચનોની અસહ્યતાથી લોખંડી પિંજરામાં સપડાએલો મકરન્દ તત્કાળ ગર્જના કરી બોલી ઉઠયો "દુષ્ટ પિશાચ ! હવે એક પણ ડગલું આગળ ન ભરતાં ત્યાંજ ઉભો રહે."

"ચુપ! બંધ કર જીભ તારી ! ક્ષુદ્ર પ્રાણી! હવે તારી આંખો ફાડીને જો યા શડીને જો. તમો દુષ્ટોને નમાવવાની કેવી ભયંકર ત્રાસ દાયકકૃતિ છે મારી !" રાક્ષસરાજ અતિ ક્રોધીત થતાંજ સર્વ લજ્જા, સર્વ ભયનો ત્યાગ કરી એકદમ પોતાના આસન ઉપરથી ઉઠી ક્રોધમાંજ દેવી ચિત્રલેખા તરફ ધસી ગયો.

આ તરફ આપણો વીરયુવક મકરન્દ પિંજરામાં કેદ થયેલો હોવા છતાં પણ આ પ્રકારને પોતાની સમક્ષ ઉપસ્થિત થતો જોઇ

શકવા અસમર્થ હતો. તરતજ તેના હૃદયમાં પુર્ણ આવેશનો સંચાર થયો. ક્રોધથી તેના નેત્ર અંધકારથી અત્યંત ક્રોધ પુર્ણ થયાં. પુર્ણ મુખમંડલમાં લાલાશનો આવીર્ભાવ થતાંજ, હૃદય, અસહનશિલતાથી ઉભરાયું. પોતાની આ અવસ્થાનો જરાપણ વિચાર કર્યા વિના સામેથી ધસી આવતા રાક્ષસને ત્યાંજ અટકાવવાનો નિશ્ચય થતાંજ; " અસુર ચાંડાલ! એટલેજ ઉભો રહેજે " એટલુંજ વાક્ય મુખમાથી નીકળતાંજ પોતાના હસ્તનો કેવળ એકજ પ્રહાર તે લોખંડી પિંજર ઉપર મારતાંજ એક મોટા અવાજ સાથે પિંજર કરરરર ભુસ કરતું જમીન દોસ્ત થઇ ગયું! પોતાની આ પ્રકારે મુક્તિ થતાંજ, તરતજ તે રાક્ષસ ધુમ્રવાન સામો ધસી ગયો અને પોતાનો ભાલો ઉંચકી તેને મારવા તત્પર થયો.

આ અણધાર્યા બનાવથી મકરન્દને છુટો થયેલો જોતાંજ સર્વ સભા અને રાક્ષસ ધુમ્રવાન પણ તરૂણ કુમારનું આવું અપુર્વ બળ જોઇ સ્તંભીત થયા, ગર્ભગળીત થયા. ફક્ત તેના સિંહ સમાન એકજ પંઝાના વારથી અભેદ્ય લોખંડી પિંજરના કટકે કટકા થયેલા જોઇ સર્વ નાહિંમત થઈ, ભયથી ધ્રુજવા લાગ્યા. રાક્ષસ ધુમ્રવાન પોતાનું મોત નજીકજ આવ્યું જાણી, ભયભીત થવાથી પોતાના માયા–ચક્રનો પ્રયોગ કરવા તત્પર થયો. પોતાના સિંહાસન તરફ પાછો પડી સિંહાસનના પૃષ્ટ ભાગમાં આવેલા યંત્ર ભુવનમાં પ્રવેશ કરી ચક્ર જાળને ગતિમાં મુકતાંજ મકરન્દ તે ચક્રજાળમાં ફસાયો. જાળના વેગથી સભા ગૃહમાંથી અનિચ્છાયે તે બહાર નિકળ્યો અને તે ચક્ર જાળે ત્યાંથી ઉપાડી મણિ મહેલની બહારના એક અગોચર સ્થાનમાં મકરન્દને લાવી મુક્યો; બાદ ચક્ર જાળ અદૃશ્ય થઇ ગઇ. પળ પહેલા અનુભવેલા ભયભીત પ્રકારને લીધેજ રાક્ષસ ધુમ્રવાન દેવી ચિત્રલેખા પ્રત્યેની અપમાનની લાગણીનું વૈર તત્કાળ તો વિસરી ગયો અને પોતાના અનુચરને દેવ-

સુંદરીના કક્ષ-ભુવનને પોતાની નજરથી દુર કરવાની આજ્ઞા આપી; અને તે પ્રમાણે અનુચરે કક્ષને ઘસડી તેના અસલ સ્થાને મુકી દીધી. અફસોસ! આજની સભાના રંગને ભંગ આ રીતે થવાથી અત્રે પોતાના એક પ્રાણપ્રિય સભાસદ, બંધુ નકુશનો ઘાત થવાથી સર્વે અત્યંત દિલગીર તથા ભયભીત થતાં પોતપોતાના નિવાસ સ્થાન પ્રત્યે સર્વે સભાસદો ચાલતા થયા. રાક્ષસરાજ ધુમ્રવાન પોતાના ઉપર આવી પડેલી આ અણધારી વિપત્તિનો ખ્યાલ કરતાંજ, પોતાનું મસ્તક ગુંચવાડામાં પડી જવાથી આરામગૃહમાં ચાલ્યો ગયો. પ્રિય પાઠક! આટલી આટલી ખુનરેજી ચલાવવા છતાં પોતાના કાર્યમાં નાસીપાસ થયેલો તરૂણ મકરન્દ! હાથમાં આવેલો કોળીયો યથા સમયે ગુમાવી બેસવાથી પોતાના ભાગ્યને અત્યંત દોષ દેવા લાગ્યો. પુર્ણપણે સર્વે વિચારથી ગભરાવાથી તે નિરાશ થઇ ત્યાંજ ભુમિ ઉપર બેસી અનેક તરેહના વિલાપ સ્વર કાઢવા લાગ્યો. દેવી કૃપાયે કરી તરતજ મસ્તિષ્કમાં એક વિચાર ઉદ્ભવતાંજ, તત્કાળ ગુહા પ્રવેશ વખતે યોગિન્દ્રે આપેલા વચનનું પોતાના હૃદયમાં સ્મરણ થતાંજ ગેબી અવાજ સાંભળવા લાગ્યો! હે પુત્ર! રાક્ષસી માયા જાળમાં અત્રે ફરીથી પ્રવેશ ન કરતાં તારા હૃદય-પ્રેરણાનુંસારે મારા આશ્રમમાં ચાલ્યો આવ! અહિંથી થોડેજ દુર એક અશ્વ તારે માટે તૈયાર છે. આજના સુર્યાસ્ત પહેલાંજ મારા આશ્રમમાં આવી જા." આ અંતરીક્ષ અવાજ સાંભળતાંજ તત્કાળ તરૂણ મકરન્દ ભુમિપરથી હર્ષના આવેશમાંજ ઉઠયો અને થોડેક દુર જતાંજ અંતરીક્ષ વાણી પ્રમાણે એક અશ્વને સુસજ્જીત ઉભેલો જોયો. પળનો પણ વિલંબ કર્યા વિના મકરન્દ તે અશ્વ ઉપર સ્વાર થયો અને જોતજોતામાં ત્યાંથી અદ્રસ્ય થઈ ગયો. સુર્યાસ્ત પહેલાં યોગિન્દ્રના આશ્રમમાં પહોંચી જવાનું હોવાથી તે પોતાના અશ્વને ઘણા વેગથી

દોડાવતો, અનેક જંગલો અને પર્વત માળાઓને ઓળંગતો, આસપાસ કાંઇ પણ નજર કર્યા શિવાય, પુર જોસથી ચાલ્યો જતો હતો. વખતસર યોગિન્દ્રના આશ્રમમાં તે પહોંચી શકયો કે નહિં તે પ્રિય પાઠક! તને તો સુવિદીત છે. મકરન્દ આશ્રમમાં પહોંચ્યો તો ખરો, પણ સંધ્યા સમય પશ્ચાતજ. અને તેજ તેના કાર્યમાં આટલા વિલંબના નિમીત્તરૂપ થઇ પડયું. આ સર્વ પ્રથમ પરિચ્છેદમાં વર્ણવેલું છે તેથી તમો જ્ઞાત તો હશોજ.



## પ્રકરણ ૧૫ મું.



### દેવી ત્રૈલોકયસુંદરી.

પ્રલય અંધકાર સમ સ્યામ રંગવાળા અને ભયંકર પ્રચંડ પ્રાણુહારક વિષધારી અગણીત નાગોથી વીંટાયેલા વિદ્યાધરરાજ અમરનાથનો પ્રિય સ્વામી-ભક્ત અનુચર જયદેવ, નાગલોકની ગુહામાં, રશ્મિકાન્તના ઘણી વખત વારવા છતાં પણ, નાગમુર્તિને સ્પર્શ કરવાથી ઘણી માઠી અવસ્થાને પામ્યો હતો એ સર્વ પ્રિય પાઠક! તમોને સુવિદીત છે. મણિકાન્ત પુત્રી દેવી ત્રૈલોકયસુંદરીની આજ્ઞાનુંસાર રશ્મિકાન્તે જયદેવને આગળ ચાલવાનું કહેતાં નાગલોકના ઘેરામાંજ તે આગળ આગળ ચાલવા લાગ્યો. મુર્તિવાળા ખંડ વિભાગમાંથી બહાર નીકળતાંજ તેઓ કેતકી અને મલયાચંદનના વન પ્રદેસમા પ્રવેશ કરવા લાગયા. વનમાંના વૃક્ષોની સુગંધથી મસ્ત બની વીંટાઇ રહેલા વિષધરો વૃક્ષોના અસ્તિત્વ-દર્શનમાં પ્રત્યક્ષ અંતરાયરૂપજ હતા. ડાળીયો અને પાંદડા ઉપર પણ વીટાયેલા અનેક નાગોયે સમસ્ત વન પ્રદેશમાંના વૃક્ષોને સ્યામ રંગ

અર્પણ કરી દીધો હતો. આવો પ્રકાર સર્વત્ર વનપ્રદેશમાં છવાઈ રહેલો હોવાથી એક રીતે એ પ્રદેશ કેતકી તથા ચંદન વૃક્ષોથી ભરપુર હતો, તેમજ બીજી રીતે નાગોની વિપુલતાથી ભરપુર પણ હતો. જે કહો તે, એ પ્રદેશમાંથી જયદેવ અને રશ્મિકાન્તને પસાર થવાનું હતું. દુર્ભાગી જયદેવ આ દસ્ય જોતાંજ ગર્ભ ગળીત થવા લાગ્યો હતો. વન પ્રદેશમાંના પ્રાણહારક અનેક ભયંકર સર્પોના વિષમય ફૂંફાટા અને પ્રચંડ જ્વાળાઓની અતિ ઘણે દુર સુધી પ્રસરતી વિષમય વાયુ લહરીયોથી, જયદેવ પોતાના દેહનું ભાન પણ ભુલવા લાગ્યો. પોતાના શ્વાસોચ્છ્વાસમાં વિષમય પવનનો સંચાર થતાંજ, પ્રત્યક્ષ સર્પદંશ અનુભવવા લાગ્યો; તેમજ તેથી ઉપજતી અતિ તિવ્ર વેદનાની કંપવા લાગ્યો. પોતાના જીવનની આશા ન રહેતાં હવેજ તે રશ્મિકાન્તના હિતકર વચનોનું સ્મરણ કરવા લાગ્યો. "હતભાગ્ય જયદેવ! હવે તારા કર્મોનો પુર્ણ પશ્ચાતાપ તને થાય છે; એજ વૃતિ જો પ્રથમજ ધારણ કરી હોત, અરે રશ્મિકાન્તના વચનને અનુસર્યો હોત, તો કદાચ આવો પ્રસંગ ન આવત; પણ હવે તે વિચાર સર્વથા મિથ્યા છે. "ગતંન શોચામિ." હવે તો જે થાય તે જોયા કર." આ પ્રમાણે હૃદયગત વિચાર કરતો જયદેવ ચાલતો હતો. રશ્મિકાન્તનું, તેની આ અવસ્થા અવલોકતાં દયા પુર્ણ મુખ મુદ્રાયે તેના તરફ જોતાંજ, હૃદય દવી ગયું અને તેના પ્રત્યે ઘણીજ અનુકંપાદર્શક વાણી વડે તેને દિલાસો દેવા લાગ્યો. પોતે સર્વથા પરતંત્ર હોવા છતાં પણ જયદેવની આ અવસ્થામાં પોતાથી બની શકે તેટલી મદદ કરવા હૃદયથીજ ઉચીત માન્યું.

"પ્રિય જયદેવ! નાગમુર્તિનો ચમત્કાર તો તેં જોયો. મારા કથનની સત્યતાની પ્રતિતી પણ તને થઈજ હશે. તારી આવી હાલત જોતાં મારૂં હૃદય દવી જાય છે પણ અફસોસ! હું તને હવે કિંચી-

માત્ર પણ મદદ કરવા, તારી આવી દુર્દશાને રોકવા અસમર્થ છું." રશ્મિકાન્તે દયાર્દ્ર રીતે આ વાક્યો ઉચ્ચાર્યાં.

"રશ્મિકાન્ત ! રશ્મિકાન્ત ! તેં મને ઘણુંજ હિતકર અને પ્રિય વચન કહ્યું હતું અને તેની અવગણના કરવાનું પ્રાયશ્ચીતજ હવે હું ભોગવી રહ્યો છું. એમાં તારો રજ માત્ર પણ દોષ હું માનતો નથી. આવી ઘોર અવસ્થા-પ્રાપ્તીની આગાહી જો પ્રથમથીજ થઈ હોત, તો પણ તે સમયે તો હું આ સાહસ-કાર્યમાં ઝંપલાવતજ; એટલે હવે તો દોષ મારા કર્મનોજ છે. કોઇ પણ વસ્તુ યા પ્રાણિને ચાખ્યા વિના યા અનુભવ્યા વિના, તેના ગુણદોષનું રહસ્ય, પ્રાણિમાત્રના સમજવામાં નથી આવતું એ પ્રકૃતિનોજ દોષ ઉપલબ્ધ થાય છે. નિઃસંશય ! આ અવસ્થામાંજ મારૂં મૃત્યુ મને ભાસે છે. વન પ્રદેશમાંથી બહાર નીકળવાની, પ્રિય મિત્ર તારી મહેમાની સ્વિકારવાની અને કહું તો દેવી ત્રૈલોક્યસુંદરી તરફથી મળવાની શિક્ષા ભોગવવાની આશા હવે જરા પણ નથી. મિત્રવર્ય ! મારી સ્વામી-ભક્તિરૂપ વાસના આમ અકાળે અતૃપ્ત રહી જતાં. પુનર્જન્મ ધારણ કરવો પડશે, રે તેથી મારી અધોગતિ થશે, એ વિચારજ મને દુઃસહ્ય છે. કિંતુ મારા મરણની મને જરાપણ ચિંતા નથી; સ્વાભાવિક મૃત્યુ એજ સુખકર છે; અકાળે મૃત્યુ એજ દુઃખકર છે." જયદેવે દુઃખથી ગભરાઇ જતાં કહ્યું.

"સત્ય છે, મિત્ર જયદેવ ! તારૂં કહેવું સર્વથા યથાર્થ છે. પરંતુ તને આ પ્રમાણે દુઃખી થતો હું જોઇ શકવા અસમર્થ છું. કેવળ તારી શુભ વાંચ્છનાના યોગેજ મારી સહાનુભુતી તારા પ્રત્યે તું આકર્ષી રહ્યો છે. એ આકર્ષણ એ અનુકંપાથી રખેને હું મારા માર્ગમાંથી ચળીત થાઉં, એવી પળે પળે મારા હૃદયમાં મને ભીતી થાય છે. મિત્ર

વર્ષ ! હું શું કહું ! મારા હૃદયમાં આત્રે એક વિચાર ઉત્પન્ન થાય છે.” રશ્મિકાન્તે અનુકંપા દર્શાવતાં કહ્યું.

“ રશ્મિકાન્ત ! એતો પ્રાણિમાત્રનો સ્વભાવજ છે કે સહૃદયથી સહૃદય પ્રત્યે આકર્ષાય, વળી મારી શુભ પ્રવૃત્તિનો પુરાવો તો રેખા-ઉલ્લંઘનથી પુર્ણપણે સિદ્ધ થઈ ચુકયો છે એટલે તેમાં તો કોઇને શંકા જેવું રહ્યુંજ નથી; છતાં પણ દેવી ત્રૈલોકયસુંદરીના ક્રોધનું કારણ તો ન સમજી શકાય તેવું છે; એટલાજ માટે આ હૃદય વિસ્મીત થયું છે. મિત્ર ! તારા મહદ્ હૃદયનું આકર્ષણ મારા પ્રત્યે થાય અને તે દ્વારા કાંઇક અનુકંપા વા અનુગ્રહ દર્શાવતાં તું તારા ધર્મ માર્ગથી ચળીત થાય એ પ્રકાર પણ ગોટાળા ભર્યો હોઇ, ન સમજી શકાય તેવો છે. તારૂં કહેવું હું હજી પણ યથાર્થ રીતે સમજી શકયોનથી. જે હોય તે સત્વર કહી દે.” આશાના સુક્ષ્મ કિરણને પામી જતાં જયદેવે કહ્યું.

“ જયદેવ ! રેખાના પ્રભાવને લય તો આપણે પ્રત્યક્ષ નિહાળ્યો છે; પણ તેના કારણને જાણી શકવા તો આપણે બન્ને અસમર્થ થયા છીએ. વળી દેવી ત્રૈલોકયસુંદરીના ક્રોધનું કારણ હું તો સમજી શકયો છું અને તે હું તને જણાવું છું. એક વખત દેવ મણિકાન્ત પોતાના મહાલયમાં સ્વસ્થતાયે વિરાજ્યો હતો. અમો સર્વ સભાસદોના એ આનંદ પ્રસંગે અધિક આનંદ ઉપજાવવા કેટલીક નાગ કન્યાઓના નૃત્ય સંગીતને જોવા, સાંભળવામાં, અમે સર્વ તલ્લીન થયા હતા એવામાં સભાગૃહમાંજ દેવ મણિકાન્તના આસન્ન સમીપ એક મહા તેજસ્વી પ્રભા સંપન્ન પદાર્થ અદશ્ય રીતે ઉપસ્થિત થયો. તેની તેજપ્રભાથી અમો સર્વ નાગલોક સહીત અમારા અધિષ્ટાતા દેવ મણિકાન્ત પણ

તેની તેજપ્રભામાં અંજાઇ જવા લાગ્યા. દેવ તરતજ આસનપરથી ઉઠી, તે પદાર્થ પ્રત્યે નજર કરતાંજ તેને પામી ગયા અને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા તે જોઇ અમો સર્વેયે પણ તેમ કર્યું. દેવ તરતજ બોલી ઉઠયા; " સભાસદો ! જુઓ જુઓ ! ! પરમ પરમાત્મા યોગિન્દ્ર શ્રી કૈલાસવાસી મહાદેવની આ અતિ અજીત પ્રભાવશાળી પ્રસાદીરૂપ રત્નાલંકાર રત્નમંજરી:—

રત્નાલંકાર રત્નમંજરીનું નામ શ્રવણ કરતાંજ આશ્ચર્યતાથી વચમાંજ જયદેવ બોલી ઉઠયો રશ્મિ! રશ્મિ! શું **રત્નમંજરી!** ".

" હા ! મિત્ર જયદેવ ! રત્નમંજરી ! એ નામ શ્રવણેજ તને આમ આટલો આશ્ચર્ય ચકિત કેમ કર્યો ? " રશ્મિકાન્તે પણ આશ્ચર્યતાથી પુછ્યું.

" કાન્ત ! એજ રત્નાલંકાર મારા અને મારા પ્રિય સ્વામિનના સર્વે અનર્થોનું મુળરૂપ છે. તેનાથીજ, તેના નિમીત્તથીજ અમારી આ દશા થઇ છે. પ્રિય વિદ્યાધરરાજ અમરનાથને તે પ્રાપ્ત થતાંજ સર્વ સુખ ઉત્પન્ન થયું હતું અને તેને ગુમાવતાંજ દેવ તે દાનવ થયા છે. પછી તે સર્વ હું તને નિવેદન કરીશ. અત્રે તો તારી વાર્તા આગળ ચલાવ ! " જયદેવે રત્નાલંકારનો થોડોક પરિચય આપતાં કહ્યું.

" અમો સર્વે વિસ્મયતાથી ભક્તિપુર્ણ હૃદયે તેની તરફ જોઇ રહ્યા. દેવ મણિકાન્ત પ્રત્યક્ષ સ્વરૂપે અહોનિશ શ્રીશંકરના કંઠસ્થાનમાં વિરાજતા હોવાથી અંતઃકરણમાં શ્રીશંકરની સ્તુતી કરતાં હૃદયમાં શ્રી શંકરની આજ્ઞાધ્વનિ સાંભળવા લાગ્યા, તે પરમ આજ્ઞાનુસારે ત્યારથીજ તે નાગમુર્તિનું સ્થાપન કરી તે પ્રભાવસંપન્ન "રત્નાલંકાર રત્નમંજરી" ને સર્વ નાગલોકે શિરોધાર્ય ગણ્યું એટલે તે નાગમુર્તિના મસ્તક ઉપર તેનું સ્થાપન કર્યું અને સર્વલોકને આજ્ઞા ફરમાવી ' કે આ રત્નાલંકારને

સ્પર્શ કરનાર કોઈપણ પ્રાણી વા વસ્તુ તરતજ ભસ્મિભુત થશે. દેવી ત્રૈલોકયસુંદરી શિવાય નાગમુર્તિને પણ સ્પર્શ કરનાર ભયંકર નાગલોકથી પીડીત થશે.' અજ્ઞાત મનુષ્ય વા વસ્તુ તેને અજાણતા સ્પર્શ ન કરે માટે દેવી ત્રૈલોકયસુંદરીયે સુવર્ણમય પ્રતિબંધક રેખા સ્થાપન કરી છે પણ હું હવેજ સમજી શકયો છું કે તે રત્નાલંકારના એક વખતના સ્વામિનની શુદ્ધ નિષ્ઠાથી સેવા કરનાર અનુચર જયદેવને તે રેખાયે અનુગ્રહ દર્શાવ્યો છે. મિત્રવર્ય! નાગમુર્તિને સ્પર્શ ન કરવાના ગુપ્તભેદનું સત્ય રહસ્ય મેં તને જણાવ્યું છે."

"હા! હા રશ્મિ? હવેજ હું સર્વ સમજી શકયો છું. જયદેવે કહ્યું.

"મિત્ર જયદેવ! જયદેવ!! હું તારા ઉપર પુર્ણ પ્રસન્ન છું. રત્નાલંકાર રત્નમંજરીના સ્વામિનનો સંબંધી હોવાથી હવે હું તને મારો હૃદય વિચાર જણાવું છું અને તે દ્વારા તને આ સ્થિતીમાંથી મુકત કરવા ઇચ્છા ધરાવું છું." રશ્મિકાન્તે ખુશી થતાં કૃતજ્ઞતા દર્શાવી.

"પ્રિય રશ્મિ! સહસ્ત્ર રશ્મિ સમાન તારા ગુણ–કિરણો વડે આ તારા મિત્ર જયદેવના પ્રત્યે અનુકંપા દર્શાવી અનુગ્રહ કરે, એ સર્વથા યોગ્યજ છે. કહે! કહે મિત્રવર્ય! શી આજ્ઞા છે? જયદેવ ખુશી થતાં બોલ્યો.

"પ્રિય સુહૃદ! દેવ મણિકાન્તની કઠિન આજ્ઞા છતાં વળી તેમની પુત્રી દેવા ત્રૈલોકયસુંદરીનો તું પુર્ણ અપરાધી હોવા છતાં પણ, તારી આવી અવદશા હું નિહાળી શકતો નથી. સેવક સંપુર્ણ રીતે પરતંત્ર હોવા છતાં પણ, તેમજ સર્વાશે તો અશકત અસમર્થ હોવા છતાં, તારી આ દુર્દશામાંથી મુકત કરવા તો સમર્થ છે. અર્થાત્ નાગવંનના નાગલોકની વિષમ વિષમય જ્વાળાઓનું તો શાંત્વન કરવા સર્વથા સમર્થ

છું. અત્રે તો તારૂં એટલુંજ હિત કરવા શક્તિવાન છું." રશ્મિકાન્તે કૃતજ્ઞતાથી સ્ફોટ કરતાં કહ્યું.

"મહદ્ ઉપકાર! મિત્ર! આ દ્વારા હું તારો ચિરઋણી છું." આભાર દર્શાવતાં જયદેવ બોલ્યો.

"મિત્રવર્ય! જ્યાં સુધી તું આ નાગલોકમાં રહે, તને કારાગૃહમાં વાસ કરાવે, ગમે તે કોઇ યમયાતનાઓનું દુઃખ આપે; પરંતુ આ મંત્રનું તું અહોનિશ આ સ્થાનમાં સ્મરણ કર્યા કરજે; તે સર્વે વિપત્તિયો દુઃખરૂપ નહિં થતાં તારાથી સદા સર્વદા દુરજ રહ્યા કરશે." એમ કહી જયદેવને તે મંત્ર રશ્મિકાન્ત કર્ણમાં કહે છે.

તરતજ જયદેવ તે મંત્રનુ ઉચ્ચારણ કરતાંજ નાગલોકની વિષમય જ્વાળાઓ રૂપ વેદનાથી સર્વથા મુક્ત થઈ પુર્ણ સુખી હૃદયે રશ્મિકાન્ત સાથે વનપ્રદેશમાં ચાલતાં ચાલતાં તે પ્રદેશને પસાર કરી જાય છે. વનપ્રદેશ વટાવતાંજ તેઓ એક સર્વથા નાગલોકથી ભરેલા અતિ સુગંધથી મહેકી રહેલા કુંડ પાસે આવી પહોંચે છે.

આ ગંધકુંડની વચ્ચે મોટું મલયાચંદનનું વૃક્ષ આવી રહેલું હતું અને અહોનિશ તેની સુગંધ લેતા, મસ્ત બની રહેલા વિષરૂપ સર્પો તેની આસપાસ વિંટળાઈ રહેલા હતા. નાગોની વિપુલતા એટલી બધી હતી કે ગંધકુંડ સર્વથા આકંઠ તેના વડેજ ભરેલો હોય એવું જોનારને માલુમ પડતું હતું. ઉપર યુક્ત કુંડ આરસ પત્થરનો ફરતો ગોળાકાર બાંધેલો હોવાથી, તેમાં રહેલા સર્પો પણ એકથી બીજી જગાયે છુટથી હરી ફરી શકતા હતા. આ કુંડના કિનારા નજીક જયદેવ રશ્મિકાન્ત સાથે આવી પહોંચ્યો.

"મિત્ર જયદેવ! કિંચીત્ માત્ર પણ ગભરાઇશ નહિં. દેવી ત્રૈલોક્યસુંદરીના આવાસમાં આ કુંડ દ્વારા તને પહોંચાડવાની તેની

મને આજ્ઞા થયેલી છે. નાગ મંત્રને નહિં જાણનાર કોઈ પણ વ્યક્તિની શી અવદશા થાય તે આ ઉપરથીજ તું સહજજ સમજી શકે તેમ છે, પણ મારી મિત્રતાના યોગે કરીને તું તેમાંથી બચી શકયો છે. હવે તારા હૃદયને કઠિન કર અને યાહોમ કરી આ કુંડમાં તારા શરીરને ઝીંપલાવી દે." રશ્મિકાન્તે કહ્યું.

"પ્રિય રશ્મિકાન્ત! કહેવાની આવશ્યકતા નથી કે આ તારો મારા ઉપર મહદ્ ઉપકાર થયો છે. આવા મૃતપ્રાય પ્રસંગોમાંથી સર્વથા સ્વસ્થતાયે પસાર થવું એ હરકોઇને માટે દુર્ઘટ છે. સમયાવચ્છેદે, દેવો પણ આ દુઃખ સહન કરવા શક્તિવાન નથી તો હું પામર જીવનું શું ગજું ફક્ત તારી કૃપાયેજ કૃપા છે, નહિંતો કેતકી વન–પ્રદેશમાંજ મારૂં મૃત્યુ સંભવીત હતું. રશ્મિકાન્ત! દેવી ત્રૈલોકયસુંદરીની કઠિન આજ્ઞાનું પાલન એજ એના આવાસમાં પહોંચવાનો એકજ માર્ગ છે યા કોઇ બીજાનું અસ્તિત્વ છે!" ગંધકુંડના વિચારથી ધ્રુજી ઉઠતાંજ જયદેવે રશ્મિકાન્તને પુછયું.

"જયદેવ! કુંડ શિવાય બીજા માર્ગનું સ્વામિત્વ ત્રૈલોક્યસુંદરીનુંજ છે અને ત્યાં તેના પિતા મહાબળવાન મણિકાન્ત અહોરાત્ર સ્થિતી કરી રહે છે એટલે એ માર્ગ તો સર્વથા અગમ્યજ છે. પ્રિય મિત્ર! તું મંત્રદેવમાં વિશ્વાસ ધારણ કર; જ્યાં સુધી તે દેવનું ચિંતવન તારા હૃદયમાંથી લુપ્ત નહિં થાય ત્યાંસુધી તને કોઈ પણ પ્રકારની વિપત્તિ યા વેદનાની બાધા નહિં થાય. માટે હૃદયમાં પુર્ણશ્રદ્ધા ધારણ કરી જે કરવાની ફરજ તારા શિરે આવી પડેલી છે તે કાર્ય સત્વર પુર્ણ કર." રશ્મિકાન્તે કહ્યું.

"રશ્મિકાન્ત! કહેવા કરતાં કરી બતલાવવું, સહેલું નથી. મંત્રદેવના પ્રતાપથી હું આટલે દરજ્જે સુખી છું, છતાં પ્રત્યક્ષ મૃત્યુના

મુખમાં ઝંપલાવવાની હિંમત તો સર્વથા નષ્ટ થયેલી છે. શું આથીજ ઘોરતમ શિક્ષા દેવી ત્રૈલોકયસુંદરી સર્વને કરે છે! દેવીની એ કેટલી બધી ક્રુરતા!" જયદેવે ભય પામતાં કહ્યું.

"હા. હા. જયદેવ! સર્વને એજ શિક્ષા અને એટલી ક્રુરતા! પરંતુ તારા પ્રત્યે તો છે મારી એટલી બધી કૃપા. શું મિત્રતાનો પ્રસંગ ન પ્રાપ્ત થયો હોત તો તું હમણાં સુધી જીવતો રહી શકયો હોત! એમજ જો કેતકી વનમાંથી પસાર થયો હોત તો આ ગંધકુંડમાં તારી શી દશા થાત તે તું સમજી શકે છે? હવે જો! કુંડ પ્રત્યે નજર કર! ગંધકુંડ કેવા પ્રકારની યાતનાઓ આપી શકે છે તે તારી નજરે જોઈ લે." એમ કહેતાંજ રસ્મિકાન્તે ભુમિ ઉપર પડેલા એક પત્થરના કટકાને ઉપાડી ગંધકુડમાં નાંખ્યો. અગણિત નાના મોટા મત્સ્યો અને મગરમત્સ્યોથી ભરેલા સરોવરમાં જેમ એકાદ રોટલીનો કટકો નાંખતાંજ, જે પ્રકારે જળચરોમાં ખળભળાટ ઉત્પન્ન થઇ તેને ગ્રહણ કરવા તળે ઉપર થતાં સળવળાટ થાય, તે પ્રકારે અનેક સર્પો તેને પોતાનું બળીદાન સમજી ગ્રહણ કરવા તેની તરફ અતિ વેગથી ધસવા લાગ્યા. પોતાની વિષમય વિષમ વિષ જ્વાળાઓ ચારે તરફ પ્રસરાવતા દોડાદોડ કરવા લાગ્યા. ચોપાસ ફરી વળતા અનેક નાગો તેમના અતિ તિવ્ર વેગથી ગોળાકાર વર્તુળનો ભાસ કરાવવા લાગ્યા. તેમની અખંડ અવિશ્રાન્ત દોડાદોડીથી અને વિષની જ્વાળાઓથી અધિકતર તેજોમય પ્રકાશ ગંધકુંડમાં અને તેની આસપાસ થવા લાગ્યો. આ વિષપુર્ણ પ્રકાશથી કુંડની આસપાસનું સર્વ વાતાવરણ વિષમય થવાથી આસપાસ રહેતા સર્વ પશુ પક્ષીયો ઝેરી હવાથી ટપોટપ મરણ પામવા લાગ્યા. આ સમયે જયદેવ અતિ ગભરાઇ જતાં મંત્રદેવનું અખંડ સ્મરણ કરવા લાગ્યો. અને તેના પ્રત્યક્ષ પ્રમાણરૂપે પોતે સ્વસ્થતાથી

ઉભો હતો. ગંધકુંડમાં ઉદ્ભવેલા આ ઉલ્કાપાતથી તે ભૂમિ ઉપરનું નભો મંડલ અને તેમાં ઉડી રહેલા સર્વે પંખીયો પણ તે વિષમય પવનની અસરથી ગાભરાં ગાભરાં અહિં તહિં ઉડા ઉડ કરવા લાગ્યાં. તેમની આ નાસાનાસ પણ અંતે તેઓને મદદરૂપ થવા અસમર્થ નીવડી અને છેવટે તેઓ પણ ઉપરથી પડવા લાગ્યાં. આવો પ્રકાર થોડો વખત સુધી ચાલતાં રશ્મિકાન્તે ગંધકુંડમાં નાંખેલો પત્થર વિષ જ્વાળાઓથી સર્વથા બળી ભસ્મિભુત થયો અને ત્યારેજ નાગોનું આ ઉત્ક્રમણ કાંઇક સ્વસ્થ થવા લાગ્યું. પુર્ણ રીતે શાંત થયા પશ્ચાત્ રશ્મિકાન્તે પોતાના મિત્ર જયદેવ પ્રત્યે પ્રશ્ન સુચક નજર કરી.

"રશ્મિકાન્ત! આ તારા સાક્ષાત નર્કયાતના સમ ગંધકુંડને દુરથીજ નમસ્કાર છે. કયો જીવીત પુરૂષ આ પ્રત્યક્ષ ઘોરતમ શિક્ષા સ્વરૂપ કુંડમાં પોતાની મેળેજ પડવાની હિંમત કરે? અનેકાનેક કાયિક, માનસિક યા કાર્મણિક વેદનાઓ, વિપત્તિયોથી સર્વથા જન્માંતર સુધી ઘેરાયેલો રહેવાની, પુર્ણ આશાવંત હોવા છતાં, રે જીવીત રહેવાથીજ એ સર્વ દુઃખો પીડાકર હોવા છતાં પણ, આ તારા સંયમિની પુરીના માર્ગને સ્વિકારવા તત્પર કેમજ થાય? રાક્ષસોના મારને સહન કરીશ. તેમના ત્રાસને વેઠીશ! અનેક પ્રકારે તેમનાં તરફથી આવતા દુઃખ ચક્રોમાં ફસાઇશ; પરંતુ આ યમદેવ સમાન કુંડમાંજ પ્રપાત તો શું! પણ તેની સમીપ પણ હું નહિ ઉભો રહું! રે તેના તરફ દૃષ્ટિપાત પણ નહિ કરૂં! અરે વધું તો શું! પણ તેનું સ્મરણ પણ નહિં કરૂં! તેનો ગુણ સ્વભાવ તો ઠીક! પરંતુ તેના નામ સ્મરણ ઉચ્ચારનાર અવયવને પણ મારા આ દેહની સાથે સંબંધ નહિં રાખવા દઉં. માટે હે મિત્ર? બસો થઇ કોઇ બીજાજ સુગમ માર્ગે લઇ જા." ગંધકુંડના ત્રાસથી સર્વથા ધ્રુજી ઉઠતાં હઠપુર્વક જયદેવે રશ્મિકાન્તને કહ્યું.

" જયદેવ ! જયદેવ ! આ તારી મિથ્યા હઠ અને અસ્થાને છે ! તેનો ત્યાગ કર; કારણકે આ શિવાય બીજો કોઈ માર્ગજ નથી અને તેજ તારા એકલાજ માટે નહિં પણ અન્ય સર્વને માટે નિર્માણ થયો છે. વળી તેનો નિર્માણકર્તા હું નહિં પણ દેવી ત્રૈલોક્યસુંદરી છે એટલે સર્વ બાબતે હું નિરૂપાય છું. દેવીની આજ્ઞા તને પોતાના આવાસમાં લાવવાની નહિં હોત તો જરૂર આ ગંધકુંડની યાતનાઓથી તને અપરિચીત રાખી મુક્ત કરત ! તો હવે જે કરવાનુંજ છે તે કરી લે જે સેહેવાનુંજ છે તે સહીલે. અફસોસ ! જ્યાં અન્ય કોઇ ઉપાયજ નથી તો જે ઉપાય અસ્તિત્વમાં છે તેજ અજમાવી લે." રશ્મિકાન્તે ધૈર્ય રાખી યાહોમ કરવા ઉત્સાહિત કર્યો.

" કાન્ત ! આ તારા ઉત્તેજનાત્મક વાક્યોથી પણ મારૂં ધૈર્ય સરી પડતું અટકતું નથી જે હૃદયબળની આ કરવાને માટે આવશ્યકતા છે તે બળનો સંચાર આ ભગ્ન હૃદયમાં થવો સર્વથા અસંવિત છે. એ અસંભવનિય આશાનો અત્રતો પરિત્યાગ કરવામાંજ તને અને મને લાભ છે." હતાશ હૃદયે જયદેવ બોલ્યો.

" મિત્ર જયદેવ ! તારી સ્વામિ—ભક્તિને યાદ કર. તારા પુર્વના સાહસ કર્મોને યાદ કર. સુવર્ણ રેખાના ઉલ્લંઘન પ્રસંગનું સ્મરણ કર. ઘણી વખત વારવા છતાં જે સાહસ બળે તેં નાગમુર્તિને સ્પર્શ કર્યો હતો, તેજ સાહસ બળનો તારા હૃદયમાં સંચાર કર; અને પછીજ તારા હૃદયમાં આ ઉપસ્થિત થયેલા નવિન સાહસ કાર્યની આવી પડેલી ફરજનું શાન્ત ચિત્તે ચિન્તવન કર. એટલે તને મારા વાક્યોની પુર્ણ પ્રતિતી થશે. જયદેવ ! જયદેવ ! હવે તારાં નેત્ર બંધ કર અને કર આ ગંધ કુંડમાં યા હોમ. જે સમય જાય છે તે હવે તારા અને

મારા હિતમાં બાધાકર છે, કારણ કે આથી દેવી ત્રૈલોકયસુંદરી પુર્ણ ક્રોધાયમાન થવા સંભવ છે અને તે અનિષ્ટ છે. માટે સત્વર ત્વરા કર." શાન્ત કરતાં નવિન સાહસિક વાક્યો ઉચ્ચારતાં, સમય થઇ જવાનો ભય દર્શાવતાં રશ્મિકાન્તે કહ્યું.

"પ્રિયકાન્ત! અફસોસ! તું પણ આ સમયે નિર્દય થયો છે તો હવે મારે કોનો આધાર રહ્યો છે. નિરૂપાયે કાંઇક હું હૃદયને કઠિન કરૂંછું પણ સમયસર તે કઠિનતા, તે બળ ટકી શકશે કે નહિં, તેની પણ શંકા ધરૂં છું. અરે હાય! રશ્મિકાન્ત! હું મારા નેત્રો બંધ કરૂંછું. તને સુઝે તે કર. ચાહેતો અહિંજ બાળી ભસ્મકર, કે ચાહેતો મારા અંગના કટકા કરી ગંધકુંડમાં હોમી દે. હવે આ સંસારમાં મને અન્ય કોઇપણ પ્રકારની લાલચ નથી; શિવાય મારા સ્વામિન્ વિદ્યાધરરાજ અમરનાથ અને દેવી ચિત્રલેખાની મને ભાળ લાગી નથી. વિધીયે એજ અંતિમ આશાની પુર્ણતા સ્થાપી નથી; પણ હવે મારે શું છે? મંત્રદેવ તારૂં સ્મરણ કરૂંછું." એમ કહી જયદેવે પોતાના નેત્રો બંધ કર્યા.

"અહોમિત્ર જયદેવ સર્વથા નાહિંમતજ છે છતાં પણ મારે તેનું પ્રિય કરવુંજ જોઇએ. આથીજ દેવલોકના હૃદયોમાં મારા વિષે સદ્ભાવ સ્થાપીશ! અરે જયદેવ! જયદેવ! હું તારૂં સર્વ પ્રકારે હિત કરી, તારાં સર્વ દુઃખો કાપીશ." આ પ્રમાણે રશ્મિકાન્તે આત્મગત વિચાર કરતાંજ, એકાએક જયદેવને કટિભાગમાંથી ઉંચકી, ત્વરાથી ગંધકુંડ નજીક દોડી તેમાં હોમી દીધા અને તરતજ પોતે પણ ઝીપલાવ્યું.

પ્રિય પાઠકગણ! સિંહના પંઝામાં સપડાયેલા કોઇપણ પુરૂષનું હૃદય સ્વસ્થ હોતું નથી, તો તે વિશ્વ–નિયમના અપવાદરૂપ અનુચર જયદેવ પણ હોઇ શકવો અસંભવિતજ છે. રશ્મિકાન્તે જયદેવને ઉંચકી જેવો ગંધકુંડમાં નાંખ્યો કે તરતજ જયદેવના મુખમાંથી "અરે હાય!"

એવા શબ્દો નીકળી પડયા. મંત્રદેવનું અવિશ્રાન્ત સ્મરણ તો હૃદયગત હોવાથી ચાલુજ હતું અને તેનાજ પ્રભાવથી અનેક સર્પો કાંઇપણ ઉપદ્રવ ન કરતાં જયદેવને અને રશ્મિકાન્તને કુંડના ગર્ભભાગમાં પ્રવેશ કરવાનો માર્ગ આપવા લાગ્યા. નાગયુથ આ સમયે કોઇપણ પ્રકારના ઉપદ્રવ રહિત માલુમ પડતાંજ, જયદેવ પોતાના હૃદયમાં અતિ આશ્ચર્ય ચકિત થયો હતો. કુંડના ગર્ભમાંથી પસાર થતાંજ તેઓ એક મોટા મહાલય સમીપ આવી પહોંચ્યા. આ મહાલય તેજ દેવી ત્રૈલોકયસુંદરીના સ્વામિત્વનો હોવાથી, રશ્મિકાન્તે જયદેવના તરફ દૃષ્ટિ કરતાંજ કહ્યું કે "મિત્ર જયદેવ! અહિંસુધી તો તું સુખરૂપ આવી પહોંચ્યો છે. સામે દેખાતા મહાલય પ્રત્યે નજરકર. તેજ મહાલય દેવી ત્રૈલોકયસુંદરીનો હોઇ તેમાં આપણે પ્રવેશ કરવાનો છે. કિંચીન્માત્ર માત્ર પણ ન ગભરાતાં મારી સાથે ચાલ્યો આવ. તને કોઇપણ પ્રકારનું ભયદર્શન થતાંજ હું તારી મદદે એક પગે તૈયાર છું." જયદેવને મહાલય બતાવતાં, પુર્ણ આશ્વાસન અને હિંમત આપતાં રશ્મિકાન્તે કહ્યું.

"પ્રિય રશ્મિકાન્ત! કેવળ તારીજ મદદ અને હિંમત વડે હું અદ્યાપિ પર્યંત જીવીત છું. ભયંકર ત્રાસદાયક આકંઠ સર્પોથી ભરેલા ગંધકુંડમાંથી નિર્વિઘ્ને અહિંસુધી આવી પહોંચવાથી આ હૃદય હવે નિશ્ચીંત થયું છે. દેવી ત્રૈલોકયસુંદરીનો ભય હજી તો ઉપસ્થિત છે; છતાં તારા સંગથી તે પણ નિવાર્ય છે એમ જાણી આ હૃદય આશીર્વચન ઉર્મીયોથી ઉછાળા મારી રહ્યું છે. "રશ્મિકાન્ત! તારૂં ભલું થાઓ" એ શિવાય અત્રે મારી પાસે કાંઇજ નથી. મિત્રવર્ય! ચાલ હવે જે કરવાનું છે તે કરી નાંખ, તને થએલી આજ્ઞા તું પુર્ણકર." રશ્મિકાન્તનો આભાર માનતાં જયદેવે ત્રૈલોકયસુંદરી પાસે જવાની તત્પરતા દર્શાવી.

" જયદેવ! જયદેવ ! ! એ લાગણીઓને હૃદયમાં સ્થાન ન આપતાં હવે હું કહુંછું તે એક ચિત્તે શ્રવણકર. દેવી ત્રૈલોક્યસુંદરીના મહાલયમાં તું જ્યાં સુધી રહે ત્યાં સુધી મંત્રદેવના આરાધનનું વિસ્મરણ એ તારે માટે મૃત્યુ સમાન છે. બાકી બીજી કોઇપણ પ્રકારની ભયંકર શિક્ષાનો પ્રતિકાર કરવા આ રશ્મિકાન્ત સમર્થ છે. ચાલ ! હવે આગળ થા; દેવી ત્રૈલોક્યસુંદરીના ચરણ સમિપ જા. " એમ કહી રશ્મિકાન્તે મહાલયમાં પ્રવેશ કરવા જયદેવને સુચવ્યું.

" રશ્મિ ! રશ્મિ ! આ તારા સુવર્ણ શબ્દોનું પ્રતિપળે સ્મરણજ કર્યા કરીશ " એમ કહી જયદેવે મહાલયમાં પ્રવેશ કર્યો.

આ નાગલોકના મહાલયમાં કેવળ મસ્તક ઉપર ધારણ કરેલા મણિધર નાગો શિવાય અન્ય કાંઇ નજરે પડતું નહતું. મહાલયની દિવાલો ઉપર તેમજ પ્રવેશદ્વારો ઉપર પણ અસંખ્ય નાગલોકનું રક્ષણ-સ્વામિત્વ જોવામાં આવતું હતું. સર્વત્ર શ્યામતા અને વિષમય જવાળાઓ શિવાય અન્યનો અનુભવ તદ્દન અસંભવિત હતો. મંત્રદેવના પ્રતાપથી મણિધર-નાગોથી વિભુષીત દેવી ત્રૈલોક્યસુંદરીના સભાગૃહમાં રશ્મિકાન્ત અને જયદેવ સ્વસ્થ આવી પહોંચ્યા. દેવીના ચરણમાં સાષ્ટાંગ નમસ્કાર કરતાંજ સર્વે નાગલોક પોતપોતાના સ્થાનથી ચળીત ન થતા જોઇ અતિ આશ્ચર્ય-પુર્વક ત્રૈલોક્યસુંદરીયે પોતાના સભાસદો પ્રત્યે પ્રશ્ન સુચક દ્રષ્ટિ કરી.

" દેવી ! હું કાંઇપણ અત્રે સમજી શકતો નથી. કાળસ્વરૂપ આપણા સામંતોની ભાવનાનો આ નાશકારક પ્રકાર કેમ ઉદ્દભવ્યો, એજ આશ્ચર્ય છે ? પ્રધાન કાળમણિયે કહ્યું.

" કાલમણિ ! આપણી નૈસર્ગિક પ્રકૃતિયોનું પરિવર્તન-કારણ શોધવા પણ શું આપણે અસમર્થ નીવડી શું ? અરે એવો તે આપણો કોણ શત્રુ ઉત્પન્ન થયો છે, કે જે આટલી હદસુધી આપણા અહિત માર્ગમાં

ગયો છે? સચિવજી! સત્વર તેનું સંશોધન થવાની આવશ્યકતા છે." ત્રૈલોક્યસુંદરીયે આશ્ચર્ય પામતાં ભવ્યતાથી કહ્યુ.

"દેવી! વિના વિલંબે. તેની તપાસ કરવા તત્પર છું." આ પ્રમાણે પ્રધાન કાલમણિયે દેવી ત્રૈલોક્યસુંદરીને કહ્યું અને તે મહા વિચારમાં પડી ગયો.

પ્રિયપાઠક! આ નાગલોકનો મહાલય કેવળ શ્યામ રંગવડે અન્ધકારની ભાવનામય હતો; પરંતુ ત્યાં દિપકોના પ્રકાશની આવશ્યકતાજ નહોતી. તેની એ ન્યુનતા વા ખામીની પુરતી, ત્યાં સભાગૃહમાં બીરાજેલા નાગલોકના મસ્તક ઉપર જન્મ—સિદ્ધ મણિયોની તેજપ્રભાથી થતી હતી. મણિયોના જગહળ થતા પ્રકાશથી આખું સભાગૃહ પ્રભાકરની અકાળે ભાવનાનું ભાન, જોનારને થતું હતું. નાગદેવની સભાના સભાસદો અતિશય લંબાઇવાળા અંગોથી ગોળ વર્તુલાકાર આસનોવાળી પીઠ અને મસ્તકને ઉન્નત રાખી બેઠેલા હોવાથી, શ્યામરંગના ચરણ રહિત પ્રચંડ હાથીયોનો તાદૃશ્ચ ચિતાર હૃદયમાં સ્થાપીત થતો હતો. મસ્ત અને ડોલાયમાન મસ્તકો ઉપર અતિ તેજોમય, પ્રભાપુર્ણ જન્મસિદ્ધ મણિયો હાથીયો ઉપર સ્થપાતી રત્નજડીત્ર અંબાડીયોમાં બિરાજેલા સુરપતિ ઇંદ્રદેવ અને દેવલોકનું ભાન કરાવતી હતી. સભાસદોના કંઠપ્રદેશના આગળના ભાગમાં આવી રહેલા જન્મસિદ્ધ શ્વેત કંઠાઓયે મૌક્તિક માળાઓનું સ્થાનગ્રહણ કરવાથી અને તેના ગર્ભભાગમાં પડતા મસ્તક મણિયોના રત્નપ્રકાશથી, પ્રતિબિંબીત થતી તેજોમય રશ્મિયો વડે તેઓનો કંઠપ્રદેશ અતિ ઉજ્વળ થયો હતો. સંગિતના મધુર નાદમાં અહોનિશ મસ્ત રહેતા આ ભગવાન કાલકુટના આભુષણો પોતાના આનંદમાં કિંચીન્માત્ર પણ બાધા થતાં બ્રહ્માંડને પણ હલ–મલાવી નાંખવા તત્પર થઇ જતા હતા. તેઓનો આ અતિ અસહ્ય પ્રભાવ

તેમના આદિ અધિષ્ઠાતા દેવશ્રી "શેષ"ના, ભગવાનશ્રી વિષ્ણુ પરમાત્મા અને શ્રી લક્ષ્મિદેવીના આનંદાસન પદપ્રાપ્તિ વડે ચૌદલોકમાં પણ નિર્વિઘ્ન હતો. જ્વલંત ક્રોધરૂપ આ મુર્તિમંતો, શ્રી વિષ્ણુ અને શ્રી શંકરના પક્ષપાતથી, સાક્ષાત ગર્વરૂપ દુરાત્મા રાવણને પણ, એક સમયે પાતાળમાં ખેંચી લાવી, હરાવી નસાડી મુકવા શક્તિવાન થયા હતા. આવા ઉગ્રમુર્તિ સભાસદો અને તેમના અધિષ્ઠાતાના પ્રતિનિધીની પુત્રી દેવી ત્રૈલોક્યસુંદરી સમક્ષ, અનુચર જયદેવ તેમના અતિ પ્રભાવશાળી તેજસ્વિના ઓજસપુર્ણ ગંભીર મુખવાણીથી કેવળ ગાભરો બની ગયો હતો. તેના આ ગભરાટનાં ચિન્હો મુખપ્રદેશ ઉપર પ્રત્યક્ષ દેખાઈ આવતાંજ પ્રધાન કાલમણિએ પ્રશ્ન કર્યો કે;—" હે દુર્ભાગી જીવ ! તું કઈ શક્તિના પ્રભાવથી આ પ્રમાણે અમારી પ્રકૃતિની ભાવનાઓમાં પરિવર્તન કરવા સમર્થ થયો છે ? "

" દેવ ! એતો તમે નિશ્ચય માનજો કે હું મારા કેવળ શુદ્ધ સ્વામિ ભક્તિના ચારીત્રય શિવાય અન્ય કોઇ પણ શક્તિથી મંડીત નથી; કિંતુ આ તમારી ભાવનાઓનો લય તેજ કારણથી હોય તો હું ના કહી શકતો નથી. " અનુચર જયદેવે સ્વસ્થતાથી કહ્યું.

" તદન અસંભવિત ! કેવળ તમારા નિષ્કામ ચારીત્રયનાજ પ્રભાવે આમ અમારા સામર્થ્ય—નાશનો પ્રકાર તો ન સમજી શકાય તેવો છે. વિજયી નર ! તમો એવા તે કેવા પ્રભાવશાળી સ્વામિના અનુચર આવા શક્તિ મંડીત છો ? " કાલમણિયે જયદેવનું કહેવું ન માનતાં કહ્યું.

" સચિવજી ! મારા સત્ય ઉત્તરને અસત્ય માનનાર તમોને હું હવે કેમ કરી સમજાવી શકું ? દેવ ! વિદ્યાધરરાજ અમરનાથનો હું અનુચર છું મારૂં નામ જયદેવ છે. જયદેવે કહ્યું.

" શું અમરનાથ ! અને તેમના અનુચર તમે જયદેવ ! " કાલમણિયે વિસ્મયતાથી કહ્યું.

" જી હા ! સત્ય ! સુભાગી રત્નમંજરીના ગુમ થતાંજ દેવ દુર્ભાગી થયા છે. દેવી ચિત્રલેખાનો વિયોગ અને અતિ અંગકષ્ટ પણ સહન કરી રહ્યા છે. ક્ષુધાતુર થતાં હું કાંઇક ફળ ફળાદિ પ્રાપ્ત કરવા, તેમની રજા લઇ પર્વત ભુમિમાં નીકળ્યો અને ફળ મારી પાસેની ઝોળીમાં નાંખી હું વૃક્ષ ઉપરથી નીચે ઉતરતો હતો; તેવામાં દૈવયોગે પગલ પસી જતાં નીચે ઉંડી ગર્તામાં જઇ પડયો, અને ત્યાંથી હું નાગલોકની ગુહામાં અચાનક આવી ચડયો છું. મેં આ શિવાય આપ દેવશ્રીનો કિંચીત પણ અપરાધ કર્યો નથી અને તેથી હું પરમાત્માની દૃષ્ટિમાં શિક્ષા પાત્ર ઠર્યો નથી." જયદેવે સત્ય હકીકત ટુંકમાં કાલમણિઆદિ સર્વે સભાને નિવેદન કરી.

આ સાંભળતાંજ દેવી ત્રૈલોક્યસુંદરી ક્રોધથી પરિપુર્ણ નેત્રોવડે જયદેવ સામી પોતાની તીવ્ર નજર ફેંકતા કહેવા લાગી કે;—ઓ અસત્યવાદી ! નાગમૂર્તિની પ્રતિબંધક રેખાનું ઉલ્લંઘન અને તેને સ્પર્શ કરવાની તારા હૃદયની ઉત્કૃષ્ટ ઈચ્છા; એજ તારા અક્ષમ્ય અપરાધો છે. નાગલોક સ્થાપીત નિયમોનું સચેતનાવસ્થામાં ઉલ્લંઘન, એજ જીવલેણ છે. બોલ, શો ઉત્તર આપે છે ?"

" દેવી ! જો પ્રતિબંધક રેખા ઉલંઘન એ અપરાધજ હોત તો જરૂર હું શિક્ષા પામ્યો જ હોત; અને વળી નાગ મુર્તિને સ્પર્શનો હેતુ કાંઇ દુષ્ટ નહોતો; કિંતુ હૃદયથી પુજનિય હતો. દેવ મંદિરમાં પ્રવેશ કરતાંજ જો દેવને નમસ્કાર કરવામાં પાપ સમજાતું હોત, તો અત્રે આપશ્રીના મંદિરમાં પ્રવેશ કરી સાષ્ટાંગ પ્રણામ કરતાં, આપ ક્રોધાન્વિત થયા હોતજ, પણ નહિ; હું મારા હૃદયથી સમજી શકયો છું કે તેમ

થયું નથી. મારી અક્કલથી વિચારી શકયો છું કે તે માન્યતા ભુલ ભરેલી છે; અને મારા નયનથી પ્રત્યક્ષ જોઇ શકયો છું કે તે વખતે આપ સાત્વિક વૃતિયે પુર્ણ હતાં." જયદેવે યથાર્થ કહ્યું.

"જયદેવ ! જયદેવ ! જો નાગમુર્તિને સ્પર્શ કરવાનું પાપકર્મ નજ હોત તો અસંખ્ય નાગલોકના બંધનથી પરમાત્માયે તારૂં રક્ષણ કર્યું હોત એનો તને કાંઇ વિચાર છે ?" ત્રૈલોકયસુંદરીએ કહ્યું.

"દેવી ! ક્રોધનો ત્યાગ કરો. નાગલોકથી મારૂં બંધન, એતો આપનીજ કૃપા છે; વળી ત્યાંથી પરમાત્માયે તે અતિ ત્રાસમાંથી મને મુક્ત કર્યો છે એ પણ આપ સમજી શકો છો. રે એટલુંજ નહિં ! પણ સ્વદષ્ટિયે નીહાળી શકો છો. પુર્ણ સમર્થ હોવા છતાં પણ અનિચ્છાએ અશક્ત ઠરી ચુક્યા છો; એજ મારી સત્ય શકિત છે. કાલમણિ ! હવે જો હજી પણ તમારે મારા વિષે કાંઈ પણ વધુ સંશોધન કરવાની ઇચ્છા હોય તો અતિ આનંદથી વિના વિલંબે પુર્ણ કરો."

જયદેવના આ નિર્ભયતાયુકત ઉપાલંભપુર્ણ વચનોને નહિં સહન કરતાં દેવી ત્રૈલોકયસુંદરીયે ગર્જના કરી કે;—"મારા શુરવિર સામંતો ! તમારૂં અને આ તમારી રક્ષીત દેવી ત્રૈલોકય સુંદરીનું અસહ્ય અપમાન કરનારની તરફ અતિવેગથી ધસી જાઓ અને આ તેના પાપકર્મનું પુર્ણ વૈર લ્યો." દેવીની આ આજ્ઞા સાંભળતાંજ સર્વ સામંતો અનુચર જયદેવ તરફ ધસવા લાગ્યા. હૃદયમાં પ્રલયકાળની પ્રવજલિત અગ્નિની શિખાઓ સમાન ક્રોધથી ભરપુર હોવાથી, તેઓ સર્વ એક સામટા જયદેવના પ્રાણનું હરણ કરવા પોતાના મસ્તકો નિંચા નમાવી દોડવા લાગ્યા. શ્યામરંગી જળથી ભરપુર સરિતાઓ, પોતાના તીવ્ર વેગથી જેમ, યમુના ગંગાની, સંગમ ભુમિ ઉપર પ્રચંડ પ્રતિઘોષ થાય તેમ ગર્જનાઓ કરતા પોતાના શત્રુ જયદેવ રૂપ મૃતિકા-

કિલ્લાને ભુમિશયન કરાવી, જળરૂપ પોતાના ઉદર પટમાં સમાવી દેવા પ્રયત્નવાન થવા લાગ્યા. ચોગરદમથી આ પ્રકારે અનેકાનેક શ્યામ રંગવાળા વિષમ વિષમય પ્રચંડ દીર્ઘકાય મણિધરો પોતાની તરફ ધસી આવતા જોઇ, અનુચર જયદેવને પોતાના જીવનદિપકને, દષ્ટિ મર્યાદામાં હોલવાઇ જવાનો ભય, હૃદયમાં ઉત્પન્ન થવાથી તરતજ મંત્રદેવનું અખંડ અવિશ્રાન્ત સ્મરણ કરવા લાગ્યો. પવનના એકજ પ્રચંડ ઝપાટાથી જેમ મૃદુત્તર પુષ્પકળી ખરી પડતાંજ ભુમિશયન કરી જાય, ધનંજયના ગાંડીવ ધનુષમાંથી છુટેલા એકજ વેગવાન તીરથી જેમ રિપુદળ–કોલાહલ શાન્ત થઇ જાય, તેમ મંત્રદેવના આહ્વાનથી મણિધરોનો તીવ્ર વેગ એકાએક શાન્ત થયો. પોતાની આસપાસ ફરી વળેલી આ શ્યામ સરિતાઓના સમુહની વચ્ચે કુદરતી રીતે ઉદ્દભવેલી, શાન્તિ સ્વરૂપ દ્વિપ–ભુમિપર, જયદેવ પોતાના મિત્ર રશ્મિકાન્ત તરફથી મળેલી મંત્રદેવરૂપ પ્રસાદીનું અતિ આનંદથી પ્રાશન કરી રહ્યો હતો; અને રશ્મિકાન્તની, હૃદયમાં અતિ આભાર—ભારવૃત્તિ ધારણ કરી રહ્યો હતો. ઢીમરરૂપ દેવી ત્રૈલોક્યસુંદરી કરાળ કાળસમ મણિધર નાગોરૂપ શ્યામ દોરીયોથી ગુંથેલી જાળમાં પોતાના હૃદયે ધારેલા કેવળ એકજ મત્સ્યરૂપ સ્વાત્માભિમાનીત નિયમ ઉલ્લંઘનથી ઘૃણા અને અપમાનિતાવસ્થાની તીવ્ર લાગણીયોથી ભરપુર હૃદયાકાશમાં ક્રોધાન્વિત અન્ધકાર છવાઇ જતાં સ્વશક્તિ સ્પર્ધીત મનાયેલા શત્રુ જયદેવના અકલ્યાણ પ્રાપ્ય વિચારમાં નિષ્ફળ જતાંજ દીર્ઘ વિચાર મહાસાગરના અતિ ઉંડાણવાળા ભાગમાં ગરક થઇ ગઇ. આનંદી જયદેવ તેની આ અવસ્થાને તેની મુખ ચર્ચા વિલોક નથી તરતજ પામી જતાં બોલ્યો;—" દેવી આજ અમારી સત્ય હકીકત: આજ અમારી સત્ય સ્વામિ–ભક્તિ; અને આજ અમારી પરમાત્મા–રક્ષા. હજી પણ

તાવી જુઓ, તપાવી જુઓ અને ટીપી જુઓ. શુદ્ધ કાંચન કદાપિ શ્યામ પડવાનુ નથી; અરે ત્રૈલોક્ય સુંદરી! તમારી અશુભ કલ્પના-પુર્ણ વૃત્તિ આગળ મારૂં સત્યવૃત કદાપિ નિષ્ફળ જવાનું નથી. તમારી દષ્ટિવડે જુઓ અને હૃદય વડે વિચારો! તમારા મદ, તમારા ગર્વને ત્યાગો, હું નિરપરાધી પર કાંઈ પણ રોષ ન દર્શાવતાં તમારી અવિ-ચાર રૂપ મુચકુન્દ–નિદ્રામાંથી જાગો. મારા આ ઉભયના કલ્યાણ-વિધા-નને સત્ય સિદ્ધ કરી બતાવો; એજ મારી તમારા ચરણોમાં પ્રાર્થના છે તમો દેવ છો! હું પણ દેવલોકનો અનુચર છું. દેવોથી દેવોનું અપ્રિય ચિન્તવન! એજ અનિષ્ટ છે, અનીચ્છીત છે, અશુભ છે. દેવી દેવી! તમારા સ્વાત્માભિમાન—ખંડનરૂપ શોક મહાસાગરના વિપુલતાપુર્ણ વારી–સમુહમાં મારૂં યતકિંચીત્ વારી બિન્દુ રૂપ હૃદય સમાઈ ગયું છે, અર્થાત્ તમારી શક્તિની આ ઘૃણાથી હુંજ ભગ્ન–હૃદય છું, તો તમારી અવસ્થા કેવી દયામયી થઈ હશે એતો પરમાત્મા જાણે! દેવ દુહિતા! મારા ઉપર અમિમય દષ્ટિ કરો અને આ હૃદય–મંથન–વ્યથા વ્યર્થ–યોગને પરહરો, એજ શાન્તિમય સુધારસનું પાન કરો, હું તમારા ચરણમાં પડીશ; અને તમારી ચરણ–રજનું સ્થાન આપજો, એજ ઇષ્ટ છે."

"જયદેવ! જયદેવ! તારાં માધુર્યતાપુર્ણ માર્મીક વચનોની મારા હૃદયમાં કિંચીન્માત્ર પણ અસર થનાર નથી. વળી તું મારા કેતકી અને ચંદનના વન પ્રદેશમાંથી અને મારા ત્રાસ દાયક ગંધકું-ડમાંથી સ્વસ્થતાયે અહિં સુધી ચાલ્યો આવ્યો અને હજી પણ મારા આટલા પ્રયત્ને કુશળ છું એજ મારા હૃદયમાં આશ્ચર્યનો અવધિ અધિકત્તર ઉત્પન્ન કરે છે. જયદેવ! જયદેવ! હું નિશ્ચયતા પુર્વક કહું-છું કે મારા ગૃહમાંથીજ તેં સંરક્ષણ મેળવ્યું છે તે શિવાય અચાનક આમ બનવું કેવળ અશક્ય છે. જો! હમણાંજ હું સત્ય હકીકત સર્વને

બતાવું છું." ત્રૈલોક્યસુંદરીયે જયદેવના પ્રત્યે આ પ્રમાણે શંકા દર્શાવી અને નાગ અનુચર રશ્મિકાન્ત પ્રત્યે દૃષ્ટિ કરી પ્રશ્ન કર્યો કે;— રશ્મિકાન્ત ! રશ્મિકાન્ત ! મારી અને મારા પિતાશ્રીની શક્તિથી તો તમે પુર્ણ પરિચીતજ છો એટલે અસત્યનું અવલંબન મારી પાસે તો તમારા હિતમાં અહિતકારીજ નીવડશે; નાગમંદિરમાં તમારૂં આગમનજ મને તમારા પ્રત્યે સંશય દૃષ્ટિયે જોવા પ્રેરે છે! આનો કાંઈ ખુલાસો?"

"દેવી ! પ્રતિબંધક રેષાનું ઉલ્લંઘન થતાંજ અમારા આવાસમાં ખળભળાટ પેદા થયો અને તેની સત્ય હકીકત શોધી કાઢવા હું ત્યાં ચાલ્યો; એજ મારી ત્યાંની હાજરીનું કારણ છે" રશ્મિકાન્તે આગમન કારણ નિર્ભયતાથી દર્શાવ્યું.

"ભલે ! તો તમે આપણી આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર પ્રત્યે ત્યાંજ દયા દર્શાવી; એ તો સત્યજને! રશ્મિકાન્ત! તમને આપેલી આજ્ઞાનો અમલ તો આવોજને! બોલો શો પ્રત્યુત્તર આપો છો ?" ત્રૈલોક્યસુંદરીયે પુછ્યું.

"દેવદુહિતા ! આજ્ઞાનો અમલ કરવા જતાં જેમ સભાગૃહમાં સર્વે સભાસદોની દશા થઈ, તેમ ત્યાં મારી પણ થઈ હતી. દેવી ! તમે મારા પ્રત્યે કુશંકા ધરાવો છો ! તમારી આજ્ઞા એજ સર્વથા પોતાનું જીવન-કર્તવ્ય માનનારની યોગ્યતાની કદર આ રીતે કરો છો ! અહો ! તમારૂં હૃદય દાતૃત્વ આમજ દર્શાવો છો ? અફસોસ ! જેમની આજ્ઞા-પાલન પ્રસંગે પોતાના જીવનદિપક નિર્વાણ ના સમયને પણ મહત્તા નહિ આપનાર અનુચરની આજ્ઞાધારકતાનો શો બદલો અપાય છે તે ઓ વિભુ ! તું જો." રશ્મિકાન્તે પોતાનો તેમજ જયદેવનો બચાવ કરવા ઉપલાં વાક્યો ઉચ્ચાર્યાં.

"બસ કરો! બસ કરો! રશ્મિકાન્ત! હું સર્વ સમજી શકું છું કે આપણા મહા રક્ષણરૂપ મંત્રદેવનું જ્ઞાન તમોએજ આ જયદેવને આપેલું છે અને તેમના પ્રભાવ વડેજ અત્રે આપણી સમક્ષ સ્વસ્થતાથી ઉભો રહી શકયો છે. અરે જેના એકજ સ્વાભાવિક વિષદંશથી તત્કાળ પ્રાણ નિર્વાણ થઇ જાય એવા મહા પ્રચંડ કાલમણિ અને વાસુકિ આદિયોનો પ્રભાવ, એ મંત્રદેવ આગળ ન્યુનતા પુર્ણ છે એ સહજ સમજી શકાય તેવું છે." દેવી ત્રૈલોક્યસુંદરીયે પોતાના હૃદયમાં ઉદ્દભવેલી શંકા સત્ય સ્વરૂપે જણાવી દીધી અને રશ્મિકાન્ત તેમજ જયદેવ પ્રત્યે તિક્ષ્ણ નજરથી તેમના મુખ પ્રદેશો ઉપર થતા ફેરફારોનું સુક્ષ્મ અવલોકન કરવા લાગી. હૃદયમાં મલિનતાની જવનિકા આમ એકાએક સત્યશસ્ત્રથી ભેદાઇ જતાં, તે મલિનતા હૃદયમાંથી બહાર નીકળી મુખ પ્રદેશો ઉપર આવી છવાઇ રહી. આમ થતાંજ સર્વ સભાસદો તેમજ દેવી ત્રૈલોક્ય સુંદરી આ મુખ પ્રદેશોના ભાવનું પરિવર્તન સમજી ગયા. આ વખતેજ ત્રૈલોક્યસુંદરીયે અત્યંત ક્રોધીત વાણી વડે રશ્મિકાન્તની અનેક પ્રકારે નિર્ભર્તસ્ના કરવા માંડી અને તેને અનેક ઉપાલંભો અર્પણ કર્યા. બાદ જયદેવ તરફ ભવ્યવાણીથી બોલવા લાગી કે;—"જયદેવ! તારે તારા પાપની શિક્ષા ભોગવવા તત્પર થવુંજ જોઇએ. મંત્રદેવનું વિસ્મરણ કર."

આ સાંભળતાંજ જયદેવ બેબાકળો બની ભુમિપર પડી ગયો. દેવીની આ ભવિતવ્યતાપુર્ણ મુર્તિ અને તેના મુખમાંથી નીકળતી સિંહ ગર્જના સમાન ગંભીર વાણીરૂપ અધિકાર દર્શક આજ્ઞા સાંભળતાંજ હૃદયમાં પુર્ણ ગભરાટ ઉત્પન્ન થયો પણ સુભાગ્યે મંત્રદેવતો તેના મુખમાં વસી તેનું સર્વ પ્રકારે રક્ષણ કરવા લાગ્યા. સચિવ કાલમણિ, આ જોઈ તરતજ મહાલયમાં દોડી ગયો અને એક નિર્મલ

સ્થળમાં સંગ્રહી મુકેલી બેશુદ્ધ કરવાની ઔષધિરસની કુપ્પી લઇ આવ્યો. દેવી ત્રૈલોક્યસુંદરીની આજ્ઞા મેળવી, જયદેવ ના શરીર પર પોતાના મુખના ફુત્કાર વડે ઔષધગંધ અને પોતામાં રહેલા વિષમ વિષવાયુ–લહરી વડે તેને બેભાન બનાવવા પ્રયત્નવાન થયો; આ પ્રકારથી જયદેવ બે ભાન તો નજ થઈ શક્યો; પણ આવી રીતે પોતાને ઉત્પન્ન થતા અનેક પ્રકારના ત્રાસથી તે છેકજ ગભરાઇ ગયો દેવી ત્રૈલોક્યસુંદરી પણ શ્રમથી અતિ થાકી ગયાં અને પ્રધાન કાલમણિ આદિની મંત્રણાથી જયદેવને મંત્રદેવનું વિસ્મરણ કરાવવા એક બીજાજ પ્રકારના ઉપાયને સિદ્ધ કરવા પ્રયત્નવાન થવા લાગ્યા.



# પ્રકરણ ૧૬ મું.



## મોક્ષધામની શોધ!
## ને
## મણિકાન્તનો ઉગ્રક્રોધ!

દિવ્ય સ્વપ્નયોગથી પુર્વે જન્મ–કથા પરિચીત વિદ્યાધરરાજ અમરનાથ પંચયોગિન્દ્રાવતાર ઢીમરોના પરમપદ ઉપદેશામૃતવારીથી અભિષીક્ત થઈ દિવ્યપ્રસાદીરૂપ રત્નાલંકાર રત્નમંજરીના યોગે કરીને સરિતા તટપર આવેલી ઢીમરાવાસ ભુમિમાંજ અદૃશ્ય થયો હતો. ઢીમરોએ હૃદયમાં પ્રગટાવેલી બ્રહ્માનંદ રસ–જ્યોતિનું સાક્ષાત દર્શન–સ્મરણ કરતાં કરતાં, અનેક અગોચર સ્થાનોને પરમાનંદ–નિમગ્ન સ્થિતીમાં અભિન્નતા દર્શક હૃદય સમેત પસાર કરતો કરતો, તેમાં રહેલાં પ્રાણિયો અને વસ્તુઓનું સુક્ષ્મ અવલોકન કરતો કરતો, પાતાળ ભુમિમાં આવી રહેલા નાગલોકના ગંધકુંડ સમિપ આવી પહોંચ્યો. તે ભુમિના નિમીષ માત્રનાજ અવલોકનથી તેની ભયાનકતાને પામી જતાંજ, અમરનાથનું હૃદય ત્રાસી ઉઠયું. કુંડમાં અસ્તિત્વ ધરાવતા વિષધરોનો વિચાર–પ્રકાશ હૃદયપટ ઉપર પડતાંજ તેની અસહ્ય મૃતઃપ્રાય તેજપ્રભા અમરનાથના શાન્તિસ્વરૂપ હૃદયને ભયનું ભાન કરાવવા સમર્થ હતી; છતાં પણ ઢીમરોએ પાન કરાવેલા ચિત્તસંયમૌષધિરસરૂપ ઉપદેશામૃતથી ભગ્ન–હૃદયસ્થિતી પ્રાપ્ત થાય તેટલા પ્રમાણમાં ભયગ્રસ્ત થયો નહોતોજ. અમરનાથથી કુંડમાં દૃષ્ટિપાતજ આજ શક્તિથી થઇ શકયો હતો. કુંડમાં વિસ્તરેલા ભયનું નિવારણ, હૃદય પટમાં ઢીમરોયે કરેલા ઉપદેશ–વિચારથી સત્વર

થયું. આ વખતે તે નિર્ભય થઈ, હવે ક્યાં જવું તેનો વિચાર કરતો, કુંડતટ–પ્રદેશ ઉપર આટાં મારી રહ્યો હતો. ઢીમરોના કથન મુજબ રત્નમંજરીની દુઃખ જાળમાંથી અને પંચયોગિન્દ્રોના શાપાગ્નિમાંથી મુક્ત થવાનો વખત નજીકજ આવ્યો હતો એમ સમજવાથી અને તત્પશ્ચાત્ પોતાની પ્રિયદેવી ચિત્રલેખાનો સંયોગ સત્વર થવાનો હોવાથી અને એ રીતે પોતાની પુર્વસ્થિતી એકવાર ફરી પ્રાપ્ત થવાના વિચારથી, આનંદીત થતાં ગંધકુંડમાં પડવાં તે તત્પર થઈ ગયો. પોતાથી થયેલા ગત-સાહસોનું સ્મરણ થતાંજ અત્રે ઉપસ્થિત થયેલા સાહસકર્મમાં ઉત્સાહ વર્ધક નવજીવનામૃતરસ સિંચન થવાથી, હૃદય પ્રવૃત થવા લાગ્યું. ઉપર કથીત વૃતિનું પ્રાબલ્ય વૃદ્ધિંગત થતાંજ હૃદય દૃઢ થયું અને એક પળવારમાં પાછો ફરી ગંધકુંડના સમિપજ આવી પહોંચ્યો. એકજ છલંગ મારતાં કુંડ પ્રવેશ થઈ શકે તેમ હોવાથી હવે કાંઈપણ વિચારનો સમય બાકી રહ્યો નહોતો. પ્રકૃતિથી પેદા થયેલું આ સૃષ્ટિ પરતું દુઃખી વ્યક્તિરૂપ અમરનાથ ભક્ષ, એક નિમીષ માત્રમાં મળવાનું હોવાથી, કુંડમાંના વિષધરો પોતાની ફીણાઓ ઉન્નત કરી, કુંડના કિનારાની બહાર કાઢી, આશાભરીત દૃષ્ટિયે, તેને સત્વર પ્રાપ્ત કરવા, તેઓનું હૃદય આનંદથી ઉછાળા મારી રહેલું હોવાથી, જોઈ રહ્યા હતા. અમરનાથ તેઓની આંત્રી તિવ્રતાપુર્ણ ગતિથી અને ઉત્કૃષ્ટ ઇચ્છાથી " અહં બ્રહ્માસ્મિ " રૂપ હૃદય–ભાવનાથી દોરાઇ જઇ, તેઓની ઇચ્છાતૃપ્તિને અર્થે ક્ષણમાત્રનુ પણ વિલંબાવલંબન ન કરતાં "ૐમ્ જયસચ્ચિદાનંદ "નો પ્રણવોચ્ચાર કરતાં જેવો કુંડમાં પડવા જવા જાય છે કે તરત તેના સ્કંધ ઉપર કોઇનો હાથ પડયો અને તેને કુંડરૂપી ઇન્દ્રાસન–સોપાન પર પગ પાડવતાંજ અટકાવવા લાગ્યો. આ અવરોધની હૃદયમાં લેશ માત્ર પણ મહત્તા ન ધારણ કરતાં બળપુર્વક કુંડમાં ઝીંપલાવવા છલંગ મારવા

ગયો કે તરતજ તે સ્કંધમાંથી મજબુત પકડાવાથી પાછો પડયો. અમરનાથના હૃદયમાં આ સંબંધે વિચાર આવતાંજ તરતજ તેણે પાછું ફરી જોયું તો એક સૌમ્યમુર્તિ સુંદરી તેને દષ્ટિગોચર થઇ અને તેના મુખમાંથી નીકળતા શબ્દો સાંભળવા લાગ્યો.

"બ્રહ્માંડથી વિસ્મૃત થયેલા કાપુરૂષ ! એવા ક્યા મહાન્ અનિવાર્ય વિપત્તિ–યોગેકરીને તમો તમારા આત્માને દગો દેવા તૈયાર થયા છો ? કાલકુટના શ્રૃંગાર–આભુષણુથી આકંઠ અલંકૃત થયેલા આ પ્રલયાગ્નિસમ વિષમ વિષમય કુંડમાં પોતાના શરીર અને આત્માને તે આભુષણોથી વિભુષીત કરવા ઉત્કૃષ્ટ ઇચ્છા રાખી, શું પરમ પ્રભુ યોગિન્દ્ર શ્રી શંકરના પદને પ્રાપ્ત કરવા ભાવના ધરાવો છો ?" સૌમ્યમુર્તિ સુંદરીયે વ્યંગમાંજ પ્રશ્ન કર્યો.

"અજ્ઞાત ! સૌમ્યમુર્તિ ! બ્રહ્માંડમાં વસી રહેલા બ્રહ્મને થયેલા મારા વિસ્મરણનું ફરીથી સ્મરણુ કરાવવા માટેજ આ સબળ પુરૂષાર્થવૃતિમાં પ્રવૃત થયો છું. હું અભાગી શ્રીશંકરના પદને તો શું ! પણુ તેમના પ્રાસાદ–સ્વામિત્વના અધિકાર–ઉપભોગમાં પણુ કેવળ અનધિકારી ઠરી ચુકયો છું. અધિકારીશુ઼ી–યોગ્યતા સંપાદન–સમય નિર્ગમન થતાંજ દેવપદમાંથી દાનવપદનું સ્વામિત્વ સ્વિકારી ચુકયો છું; પુર્વજન્મ–યોગબળે હવે પુનરપિઃ દેવરૂપ થવા આ પ્રયત્ન આદરી બેઠો છું. દેવી ! હૃદયે કરેલી કયા પ્રકારની પ્રેરણાયે પ્રેરાઇ, સ્વર્ગના પ્રથમ સોપાન પર પગ પાડવતાંજ અનુરોધ દર્શાવ્યો ?" અમરનાથે પ્રશ્નના જવાબ આપતાં બીજો પ્રશ્ન કર્યો.

"આ તમારૂં હૃદયંગત અર્થ સુચક સંભાષણુ સમજવા અસમર્થ છું; એજ હજીપણુ તમારા આ સાહસ કાર્યમાં બાધા કરવા હૃદયને

ઉત્તેજીત કરી રહ્યું છે. મારા હૃદય-સંતોષ શિવાય, તમારા આ કાર્યની પુર્ણતા અશક્ય છે." સૌમ્યમુર્તિયે સ્પષ્ટતાથી સમજાવવા કહ્યું.

"હું અતિ દારૂણ દુઃખમાં દટાયેલો, ઈશ્વરની કૃપા-પુર્ણ દષ્ટિથી વિમુખ પ્રાણી છું. યોગિન્દ્રોના શ્રાપથી અતિ દુ ખ પામતાં મારૂં હૃદય કેવળ નિરાશાથી હતાશ થઈ ગયું છે; હવે અનુગ્રહ સમય આવી પહોંચ્યો છે અને હું આ કુંડમાં પ્રવેશ કરી, મારે ઈષ્ટ સ્થાને જવા તત્પર થયો છું. દેવી! આપ શ્રી મતી કોણ છો ! કયા પદને આપ સૌમ્યમુર્તિ શોભાવો છો ! અને કોના ગૃહમંદિરના અહોભાગ્ય છે! તે સર્વે કૃપા કરી આ સેવકને જણાવશો?" અમરનાથે પુછ્યું.

"દુઃખી જીવાત્મા! બ્રહ્માંડમાં કોઇ પણ પ્રાણી એવું અસ્તિત્વ ધરાવતું નથી કે જે, વિના દુઃખે આત્મહત્યાનો પ્રયાસ આટલી શીઘ્રતાથી આચરે! એ તો હું આપની કૃતિથીજ સમજી શકી છું; વળી સુખી થવાનો સરળ માર્ગ જે આપ આથીજ ધારી બેઠા છો, એજ આપના દુઃખી હૃદયની નિર્બળતા પ્રગટ કરે છે! જે યોગિન્દ્રોના શાપથી આપ દુઃખી થઈ રહ્યા છો તેજ મહદ્‌યોગિન્દ્રો આપને દુઃખ મુક્ત કરશે, એવો તેમની પ્રત્યે આપના હૃદયમાં વિશ્વાસ ધારણ કરો એટલે એ દુઃખ સહજજ માલુમ પડશે. અજ્ઞાત પુરૂષ! ધનપતિ કુબેરની રાણી, યક્ષી જયદેવીની હું પ્રિય સખી રત્નસુંદરી છું. મહાદેવની પ્રસાદી રૂપ "**રત્નાલંકાર રત્નમંજરીને**" ધારણ કરી, પ્રમદવનમાં તેમની આજ્ઞાથી અશોકની દોહદ પુર્તિ કરી પાછાં ફરતાં માર્ગમાંજ મારા પ્રિય બાળકોના પ્રાણની રક્ષા કરવા જતાં રત્નમંજરી ગુમ થયું અને હું શ્રી શંકરની સ્થાન પ્રતિબંધક રેખામાં પ્રવેશ કરી મુકેલી હોવાથી તેમના શાપથી મારા બાળકો સહીત અદૃશ્ય થઇ. મહાદેવીની પુર્ણ કૃપા અને

અનુગ્રહ વડે કરીને ચિત્ત સંયમ–સૌખ્ય મેળવી, શાપ ભોગવવા આ ભુમિમાં આવી પહોંચી છું. મહાભાગ! આપનો પણ પરિચય કાંઇક આપશો તો કૃપા થશે." રત્નસુંદરીયે પોતાની આત્મગત્ કથા સંક્ષિપ્તમાં કહી તેના પ્રત્યે પુછયું.

" રત્નસુંદરી ! દેવદવિતા ! પરમયોગિન્દ્ર શ્રીશંકરના પ્રાસાદરૂપ રત્નમંજરી કેટલાકને દુઃખી કરશે ! દેવી ! હું અને તમો સમાન દુઃખથી દુઃખી છીએ એજ રત્નાલંકારના યોગે કરીને મારી પ્રિયા દેવી ચિત્રલેખાથી વિમુખ થયો છું. વનવન, પર્વત ભુમિયો ઓળંગતાં ઓગળતાં સરિતાના જળમાં પડી આત્મવિસર્જન કરવા યોગ્ય ધાર્યું પણ તેથી કાંઈ દૈવને દયા ન આવી, આખરે એક નિર્જનકિનારા ઉપર મહાત્મા ઢીમરોના પ્રયાસથી બહાર આવ્યો. એજ મહાત્માઓના શાપથી હું આટલું સહન કરી રહ્યો છું. તેમના ઉપદેશથી મારૂં દુઃખ સર્વથા નષ્ટ થઇ હૃદય ભાર વિનાનું થયું છે. અને તેમના કથન મુજબ શાપનો અનુગ્રહ મેળવવા અને સુખી થવા આ ભુમિમાં દૈવયોગે આવ્યો છું. દેવી ! તમારો અને મારો માર્ગ એકજ છે તો સત્વર ચાલો તે માર્ગનો સ્વિકાર કરીયે. " અમરનાથે પોતાની વિતક વાર્તા ટુંકમાં કહી સંભળાવતાં કુંડપ્રવેશની તત્પરતા દર્શાવી.

" અહો વિદ્યાધરરાજ ! શંકરની આ કેવી વિચિત્ર પ્રસાદી ? કે જે સર્વની કરે છે આબાદીશ્રી બરબાની ! પણ હવે તેમનીજ કૃપાથી આપણે સુખ સાગરની સમીપ આવી પહોંચ્યા છીએ તો હવે સત્વર તેના દર્શન થવાના પુર્ણ વકી છે. " રત્નસુંદરીયે કહ્યું.

" સુંદરી ! એ સુખસાગર આજ ગંધકુંડ છે અને તેમાં સ્નાન કરવાની પુર્ણ આવશ્યકતા છે તો હવે વાર શાની છે ? " અમરનાથે કહ્યું.

"અમરનાથ ! "શુભસ્ય શીઘ્રમ" એ કહેતી અનુસાર વિલંબ અસ્થાને છે. હવે આ કૃત્ય એ આત્મહત્યા નથી કિંતુ આત્મરક્ષા છે. ચિત્ત સયમીયોને આથી પણ ભયંકર પ્રકાર કાંઇપણુ દુઃખ ઉપજાવવા અસમર્થ છે. કરો યાહોમ ! જય સચ્ચિદાનંદ" એમ કહી રત્નસુંદરીયે તૈયાર થતાં કહ્યું.

"જય સચ્ચિદાનંદ !" અમરનાથ બોલ્યો.

પ્રિય પાઠકો ! જય સચ્ચિદાનંદના ઉચ્ચાર સાથેજ તે બન્ને દુઃખી વ્યક્તિયો પોતાના દુઃખ ટાળવાનો વિચાર કરતાંજ ગંધકુંડ મધ્યે પડયાં. તેમને ઓછીજ ખબર છે કે હજી કાંઇ તેમના દુઃખોનો અંત આઠ-લેથીજ નથી.

દેવી ત્રૈલોકયસુંદરી અને પ્રધાન કાળમણિ તથા સમર્થ વાસુકિ આદિ સર્વ નાગલોક વિદ્યાધરરાજ અમરનાથના અનુચર જયદેવને બે-ભાનાવસ્થા પ્રાપ્ત કરાવી મંત્રદેવનું વિસ્મરણ કરાવવામાં વિજયી ન નીવડવાથી, તેઓ સર્વ સપ્તમ પાતાળ પ્રતિનીધી શ્રીદેવ મણિકાન્ત પાસે મંત્રણાર્થે જવા સભાગૃહનો ત્યાગ કરી ચાલી નીકળ્યા. આ સમયાનુ-કુળતાનો લાભ લઇ, નાગ રશ્મિકાન્ત સભાગૃહનો ત્યાગ કરી અત્રે ઉપસ્થિત થયેલા ભય વાદળને નિવારવા જયદેવને ત્યાંજ રહેવા દઈ નાગ-મંદિરની બહાર આવી પહોંચ્યો. સમસ્ત નાગલોકની આજ્ઞાભંગનું ફળ તેમના કોપાગ્નિમાં ભસ્મ થયા શિવાયનું, અન્ય નહોવાથી ભયથી મુક્ત ઉડતાં સ્થાનાન્તરનોજ વિચાર કરી ગંધકુંડદ્વારા બહાર નીકળી, નાગ-સત્તા રહિત સ્થળમાં વિચરવા ઉદ્યુક્ત થયો. વિચારને અમલમાં મુકતાંજ ગંધકુંડમાંથી નીકળતી બે અજાણ વ્યક્તિયોનું તેને દર્શન થયું. રશ્મિ-કાન્ત આ નવિન આગંતુકોને જોતાંજ અતિ આશ્ચર્ય ચકીત થયો.

તેના હૃદયમાં અત્રે એજ પ્રશ્ન ઉપસ્થિત થયો કે;–' શું હજી પણ આ હત્યાકાંડને અંતજ નથી, કે આ બગીદાને આપો આપ ચાલી ચલાવી વિષધરો રૂપી યજ્ઞવેદીકામાં હોમાવા આવે છે ? અથવા આ હત્યાકારી ભુમિથી તેઓ સર્વથા અપરિચીત તો નહિં હોય ? એતો એમજ હોય ! સૃષ્ટિમાં કોઇપણ વ્યક્તિ જીવન–પ્રિય નહિં હોય એમ કદાપિ સાંભળ્યું તો નથી, ત્યારે શું આ અજ્ઞાત હશે ? ' આવા હૃદયગત વિચાર કરતો રશ્મિકાન્ત જ્યાં આ બન્ને વ્યક્તિયો ઉભેલી છે ત્યાં આવી પહોંચ્યો. આ અજાણ વ્યક્તિયો બીજી કોઇજ નહિં પણ આપણા પુર્વપરિચીત વિદ્યાધરરાજ અમરનાથ તથા રત્નસુંદરી કે જેઓ ગંધકુંડમાં પડયાં હતાં તેજ હતી. અત્રે કહેવાની આવશ્યકતાજ નથી કે તેઓ માત્ર યોગિન્દ્રો અને શ્રી મહાદેવીની કૃપા પ્રસાદીથીજ આત્મ-સંયમ પ્રાપ્તિયોગે કરીને ગંધકુંડની કોઇપણ વ્યથાવિહીન હતાં. એક બીજાની નજીક આવતાંજ રશ્મિકાન્તે અચાનક પ્રશ્ન કર્યો;–'અહો અજ્ઞાત પ્રાણિયો ! તમો કયા દુર્ભાગ્ય યોગેકરી આ અંધતામિસ્ત્ર જેવા પ્રત્યક્ષ નરક યાતના–સ્થાન પ્રત્યે પ્રવાસ કરી રહ્યા છો ? દેવી ત્રૈલોક્યસુંદરી અને સાક્ષાત યમ સમાન નાગલોકની આ સંયમિની પુરીમાં આવતા ભાગ્યેજ કોઇ પાછો જીવતો જાય છે ! "

"દેવ ! એજ દુર્ભાગ્ય યોગને સુભાગી કરવા આ અમરાપુરીમાં સ્થિતી–પ્રાપ્ત્યર્થે અમારૂં આગમન ઉચીત છે ને એજ અમે કર્યું છે. નાગલોકની સત્તા અમ વિદ્યાધરો અને યક્ષો ઉપર તો યદાપિ સંભવિ-નથી. અમારો કોઇ એવો અનિષ્ટ હેતુ નથી કે જેથી કરીને ઉપદ્રવ કર્તા ઠરી અમો શિક્ષાપાત્ર થઇએ, કિન્તુ અમારા દુઃખ નિવારણ અર્થેજ અમારૂં આગમન છે. " અમરનાથે પોતાનો તેમજ રત્નસુંદરીનો આગમન હેતુ પ્રદર્શિત કર્યો.

" પ્રભુ ! આપ વિદ્યાધર હોકે યક્ષ હો પરંતુ જ્યાં ન્યાય વા અન્યાયનો વિચારજ આ ભુમિમાં અસ્તિત્વ ધરાવતો નથી ત્યાં આપનું આગમન ઇષ્ટજ નથી. " રશ્મિકાન્તે કહ્યું.

" નાગલોક દેવ છે ! દાનવ નથી. " રત્નસુંદરીએ કહ્યું.

" દેવત્વ વા દાનવત્વ વિચારનો અવકાશજ ક્યાં છે ! નહિંતો આમ કેમ થાય ? " રશ્મિકાન્તે શંકાસ્ફોટન કરતાં કહ્યું.

" નાગરાજ ! કહો કહો ! આ ભુમિપર કાંઇ એવું બન્યું છે ? અથવા શું કોઇ વ્યક્તિ એવી રીતે આ નાગપાશમાં સપડાઈ છે અને હોય તો કેમ ? એ સર્વ સ્પષ્ટ કહો ? " અમરનાથે રશ્મિકાન્તને પ્રશ્ન કર્યો.

" વિદ્યાધરરાજ અમરનાથનો પ્રિય સ્વામિભક્ત અનુચર જયદેવ–"

" અરે હુંજ તે અમરનાથ ! કહો કહો ! દેવ ! જયદેવનું શું ?" અમરનાથે વચ્ચેજ કહ્યું.

" શું તમે પોતેજ અમરનાથ ! અહો પ્રભુ ! સત્વર ધાઓ ! ધાઓ ! તે એકલોજ મણિકાન્ત પુત્રી દેવી ત્રૈલોક્યસુંદરીની અને સર્વ નાગલોકની કોપ જ્વાળામાં ભસ્મ થઈ રહ્યો છે; અત્રે તો મેં તેનું સંરક્ષણ મંત્રદેવ પ્રસાદીથી કર્યું છે પણ કદાચ હવે પછી ન થાય તેની પળે પળે મને ભીતી રહ્યા કરે છે. " રશ્મિકાન્તે જયદેવનું રક્ષણ કરવા જવાની તેમને તત્પરતા દર્શાવતાં કહ્યું.

" અરે પણ તે કોપાનળનું કાંઇ કારણ ? મારા જયદેવથી એવું કાંઇપણ અયોગ્ય કૃત્ય તો નહિજ થયું હોય ! દેવ જરા કૃપાકરી સાનરતર કહો. " અમરનાથે કહ્યું.

" વિદ્યાધરરાજ અમરનાથના કથનાનુસાર રશ્મિકાન્તે જયદેવની સર્વ વિતકવાર્તા સંક્ષિપ્તમાં કહી સંભળાવી. અમરનાથ અને રત્નસુંદરી-

આશ્ચર્ય આશ્ચર્ય પામ્યાં અને આ નવિન ઘટના ચક્રમાં અનાયાસ ફસાવાથી કિંચીત ક્ષોભીત પણ થયાં. આ ક્ષોભને પામી જતાંજ રશ્મિકાન્તે યોગ્ય વિચાર કરી અમરનાથ તથા રત્નસુંદરીને મંત્રદેવ પ્રસાદી અર્પણ કરવા તત્પરતા દર્શાવી. જો કે આ દેવી વિભુતીયોને મંત્ર પ્રસાદની કિંચીત પણ આવશ્યકતા ન હોવા છતાં તેની આ કૃપાને સાનંદ આભાર-સહિત પામવા પ્રાર્થના કરી અને તરતજ રશ્મિકાન્તે અમરનાથ તથા રત્નસુંદરીના કર્ણ પટમાં મંત્રદેવનું સ્થાપન કર્યું. નિમેષોન્મિષમાં નાગ મહાલયનો રસ્તો બતાવી રશ્મિકાન્ત ગંધકુંડમાંથી ઉપર આવવા પ્રયાણ કરવા લાગ્યો.

સુકોમળ હૃદયી રશ્મિકાન્ત ! શું આ પણ યદિ સંભવિત છે કે પર-મપ્રભુ પરમાત્માને કઠોરતા—સ્થાપન—સ્થાન આ સકળ નાગલોકમાં કેવળ તારાજ શિવાય માનવું યોગ્ય છે ? કોપ જેઓની પ્રકૃતિજ છે; ક્રોધ જેઓનો સ્વમાની ગુણ છે; કઠોરતા મંડિત જેઓનું હૃદય છે; વિષ જેઓનું શરીર બંધારણ છે અને દંત જેઓનું ખાદ્ય—સાધન નહિં પણ અન્યોનું મારણ છે તેવી સર્વથા સકળ સંસારને દુઃખરૂપજ જે નાગ-જાતિ ! તેનું અસ્તિત્વ અત્રે શા અર્થે હશે તે કાંઇપણ સમજી શકાતું નથી. દેવ જેવી દેવી વિભુતિયોને પણ સંતાપવાનું જેઓના હૃદયોયે યોગ્ય માન્યું છે તેવાઓના હૃદયો કયા કઠોર—બ્રહ્માની કઠિન કૃતિ હશે ? જેમનાં હૃદયો શ્રીશંકર પરમાત્માની પ્રેરણાનુસાર આ ભુમિગમન પ્રત્યે પ્રેરાયાં છે, જેનું હૃદય કેવળ સ્વામિ—ભક્તિપરાયણ છે, તેવાઓને કષ્ટ આપતાં જેમના તેઓ આશ્રુપણો છે તેમને સંતાપ નહિંજ થાય, એમ કેમ કહી શકાય ? યદિ વાસ્તિવકતાથી જોતાં તો તે કેવળ અન્યાયજ સમજાય છે. પરમાત્માની એ પણ મારા ઉપર કૃપાજ છે કે તેણે મને

સવેળાએ સુબુદ્ધિ ઉત્પન્ન કરી, નહિંતો આખરમાં મારી પણ સંભવિત હોય તો તેવી અધોગતિ કેમ ન થાય ? પ્રિય પાઠક ! આ પ્રમાણે હૃદય-ગત વિચાર કરતો રશ્મિકાન્ત ગંધકુંડના બહારના ભાગમાં આવી પહોંચ્યો.

વિદ્યાધરરાજ અમરનાથ પત્નિ દેવી ચિત્રલેખાનું સંરક્ષણ કરવા જતાં, રાક્ષસરાજ ધુમ્રવાનની કોપ-જ્વાળામાં દગ્ધ થયેલો અને પરિણામે દિવ્ય પ્રસાદ રત્નાલંકાર રત્નમંજરીથી, રાક્ષસે ફેંકેલી ગદાનો પ્રતિકાર થતાં બચી ગયેલો ભયજ્યોતિ તેજ મણિમહેલમાં અદૃશ્ય થયો છે. દાનવમાં દેવ ભયજ્યોતિ દેવી ચિત્રલેખાની વર્તમાન સ્થિતીનો અનુતાપ કરતો અદૃષ્ટ બળે અગોચર સ્થાનોમાં સૃષ્ટિમાંના માનવીઓની નહિં પણ પ્રભુની દૃષ્ટિમાં દૃષ્ટિગોચર થતો, તેજ પ્રભુના પ્રતાપથી ભુગર્ભમાંની વસ્તુઓનું દર્શન પામતો, ઘડીકમાં સંતપ્ત તો ઘડીકમાં પરિતૃપ્ત હૃદયે પ્રવાસ કરતો કરતો, અંતે એક દિવ્ય પ્રકાશપુર્ણ સ્થાન પ્રત્યે આવી પહોંચ્યો. તરતજ આ પ્રકાશસ્થાનનો વિચાર હૃદયમાં ઉદ્‌ભવતાંજ તે અનેક શંકાઓથી ઘેરાયેલો, વિસ્મયતાપુર્ણ નયને ચારે પાસ જોવા લાગ્યો. આ પ્રદેશમાં સદા ફળ ફુલથી ઝુકી રહેલા અનેક વૃક્ષો અને છોડવાઓ કોઇપણ વ્યક્તિને તેના સૌંદર્યનું સંપુર્ણ ભાન કરાવી પોતાની તરફ આકર્ષી લેવા સમર્થ હતાં. પ્રદેશમાં આવી રહેલા ગિરીઓ પોતાના ઉપર ઠરી રહેલું હિમ પ્રભાકરના પ્રભાવથી ગળતાં નાનાં નાનાં સુંદર ઝરાઓના રૂપમાં ફેરવાઇ ખળખળાટ મધુર શબ્દ-ધ્વનિ સાથે વહન કરતા માલુમ પડતા હતા. સહસ્ત્ર રશ્મિ સુર્યદેવના ઉદય સમયે આ ગિરી ભુમિ અતિ આલ્હાદક લાગતી હતી. પર્વત-ભુમિમાં વસતાં સર્વ પ્રાણિમાત્ર, આ દિવ્ય ભુમિમાં પોતાનો વાસ થવાથી કૃત કૃત્ય માનતાં હતાં. એક ક્ષણભર ભયજ્યોતિ આસ્થાનની

તેજોમયતા નીહાળી તેનું કારણુ જાણુવા તેની દિશા તરફ અતિ ઉત્સુક્તાથી જોવા લાગ્યો. અને આ પ્રકાશ પોતાની નિકટ આવતો લાગવાથી આશ્ચર્ય-મુગ્ધ દષ્ટિયે જોઇ રહેતાં, એક ચંદ્રવદન ઓજમ્ પુર્ણ કુમારનું દર્શન તેને થયું. ભવ્ય લલાટ, લંબકેશ કલાપની બાંધેલી સૌગંધયુક્ત પુષ્પ મંડીત જટા, લલાટમાં કેસર કસ્તુરી મિશ્રીત છટાયુક્ત ત્રિપુંડ, કંઠ પ્રદેશમાં લટકી રહેલી રૂદ્રાક્ષની માળા, હસ્તમાં ધારણ કરેલો દંડ તથા કમંડલુ, અંગ ઉપર ઓઢેલી કફની પાદમાં ધારણ કરેલી કાષ્ટ-પાદુકાઓ અને અંગમાં લેપન કરેલી યજ્ઞ-ભસ્મથી સર્વાંગે સુશોભીત આ અદ્‌ભુત મુનિનું દર્શન થતાંજ, ભયજ્યોતિ હૃદય પ્રેરણાનુસાર નમ્ર બની પ્રણામ કરવા લાગ્યો. ઋષિકુમાર તેનો અંગિકાર કરી, સ્મિત વદને તેના તરફ જોઇ રહ્યો. ભયજ્યોતિ આ સર્વ જોઇ નિર્ભય થયો અને કુમાર પ્રત્યે કાંઇક કૃપા-યાચના કરવા લાગ્યો.

" પ્રભુ ! આ આપના અદ્‌ભુત સ્વરૂપનું દર્શન કરી હું પવિત્ર થયો છું. નિઃસંશય આવી અલૌકિક વિભુતિ જે પ્રદેશમાં ગમન કરી રહી છે તે પ્રદેશ પણ આપના પરમ પુનિત પગલાંથી પવિત્ર થવાથી, તેમાં વિચરતી પાપમુર્તિયો પણ તે પવિત્રતાના યોગે કરીને પવિત્ર થઈ રહી છે એ અહો ભાગ્ય છે. હું જેવા મંદમતિ રાક્ષસયોનિમાં અવતરેલા અધમાધમનું હૃદય વાતાવરણ પણ, આપનાથી સ્ફુરણ પામતી દિવ્ય પવિત્રતાના પરિમળે કરીને, અધમતામાંથી ઉત્તમતામાં પરિવર્તીત થયું છે, એ આપ જેવાની પાપકર્મીઓની ઉદ્ધારણ-શકિતવિના ખરેજ યમરાજ પણ પોતાના સ્થાનમાં અતિ ભીડ થવાથી ચિંતા યુક્ત થતા હતા પણ આ દ્વારા તેમની ચિંતાનું આપે સર્વથા નિવારણ કર્યું છે." ભયજ્યોતિયે અદ્‌ભુત દર્શન કરી મેળવેલી પવિત્રતાથી સંતુષ્ટ થતાં કહ્યું.

"વત્સ ! તું રાક્ષસ પણ દેવ કોટિમાં આવવા સમર્થ થઈશ. તારૂં પુર્વેનું શુભ કૃત્ય, રાક્ષસ મંદિરમાં થએલું જોતાંજ હું જ્ઞાન દૃષ્ટિએ સર્વ તે પામી ગયો હતો અને અત્રે તને યોગ્ય માર્ગમાં દોરી જવા તારા સમિપ ઉપસ્થિત થયો છું. દુર સામે દેખાતા ઉપવનમાં એક સર્વથા સર્પોથી આકંઠ ભરેલો ગંધકુંડ છે. તે કુંડમાં કાંઇ પણ ભીતિ હૃદયમાં ન ધારણ કરતાં તેમાં પ્રવેશ કરી પાતાળ લોકમાં નાગદેવની સભામાં જા; ત્યાં તને દેવી ચિત્ર લેખાના પતિ અમરનાથ તથા શ્રી શંકરની કૃપાપાત્રી રત્નસુંદરી અને અમરનાથના અનુચર મહાનુભાવ જયદેવનો મેળાપ થશે; તેમના દુઃખમાં ભાગ લે. ભયજ્યોતિ ત્યાંજ તારો ઉત્કર્ષ છે; ત્યાંજ તને દેવપણું પ્રાપ્ત થશે." દિવ્ય ઋષિકુમારે કહ્યું.

"દેવ ! આપની વાણી સફળ થાઓ. એ આપનીજ કૃપા પ્રસાદીથી અત્રે મારો ઉદય થયો છે એમજ હું માનું છું." અત્યંત આભાર દર્શી મુદ્રાએ આનંદથી ભયજયોતિએ કહ્યું.

"વત્સ ! જરા પણ સમય વ્યર્થ ન ગુમાવતાં ત્યાં પહોંચી જવા તૈયાર થા. તું તે માર્ગનો અપરિચીત છે, પણ તારા નેત્રોને બંધ કર અને ક્ષણમાંજ તું ત્યાં પહોંચી જઇશ. ઋષિકુમારે કૃપા દર્શાવતાં કહ્યું.

ભયજ્યોતિએ તરતજ પોતાનાં નેત્રો મિંચી દીધાં. તેના કર્ણપુટમાં ૐ જય સચ્ચિદાનંદનો પવીત્ર શબ્દોચ્ચાર સંભળાતાંજ તે સચ્ચિદાનંદના પ્રભાવથી ભયજ્યોતિ ત્યાંજ અદૃશ્ય થયો. પ્રિય પાઠક ! આ સાથેજ પંચયોગિન્દ્રમાંના એક મહાત્મા રાક્ષસ ભયજ્યોતિનો ઉદ્ધાર માર્ગ સંપાદન કરી આપી પોતાનું કાર્ય સમાપ્ત થતાંજ ત્યાંજ અંતરધ્યાન થયા; તે વિષે કાંઈ પણ અન્ય વિચાર હૃદયમાં ન લાવતાં ફક્ત તેમની કૃપા દૃષ્ટિના વિચારમાં વિલીન થતાં હવે ભયજ્યોતિ જ્યાં ગંધકુંડ નજીક ઉભેલો છે ત્યાં તું જો.

રશ્મિકાન્ત, આ દીર્ઘકાય મહા બળવાન રાક્ષસ ભયજ્યોતિને નીહાળતાંજ વિસ્ફારીત નયને તેની તરફ જોઇ રહ્યો. આ નવિન આવેલી વિપત્તિરૂપ વ્યક્તિનું તેને દર્શન થતાંજ તેના હૃદયમાં કિંચીત્ ભયની ભાવના પણ ઉત્પન્ન થઈ પણ તેને આપણો ભયજ્યોતિ પામી જતાં હાસ્ય યુક્ત વદને તેના પ્રત્યે વાત્સલ્ય ભાવથી જોવા લાગ્યો અને બોલ્યો કે;—" હે મહાનુભાવ ! ભયનો ત્યાગ કરો, ખરે હું રાક્ષસ છું પણ મારી વૃત્તિ, મારી કૃતિ તેમના જેવી નથી, એટલે ભય અસ્થાને છે. આપ આ પ્રદેશનાજ રહેવાશી હો એમ લાગે છે. બોલો! બોલો ! હે ભ્રાતા! ગંધકુંડ તે આજ કે કોઇ અન્ય ? નાગસભામાં ઉપસ્થિત થવાનું સ્થાન તે આજ કે કોઈ બીજું ? "

પ્રત્યક્ષ ઉભેલા દાનવના મુખમાંથી નીકળતા આ આશ્વાસન અને વિનયપુર્ણ શબ્દો શ્રવણ કરતાં, રશ્મિકાન્ત સ્વસ્થ થયો. તેની સાથે જ જે ભયથી પોતે ત્રાસી ઉઠયો છે તેજ ભયના મુખમાં એકાએક વારાફરતી ત્રણ ત્રણ વ્યક્તિઓનું જવું તેને વિસ્મયતા ઉપજાવતું હતું. મૃત્યુગ્રાસ થવા આટલી ત્વરાથી તૈયારી કરતી વ્યક્તિયો શો અર્થ સાધવા સાહસ કરતી હશે તેનું રહસ્ય ન સમજવાથી તે નવિન આગંતુક વ્યક્તિ પ્રત્યે બોલ્યો કે;—" દેવની ગતિ પણ જ્યાં ભયકારક છે ત્યાં રાક્ષસ પોતાનું કેવી રીતે રક્ષણ કરશે ? મણિકાન્ત, કાલમણિ અને વાસુકિ આદિ સમર્થ નાગદેવો જ્યાં ભયંકર ક્રોધની જ્વાળાઓમાં તમને પ્રજાળવા લાગશે ત્યારે તમારો બેલી કોણ થશે ! તેમજ દેવી ત્રૈલોક્ય-સુંદરીના સ્વરૂપાગ્નિમાં તમારા જેવા રાક્ષસ ભતિ દગ્ધ થવા લાગશે, ત્યારે તેના પ્રચંડ ક્રોધથી તમારૂં રક્ષણ કોણ કરશે ? અરે રાક્ષસ ! ગંધકુંડ તે આજ! જો, કાલકુટના સંગીયોનું દર્શન કર ! તેમનામાં રહેલી હાલાહલ વિષની જ્વાળાઓ તને પ્રજાળવા તારી સમિપ આવે

છે, તે તરફ નજર કર. ” રશ્મિકાન્તે અજ્ઞાતપણામાંજ ભયજ્યોતિને ભયનું દર્શન કરાવતાં કહ્યું.

“ તે સર્વ સમય પરત્વે શાન્ત થશે. તેમનો એ ગર્વ તોડવા માટેજ અમારૂં સર્વનું આગમન અત્રે છે તે નિશ્ચય માનજે. તેમની બીતી પાપકર્મીઓનેજ ભયાવહ છે કાંઇ સત્યકર્મીઓને નથી; તેમજ તેમને રાખવાનું કાંઇ પ્રયોજન પણ નથી. આજ સત્ય છે માટે તે સર્વ વિચારનો ત્યાગ કરી કહો કે તમો કોણ છો ?” ભયજ્યોતિ બોલ્યો.

“ દાનવ ! હું નાગ જાતિનો છું. અને મારૂં નામ રશ્મિકાન્ત છે. ” રશ્મિકાન્તે પોતાનો પરિચય આપતાં કહ્યું.

“ તો તમો આ કુંડદ્વારના રક્ષણ કાર્ય પરત્વે નિર્મીત થયા હશો. એમ હું માનું છું. જે હોય તે વિના ભયે કહો ?” ભયજ્યાતિયે પુછ્યું.

“ નહિંજ ! કદાપિ નહિં. તેમ છેજ નહિં.” રશ્મિકાન્તે અસ્વિકાર કરતાં કહ્યું.

“ ત્યારે તમારૂં આગમન અત્રે શાથી થયું હશે તેની કલ્પના હું કરી શક્તો નથી. ” ભયજ્યોતિયે પ્રશ્ન સુચક દૃષ્ટિયે સત્ય હકીકત જાણવા પુછ્યું.

“ ભલે તો સર્વ અથ ઇતિ સાંભળો. ” એમ કહી જયદેવ અમરનાથ તથા રત્નસુંદરી અને પોતાની સર્વ હકીકત ભયજ્યોતિને સંભળાવી. આ સર્વ શ્રવણ કરતાં જ ભયજ્યોતિ અતિ ઉત્સાહિત થઇ રશ્મિકાન્ત પ્રત્યે કહેવા લાગ્યો કે;—“ તમે નિર્ભય છો. તમારા અંતઃકરણની શુભવાસના બળે તમો દેવલોકથી રક્ષિત છો માટે કાંઇ ભય અથવા વિચાર હૃદયમાં ન કરતાં સત્વર મારી સાથે પાછા ચાલો અને

એ દ્વારા મારા માર્ગને અનુકુળ કરી આપો. ચાલો ત્વરા કરો." ભય જ્યોતિયે રશ્મિકાન્તને સાથે લેવાના વિચારથી કહ્યું.

"અહો દેવ સમાન દાનવ! તમારીજ હિંમતથી હું તમારી સાથે આવવા તૈયાર છું. દેવો સર્વદા મારૂં રક્ષણ કરશે કારણ કે મેં દેવોનેજ મદદ કરી છે. ચાલો સત્વર આ કુંડમાં પડી ત્યાં જઈ પહોંચીયે. નાગકુંડમાં તમારૂં રક્ષણ થવા મંત્રદેવની પ્રસાદી ગ્રહણ કરો એટલે અત્રે તો સર્વથા નિર્ભય છો પછી આગળ દેવ આપણું રક્ષણ કરશે." એમ કહી મંત્ર આપે છે અને તેનું સ્મરણ કરતાં બન્ને કુંડમાં પડે છે. ગંધકુંડમાંથી સર્વથા સુખરૂપ બન્ને બહાર નીકળી નાગ મહાલય સમિપ આવી પહોંચે છે.

પ્રિય પાઠક ગણો! વિદ્યાધર રાજા અમરનાથ અને રત્નસુંદરી નાગલોકના મહાલય સમીપ એક સુરક્ષીત સ્થળે વૃક્ષની છાયામાં ગત પરિસ્થીતીનો વિચાર કરતાં તથા વર્તમાન અને ભવિષ્યનો તેઓના હૃદય નજદીક આવી પડેલા ભયનો પ્રતિકાર કરવા શું કરવું, તેનો કાંઇપણ નિશ્ચયાત્મક માર્ગ ન મળી શકવાથી ક્ષોભીત મુખારવિંદે ઉભાં હતાં તેવામાં ગંધકુંડના નીચેના ભુમાર્ગમાંથી ચાલી આવતી બે અન્ય પુરૂષ વ્યક્તિયોને જોઇને તેઓ અતિ આશ્ચર્ય પામ્યાં. આ નવિન આગંતુકોમાંના એકથી તેઓ પરિચીત હોવાથી તેઓ તેને જોઈ પુછવા લાગ્યા કે;–" અહો રશ્મિકાન્ત! વળી આ નવિન કોણ મહાપુરૂષ છે!"

"દેવ! તે એક રાક્ષસ છે પણ દૈવી વૃતિવાળા મહાજન છે. વળી તેઓ પણ આ નાગજાતિ પ્રત્યે કાંઇક વિષમ જણાય છે એટલે તે સર્વથા મારા મનો–સ્વભાવને મળતા આવતા હોવાથી તેમની સાથે આ સ્થાનમાં હું ફરીથી પાછો આવ્યો છું. વળી મારી મનોરે-

વતા એમ પણ કહે છે કે તેઓ કાંઇક આપના સંબંધમાં વિશેષ ખુલાસા આપી શકશે એમ જાણી હું આપના સમીપે તેમને લાવ્યો છું."

" ભલે! તમો આ પ્રમાણે દેવોનું હિત કરો છો તો અવશ્ય દેવવર્ગ તમારા ઉપર કૃપાદૃષ્ટિ કરશે." આ પ્રમાણે તેમની ઓળખાણ થયા બાદ એક બીજાને સવાલ જવાબ થતાં રાક્ષસ–મહાલયમાં અતિ દારૂણ દુઃખ પામતી દેવી ચિત્રલેખાના સંબંધમાં સવિસ્તર ખુલાસા પુર્વક હકીકત નિવેદન થતાં તેઓનું એક બીજા વચ્ચે ગાઢ બંધુત્વ બંધાયું. બાદ હવે તેઓ હૃદયને દૃઢ કરીને નાગલોકના મહાલયમાં પ્રવેશ કરવા લાગ્યા. અમરનાથ, રત્નસુંદરી, ભયજ્યોતિ અને રશ્મિકાન્ત સર્વે મંત્રદેવ પ્રસાદી નિયુક્ત હોઇ સ્વસ્થતાથી નિર્ભય રીતે ચાલવા લાગ્યા.

પ્રિય વાંચકો! તેઓ જ્યાં જાય ત્યાં જવાદો; અત્રે આપણને તેઓ શું કરે છે, ક્યાં વિચરે છે, શા શા નહિન આઘાતો સહે છે તે સર્વે અત્રે જાણવાની કાંઇ જરૂર નથી. દેવી ત્રૈલોક્યસુંદરી, પ્રધાન કાલમણિ, વાસુકિ આદિ નાગલોક અનુચર જયદેવને મંત્ર વિસ્મરણ કરાવી બેભાન બનાવવામાં નિષ્ફળ નીવડવાથી તેઓ સપ્તમ પાતાળ પ્રતિનીધી " મણિકાન્ત " પાસે મંત્રણાર્થે ગયા છે, તેમણે ત્યાં જઇશું કર્યું, તેજ જાણવાની પ્રથમ જરૂર છે માટે આપણે મણિકાન્ત સમીપ જઇ પહોંચી ત્યાં શું થયું તે સર્વે બાબતથી પુર્ણ વાકેફ થઇએ.

સપ્તમ પાતાળના એક ભીષણ અંધકારવાળા ભાગમાં નાગ મણિકાન્ત પોતાના સ્થાનમાં અહોરાત્ર પોતાની પદ્ધતિનું કાર્ય, પોતાની કાર્યકુશળ પુત્રી દેવી ત્રૈલોક્યસુંદરીને અને તેના આધિપત્ય નીચે પ્રધાન કાલમણિ તથા નાગ વાસુકિ આદિને સોંપી પોતે નિવૃત્ત થઇ, મસ્ત સ્થિતીમાં વાસ કરી રહ્યો હતો. આ અંધકાર વાળો ભાગ તે

કેવળ અંધકારજ નહિં પરંતુ શ્યામ રંગ મંડીત પ્રત્યક્ષ અંધકાર સ્વરૂપ સાક્ષાત સ્થિતી કરી રહ્યા હોય નહિં ! તેવો માલુમ પડતો હતો. અનિવાર્ય અંધકારવાળા તે ભાગમાં દિપકો પોતાનો પ્રકાશ ફેલાવવા કેવળ અસમર્થજ માલુમ પડતા કારણ કે નાગ મણિકાન્ત સમજીનેજ તેમ કરતો નહોતો પણ તે ભીષણ અંધકારનો પ્રતિકાર પોતાના મસ્તક ઉપર વિરાજતી જન્મ સિદ્ધ દિવ્ય મણિની તેજોમય અતિ ઉજ્વળતાથીજ થતો હતો અને તેજ આ અંધકાર વાળો ભાગ પુર્ણ જળહળ તથા પ્રકાશથી પ્રકાશિત થતો હતો. કોઇ એક હસ્તિ જેમ ભય પામતાંજ પોતાના ગુહારૂપી ઘરમાં ભરાઇ બેસે તેમ તે સંસારી નટખટતા રૂપી આપત્તિથી હરહમેશ પોતાના આ એકાંત અવાસમાં ભરાઈ બેસતો હતો. પોતાના આસન સમીપ અહોરાત્ર સૌગંધિક પદાર્થોનો, યજ્ઞકુંડમાં અપાતી આહુતિયો અને હુતદવ્યોની પેઠે, નિરંતર હોમ થયા કરતો હતો અને તેની ગંધથી સમસ્ત સપ્તમ પાતાળ સૌગંધયુક્ત થતો હતો. આવા સર્વથા મસ્તકારિન વાતાવરણથી હમેશાં લીન રહેતો હોવાથી કાંઇપણ અશાન્તિનો પ્રવેશ વા સાક્ષાત્કાર થતાંજ પોતે મહા ક્રોધીત થઇ જતો હતો. પોતાના આસન સમીપ પોતાની પુત્રી દેવી ત્રૈલોકયસુંદરી, કાલમણિ તથા વાસુકિઆદિનું આગમન થતાં પણ તે જાગૃતાવસ્થામાં આવી શકયો નહિં. આવી અવસ્થામાં તેની શાન્તિનો ભંગ કરવો વા નહિં તે પણ એક વિચારવા જેવુંજ હતું. અને તેથીજ તેઓ આશા ભરીત હૃદયે તેમની મુખચર્યા જોવા લાગ્યા. આખરે નિ:શબ્દતા તેઓને ઠીક નહિ લાગવાથી સર્વને કાંઇક વાર્ત્તાલાપની ઇચ્છા થઇ આવતાંજ ત્રૈલોકયસુંદરીયે પ્રથમ શરૂઆત કરી;–" દેવ વાસુકિ ! વિદ્યાધરરાજ અમરનાથના અનુચર જયદેવની ધીટતા જોઈ ! સર્વાંશે ન સમજી શકાય તેવા એક અસત્ય કારણને લઇને તેણે સમસ્ત

નાગલોકની આજ્ઞાનો ભંગ કર્યો છે, એ રીતે આપણી પ્રતિભાને લજ્જા સ્પર્શ કરી છે. એના એ કાર્યને આપણામાંનો કોઇતો શું! પણ સર્વ જગતના પ્રાણીમાંનો કોઈ પણ ' યોગ્ય કર્યું છે ' એમ કહી શકશે! નહિંજ. તો પછી આપણે તેના મૃત્યુને આણવા જેટલી વધારે વાર લગાડીયે તેટલીજ આપણી દયા છે અને તે પણ અડામે છે; કારણ કે જેમના પ્રત્યે દયા દર્શાવતાં જેઓ હાની કારક થઈ પડવાનો સંભવ હોય તેવાઓની ઉપર દયા દર્શાવવી એ દયાળુપણું નથી પણ, આપણુને ભયંકર દુઃખની ગર્તામાં ગબડાવી મુકનાર આપણો ખોટો પ્રમાદજ છે; અને પ્રમાદથીજ હજ્જારો વ્યક્તિયો સર્વનાશના માર્ગમાં ગમન કરી ગયેલી આપણે જોયેલી તથા સાંભળેલી છે. નીતિ શાસ્ત્રકારોની એ ઉત્તમ નીતિને નહિં ગ્રહણ કરતાં આપણી પણ તેવીજ માઠી દશા થવાનો પુર્ણ સંભવ છે."

"દેવી! તમારૂં કથન અક્ષરસઃ ખરૂં છે. પિંજરમાં પુરાયેલા સિંહ પ્રત્યે દયા દાખવી છુટો કરતાં, તે છુટો કરનારનોજ નાશ કરવા પ્રથમજ પ્રવૃત્ત થાય એમાં કાંઇ પણ સંદેહ જેવું નથી; માટે હવે તો તેને પુર્ણ કરવોજ જોઇએ. હું નથી ધારતો કે મારા આ મતને સચીવ કાલમણિ ટેકો આપતા નહિં હોય!"

"દેવ વાસુકિ! હું તો શું! પણ સમસ્ત નાગલોક આપના આ મતને નિઃસંશય અભિવંદે છે. મંત્રદેવનું વિસ્મરણું થવાનીજ વાર છે! દેવ દુહિતા! પછી તો સર્વલોક અને સભાસદો તેને તે દુષ્ટ કાર્યનો બદલો આપવા તૈયાર છે માટે તમો હવે સત્વર તાત મણિકાન્તને જાગૃત કરો; આપણી આવી દુઃખદાયક સ્થિતીમાં, તેમની પોતાની મેળેજ જાગૃત થવાની વધુ રાહ જોવી એ ઉત્તમ નથી. પછી તો તમારી અને દેવ વાસુકિની ઇચ્છા!"

"દેવ કાલમણિ! ખરૂં કહું તો મારી પણ તેજ ઇચ્છા હતી પણ તે વ્યકત નહિં કરવાના કારણમાં ફકત આપના અનુમોદનનીજ ખામી હતી ત્વરા કરો દેવી! હવે વધારે વાર ન કરો."

"ભલે! જો એમાંજ આપણું શ્રેય સમાયેલું છે તો મને કાંઇ વાંધો નથી." દેવી ત્રૈલોકયસુંદરી એમ કહી જ્યાં પોતાના પિતા અખંડ શાન્તિ ધારણ કરી હૃદયને પુર્ણ આનંદ પ્રાપ્ત કરાવી રહ્યા છે ત્યાં તેમના સામે આવી પોતાના બન્ને હાથ જોડી બોલવા લાગી;–

"હે તાત! પોતાના માનભંગથી હૃદયને થતા અનિવાર્ય કલેશના સમુદ્રમાં ડુબી મરતી આ તમારી દિન પુત્રી સામું જુઓ. તમારો તેમજ અમારો નાશ થવાનો વખત નજીક આવ્યો જાણી અમો સમયસર સુચવવા તમારી સમીપ આવ્યા છીએ તો અમારી પ્રાર્થના સાંભળો." આ પ્રમાણે દેવીત્રૈલોકય સુંદરીયે મણિકાન્તને જાગૃત કરવા પ્રાર્થના કરી પણ તે અખંડ શાન્તિ સ્વરૂપ આથી જાગૃત થયો નહિં. પોતાની આવી પુર્ણ શાન્તિનો ભંગ આવા થોડાજ શબ્દોથી થાય તે સર્વથા અશકયજ હતું. અરે કહો કે શબ્દોચ્ચાર કાંઇ પણ કરવા શક્તિવાન નથીજ. ત્રૈલોકયસુંદરીના ઘણી ઘણીવાર "તાત" શબ્દના ઉચ્ચારથી કાંઇ પણ સફળતા પ્રાપ્ત ન થવાથી જે સર્વથા નજ કરવું જોઇએ તેજ કરવા તેણે વિચાર કર્યો. દેવ મણિકાન્તની સૌગંધિક વેદીકાની એવી રચના કરવામાં આવી હતી કે આપો આપ ઉપરના ભાગમાંથી સાૈગંધિક મલયાચંદનના હુત દ્વવ્યો નીચે બળતી વેદીકામાં પડે. આ ચંદન કાષ્ટોને વેદીકામાં હોમાતાં અટકાવવામાં આવતાં સુગંધનો સર્વથા અભાવ થવાથીજ મણિકાન્ત અશાન્ત થઇ જતો. આ કાર્ય કરવાં દેવ વાસુકિ તથા કાલમણિની અનુમતિ મળતાંજ તે કરવા તરફ ત્રૈલોકયસુંદરીનું ધ્યાન ખેંચાયું. એક ક્ષણમાંજ વેદીકા પાસે આવી,

અને હાથ ઉંચો કરી ચંદ્રકાષ્ટને પડવાનું દ્વાર બંધ કર્યું. ખંડીત થયેલા આ કાર્યક્રમથી ધીમે ધીમે ત્યાંના વાતાવરણમાં ફેરફાર થવા માંડયો અને આખરે સુગંધનો અધિક લોપ થતાં દેવ મણિકાન્તનું હૃદય વાતાવરણ પણ પરિવર્તન પામ્યું. સ્થિતી ફેરફારનાં ચિન્હો તરતજ મુખારવિંદ ઉપર પ્રકાશવા લાગ્યાં અને આથી દેવી ત્રૈલોક્યસુંદરી પોતાના હાથ જોડી બોલવા લાગી કે;–" તાત ! જાગૃત થાઓ. આ તમારી દુહિતા તમારી હયાતીમાંજ પોતાના આવા અપમાનીત જીવનથી કંટાળી આપ ઘાત કરવા ઇચ્છા ધરાવે છે અને તે માટે આપની મંજુરી મેળવવા આવી છે તો તેની આશાપુર્ણ કરો. અરેરે! હવે આ નાગલોકને માટે એક તલપુર ભુમિ અવશેષ રહી નથી કે ત્યાં જઈ સુખમાં નિવાસ કરી શકે. પણ હું કેમ ભુલુછું ? જ્યાં પિતા જેવા પિતા મણિકાન્તજ તેના ભયથી આ સુરક્ષિત સ્થળમાં ભરાઈ પેસી પોતાના જીવનને ટકાવી રાખે ત્યાં બીચારા નાગલોકનો તે શો આશરો ! અરે દેવ વાસુકિ ! તથા સચીવ કાલમણિ ! તમો પણ તમારી રક્ષાર્થે કોઇ નિર્ભયસ્થાને પ્રયાણ કરી જાઓ, કારણ કે આગંતુક ભયથી તમારૂં રક્ષણ કરવા આ પાતાળમાં કોઇપણ સમર્થ નથી, જેનાવડે કરીને તમોએ અતઃપુર્વે સ્વતંત્ર સુખી જીવન ગાળ્યું છે તેણે પણ ભયથી પોતાની જન્મસિદ્ધ સ્વતંત્રતા ગુમાવી અન્યનું વર્ચસ્વ મંજુર કર્યું છે; તો તેવા એક સર્વથા પરાધીનના પક્ષે પડી તમો શા સુખની આશા રાખો છો ! હવે તમારો તથા અમારો કાળ નજદીક છે. " આવાં તિક્ષ્ણ ધારની તલવારના ઘા જેવા કાતર વચનો શ્રવણ કરતાંજ દેવ મણિકાન્ત સર્વથા જાગૃત થઈ ગયો. ઉપરા ઉપરી થતા વચનપ્રહારથી તેનું હૃદય તથા મસ્તક ભમી ગયું. આવી ઓચિંતી રીતે તેમજ આવી પ્રલયકાળની અગ્નિરેખાથી શાન્તિની જવનિકા ભસ્મ થતાંજ ત્યાંનું સર્વ ગુસંડળ ધ્રુજવા લાગ્યું.

કળકળતા કરાળ કાળ સ્વરૂપોની સાક્ષાત મુર્તિયો પ્રત્યક્ષ દર્શન દેવા લાગી. પ્રચંડ અગ્નિદેવની ભયંકર શિખાઓથી ભડભડ બળી જતા ભુમંડળના ભુતમાત્રો, નાગ મણિકાન્તના ભયથી ભયભીત થવા લાગ્યા. તે ભુમિપ્રદેશમાં વિષમ વિષજ્વાળાઓની વિપુલતા, સાગર દેવની ભાવનાને પણ લજ્જીત કરતી હતી. દેવ મણિકાન્તની જીહ્વા ઉપર હાલાહલ વિષનું પાન કરનાર સમસ્ત જગતમાત્રને કરાળકાળ સમાન ત્રિલોચન ત્રિપુરારી શ્રીમહાદેવના એક નહિં પણ હજ્જારો ત્રિશુળો ચમકવા લાગ્યાં. આ અમોઘ અસ્ત્ર અને તેના જેવાજ ઉદ્વસ્તકર્તા સુદર્શન ચક્રને પણ ભુલાવે તેવી કરોડો ચક્રાકાર વિષ જવાળાઓ ફેંકતો, પોતાની હિનમુખ પુત્રીના વચન બાણોથી વિંધાયેલો મણિકાન્ત વિદ્યુલત્તા સમાન પ્રચંડ ગિરીયોને પલકમાં ચુર્ણ વિચુર્ણ કરનારી તિક્ષણ દૃષ્ટિથી ત્યાં ઉભેલાઓને જોવા લાગ્યો. તાત મણિકાન્તને જાગૃત થયેલા જોતાંજ ત્રૈલોક્યસુંદરી તથા દેવ વાસુકિ અને કાલમણિ તેમના આ સ્વરૂપને એક પળવારમાં પામી જતાંજ ભુમિ ઉપર પડી સાષ્ટાંગ નમસ્કાર કરવા લાગ્યા. પોતાના પ્રિય પાત્રોને આ સ્થળે આવી અવસ્થામાં આ રીતે જોતાંજ દેવમણિકાન્ત આશ્ચર્ય ચકીત થયા અને પુર્ણ રોષ યુક્ત વદને તેમના તરફ પ્રશ્ન સુચક દૃષ્ટિ કરી.

"તાત! તાત!! અમારૂં રક્ષણ કરો." ત્રૈલોક્યસુંદરીએ આર્જવતાથી કહ્યું.

"તમો નિભય છો. કોના ભયથી તમો આવાં ભયભીત થયા છો?" મણિકાન્ત બોલ્યો.

"નિર્ભયતા! આ પાતાળ લોકમાં હવે નિર્ભયતાનું સ્થાન તો આપ જેવાના પરાક્રમે હવે ભયભીત થયું છે. દેવ જેવા દેવ મણિકાન્તનું સત્ત્વ દૈવત હવે પરવરી ગયું છે. જ્યાં આવા એક હલકા

અનુચર જેવાના પરાક્રમે સર્વ પાતાળલોક ખળભળી ઉઠયો છે, ત્યાં નિર્ભયતાનું આશાબિંદુ ક્યાં રહ્યું છે કે જેથી આપ અમોને નિર્ભય કરીશકો તેમ છો ?"

"પુત્રી ત્રૈલોક્યસુંદરી ! એવો તે કોણ જાગ્યો છે કે સમસ્તલોક તેના ભયથી ભાગ્યો છે ! અહાહા !

જેના ભય થકી ભાગ્યા છે સમસ્ત જગતના ભુત પ્રાણિ માત્ર !
જેની એક કોપ રશ્મિયે સર્વ દેવોના પણ ગળ્યા છે પુર્ણ અંગમાત્ર !
જેની એક વીરહાકથી ગિરી ઢીલા થયા એમ વદે છે સકળ શાસ્ત્ર !
એવા સિંહતણો કોણ સ્પર્ધિત મુખ જે બતાવે તેજ-શાસ્ત્ર !
અહો ! ખંડો ખંડી કરૂં ચુર્ણ વિચુર્ણ દંડી થમંડી ગર્વરૂપો !
ચંડી મંડી કાળમુખ ગ્રાસ કરવા પ્રચંડી વિષજ્વર ફૂંકયો !
અખંડી ખંડ ખંડી ફેંકતાં જલધિયે જો કદી આ વીર ચુકયો !
ન મંડી બાળવા અરિ કરી ઠંડી નિશ્ચય નિજ મુખમાં થુંકયો !

બોલ, બોલ ! દેવ દુહિતા ! કોણ છે મારૂં માન મોડનાર ? મારા તાપ પ્રતાપે પરિપુર્ણ તપ્ત થતાં છતાં પણ કોણ છે એવો મારી આમન્યા તોડનાર ? મણિકાન્ત મહાક્રોધથી બોલ્યો.

"અરે જ્યાં એક અનુચરેજ આટલો કેર વર્તાવ્યો છે, તો તેના સર્વ પરિજનો આવી પહોંચતાંજ આ નાગલોકનો શો હિસાબ બાકી રહ્યો છે?

નથી તથી તેજ તપતું અને તપાવતું અન્યને આજ નીરખું,
મિથ્યા કોપ જ્વાળરૂપ દંડપ્રહારે વારિ સમુહ તોડવા સરખું;
શક્યો પ્રજાળી ભસ્મ કરવા લંક રંક રાવણની અનુચર એક રામનો !
જોતી તેમજ અંતલોક સર્વના તાત ! આપનો કોપ તે શા કામનો ! "

" અરે નિષ્ઠુર હૃદયી ! તારા આ ઉપાલંભો હવે પછી તને જ

પ્રથમ હાંસીકર્તા થઈ પડશે! વધુ પ્રશ્નોત્તર કર્યા શિવાય જે હોય તે ટુંકમાં કહે, પછી જો, એવો કોણ સમર્થ છે કે જે, તારી આજ્ઞામાં ન રહે!"

"અહો તાત! જ્યાં ત્રિલોકી રૂઠયો છે ત્યાં તમારો શો ઉપાય છે? વિદ્યાધરરાજ અમરનાથ જેવાના એક હલકા અનુચર જયદેવ જેવાથી પણ જ્યારે આપણી નાગસુર્તિની મર્યાદા દર્શાવતી પ્રતિબંધક સુવર્ણ રેખાનું ઉલ્લંઘન થઈ શકયું અને રેખા પ્રભાવ નાશ પામ્યો! અરે એટલુંજ નહિં પણ તેની શિક્ષા આપવા વિચાર કરતાં અનુચર રશ્મિકાન્તને સભાગૃહમાં ઉપસ્થિત કરવા સોંપ્યો. નિમકહરામ રશ્મિકાન્તથી મંત્રદેવ પ્રસાદી પામી આપણા કેતકી વન તથા ગંધકુંડને સહીસલામત પસાર કરી સભાગૃહમાં આવી પહોંચતાંજ મારી આજ્ઞાથી સર્વ નાગલોક તેના પાપનો બદલો આપવા તેની તરફ ધસી જતાં, મંત્રદેવથી સુરક્ષીત થયો. દેવના આશ્રીનથી અમારૂં કાંઈ પણ ચાલી શકતું નથી, તેમ દેવનું વિસ્મરણ પણ કરાવી શકાતું નથી. કહો કહો, તાત! આ આપની પુત્રીની શક્તિ પણ તેના જેવા આગળ પરાભવ પામી તે શું આ સમસ્ત નાગલોકને ઓછું લજ્જાસ્પદ છે? અરે તેનો ગર્વ, સ્વછંદી વર્તન અને અનેક ઉપાલંભ યુક્ત મારી પ્રત્યે પણ સંભાષણ એ શું સહન કરવા યોગ્ય છે? ચોરીને વળી શિરજોરી? તાત! સમસ્ત નાગલોકને પરાસ્ત કરી પાતાળનું રાજ્ય હસ્તગત કરવા માગે છે, તમો આપો. તેને ખુશી કરો, તેનું વર્ચસ્વ સ્વિકારો, એ શિવાય તેના પ્રતાપાગ્નિથી બચી જવાનો સુલભ અન્ય કોઈ માર્ગ અસ્તિત્વમાં નથી."

"અહા! એ વિદ્યાધર પણ નહિં અને તેનો અનુચર! અરે તેનોજ આટલો બધો મિથ્યા આડંબર! સમસ્ત નાગલોકને અગણગણાવનાર દુષ્ટાત્મા! અને તેજ વને પણ દીનમુખી કરનાર પાપાત્મા!

નાગલોકની શક્તિ પ્રતિભા પાડતી સુવર્ણ રેષાનું તેનાથીજ ઉલ્લંઘન? વળી કેતકી વન અને દિવ્ય શક્તિશાળી ગંધકુંડનું માન પણ તેનાથીજ ખંડન! નાગ મહાલયમાં તેનોજ સહીસલામત પ્રવેશ! અને મારા પ્રલયદેવ સમ વાસુકિ તથા કરાળ કાળ કાલમણિની પ્રત્યે તેનોજ દ્વેષ! વીરનો મિથ્યા વેશ! અરે કોના બળથી તે ધારણ કરે છે આવો આવેશ? નિઃસંશય! સુતેલા સિંહને તેની ગુફા જઇ છુંછનાર એ અર્ધ-વરાજ અમરનાથ તથા જયદેવ! દેવ મણિકાન્ત પુત્રી ત્રૈલોક્યસુંદરીની આમન્યા તોડનારની શી વલે થાય છે તે તમારી નજરોનજર જોઇ લેજો! પામર પિશાચો! તમારા પાપકર્મોની સજા ભોગવતાં તમારા ક્ષુદ્ર પ્રાણને ખોઇ દેજો! મારા ઘોર ઘનઘોર ક્રોધ આગળ એક વખતે આ બ્રહ્માંડનો પણ લય થઇ જાય તો તમારી શી ગણત્રી? પુત્રી સ્વસ્થથા! અને તારા મહાલયમાં નિશ્ચિંતતાથી જા! દેવ વાસુકિ તથા કાલમણિ! તમો પણ સત્વર સિધાવો. હું તમારી પાછળ પાછળજ સમજો આમ આવ્યો!" મહાન ઉગ્રક્રોધી દેવ મણિકાન્ત પોતાની પુત્રીના મુખે અશક્ય વાર્તા શ્રવણ કરતાંજ છંછેડાયેલા સિંહની માફક પોતાના શિકારનો ગ્રાસ કરવા તત્પર થઈ ગયો. અતિ શૌર્યથી ભરપુર તેનું અંગ સર્વથા પોતાના આગંતુક શત્રુઓનું નિકંદન કાઢવા ધસી જવા તેયાર થયું. અનેક દૈવી શક્તિયો મંડીત મણિકાન્તને અમરનાથ તથા જયદેવ ઉપર ક્રોધીત કરી, દેવી ત્રૈલોક્યસુંદરી આદિ સર્વ વ્યક્તિયો પોતાના શત્રુઓનો નાશ પ્રકાર નજીકજ જોવા લાગી. પ્રલયકાળના અગ્નિમાં જેમ ઘૃત સિંચન કરવામાં આવે તેમ ત્રૈલોક્યસુંદરીયે યુક્તિ પુર્વક માર્મિક વચન બાણો ચલાવી દેવ મણિકાન્તને ઉત્તેજીત કરી હવે તે પોતાના મહાલય પ્રત્યે ચાલવા લાગી.



# પ્રકરણ ૧૮ મું.

## મરૂભૂમિમાં જળબિન્દુ.
## ને
## સ્નેહની સ્થાપના.

મહાનુભાવ જયદેવનો સર્વથા ઘાતજ કરાવવા માટે દેવી ત્રૈલોકયસુંદરી, પ્રધાન કાલમણિ અને વાસુકિ, "દેવ મણિકાન્ત" ને પુર્ણ રીતે ઉશ્કેરી, નાગ—સભાગૃહમાં સાયંકાળે આવી પહોંચ્યા. આખા દિવસની સતત મહેનતથી થાકી ગયેલાં હોવાથી, જયદેવને તેજ સભાગૃહમાં રહેવા દઇ સર્વ સભાસદોની સાથે આ ત્રણે વ્યક્તિઓ પણ પોતાના આવાસ તરફ જવા લાગી. દેવી ત્રૈલોકયસુંદરી પોતાના આવાસમાં આવી વસ્ત્રાભુષણ ઉતારી, સ્વચ્છ જળથી મુખ પ્રક્ષાલન કરી, ભોજન પાનનો વ્યવસાય સમાપ્ત કરી, પોતાના આરામ—ગૃહમાં એક સુખાસન ઉપર વામકુક્ષી કરવા માટે સુઈ ગઇ. કોઇપણ દિવસ નહિં અનુભવેલો પોતાના પિતાનો ક્રોધ, તેના હૃદયને ધરતીકંપની ભાવનાનું ભાન કરાવતો હતો. નિશ્ચય પુર્વક આવતી કાલના પ્રભાત સમયે પોતાનો એક કટ્ટો દુશ્મન, નાશ પામશે, એ વિચારે તેના મસ્તિષ્કને, આનંદભારથી ભરી, મગ્ન કીધું હતું. મધ્યરાત્રી સુધી, આવા આવા અનેક વિચારોને સ્થાન મળવાથી, નિદ્રાદેવી પણ નયન દ્વાર સમીપ આવી, પોતાના પ્રવેશની મંજુરી મેળવવા રાહ જોવા લાગી. આખરે પરવાનગી મળતાંજ તેનો સંચાર થતો પ્રત્યક્ષ માલુમ પડવાથી, ત્યાંથી ઉઠી શ્વેત દુધ જેવી પર્યંક શય્યામાં નિદ્રાધીન થવા માટે પડી.

પ્રિય પાઠકગણ ! કોઇ કોઇ વખતે એવું પણ બને છે, કે જે હૃદયો અતિ કઠીન પાષાણ સમાન હોય છે, તે પણ સમય આવ્યે નરમ રેશમ જેવા સુંવાળા થાય છે. સિંહ જેવી ક્રૂર હિંસક જાતિમાં પણ દયા અનુભવાય છે; રાક્ષસ જેવી અધમ જાતિમાંથી પણ ભયજ્યોતિ જેવા દેવ-સ્વરૂપ દેખાય છે; તો દેવલોક જેવી નાગજાતિમાં તેવા ઉત્તમોત્તમ ગુણો પ્રકાશે તેમાં શું આશ્ચર્ય ! કેવળ ઉપદેશકર્તા વા સુજ્ઞ નેતાના અભાવેજ તેઓ જેમના તેમ રહી જાય છે. અસ્તુઃ

દેવી ત્રૈલોકયસુંદરી, નિદ્રાધીન થતાંજ, તેની સખી પુષ્પલતિકા પણ તેજ ભુવનમોહિની પાસેજ ભુમિ ઉપર એક મૃદુ શય્યા પાથરી તેના પર સુઇ રહી. સહચરી હમણાંજ શય્યા ગામી થયેલી હોવાથી નિદ્રાધીન થઇ નહોતી; એવામાંજ તેના કર્ણમાં ભયંકર ઘંટાનાદ અને ઘુઘરમાળનો અવાજ સંભળાવા લાગ્યો. આ નાદ કયાંથી આવતો હતો અને તે શાથી થતો હતો તેનું અનુમાન પણ પુષ્પલતિકાથી થઈ શક્યું નહિ. અવાજ વધુ અને વધુ પાસે સંભળાતાં તરતજ તે શય્યામાં બેઠી થઇ, દિપક પ્રકાશ અતિ તેજોમય હોઇ નયનને જોવામાં કાંઇપણ અવરોધન હોવાથી ચારે પાસ દૃષ્ટિ ફેરવવા લાગી. કાંઈપણ નજરે ન પડતું હોવાથી, પોતાના બન્ને હાથની હથેળીયો વડે પોતાનું મુખ ઢાંકતાં બોલી કે;—"અરે આ તે શું !" એવામાં તરતજ એક મોટા અવાજની સાથે સામેનું પ્રવેશ દ્વાર, કે જેને સુતી વખતે બંધ કરવામાં આવ્યું હતું તે એકાએક ઉઘડી ગયું. આ જોતાંજ પુષ્પલતિકા સફાળી ઉભી થઇ નાસવા લાગી, પણ તેનાથી તેમ થઈ શક્યું નહિ; કારણ કે આ શય્યા ભુવનને અન્ય દ્વારજ નહોતું અને જે પ્રવેશ દ્વાર હતું તે દ્વારમાં અચાનક એક યોગિન્દ્ર જેવી વ્યક્તિ આવતી તેને દૃષ્ટિગોચર થઇ. પુષ્પલતિકા આ જોતાંજ હૃદય પ્રેરણાનુસારજ તે યોગિ-

-દ્રના ચરણમાં પડી. મહાન્ દેવો પણ જેનું હરનીશ સ્મરણ કર્યા કરે છે એવા શ્રી શંકર પરમાત્માનો વરદ હસ્ત તેના શિશ પર સ્થાપન થતાંજ સહચરી સર્વ પાપ રહીત થઇ પવિત્ર બની. "માર્ગસ્થ થા." નો શબ્દોચ્ચાર થતાંજ, સહચરી બાજુયે ખસી ઉભી રહી. યજ્ઞ ભસ્મથી ભરેલી તેમની લાંબી પિંગલ જટા, છુટી હોવાથી, મસ્તક પર રહેલાં પવીત્ર ગંગાજીનાં દર્શન તત્કાળ થઈ શકતાં હતાં ત્રિલોચન મંડીત ભવ્ય ભાલપ્રદેશમાં ભસ્મ ત્રિપુંડ, સર્વથા અદ્ભુત તેજસ્વિતાનો સાક્ષાત્કાર કરાવતું હતું. કંઠ પ્રદેશમાં દિવ્ય મણિજયોતિ વિભુષીત નાગદેવ લપેટાઇ તેમના મસ્તક ઉપર છત્રની માફક રહી ડોલી રહ્યા હતા. એક હસ્તમાં ડમરૂ અને બીજા હસ્તમાં ત્રિશૂલ ધારણ કરેલી એવી દિવ્ય મુર્તિ કે જે હજ્જારો વર્ષનાં અતિ ઉગ્રમાં ઉગ્ર તપસિદ્ધીનું ફળ પણ ન હોઈ શકે, તેવું તેમનું અમૃત-દર્શન પામતાંજ તેમની આજ્ઞાઓને ધારણ કરવા સહચરી પુષ્પલતિકા સર્વથા તૈયાર જ હતી. ત્રિશૂલપાણિ, ત્રૈલોકયસુંદરીની શય્યા પાસે જતાંજ બોલ્યા;—"બાળા! જાગૃત થા."

ઘોર નિદ્રામાંથી જાગૃત થઈ ત્રૈલોકયસુંદરી શ્રી શંકર પરમાત્માને જોતાંજ શય્યાથી નીચે ઉતરી હાથ જોડી ઉભી રહી; અને બોલી કે;—"પ્રભુ! હું પાપિણિના દ્વારે આપ!"

"હા! ત્રૈલોકયસુંદરી! કેવળ તારાજ હિત માટે આશ્રમ લીધો છે."

"અહો પ્રભુ! એજ મારૂં અહોભાગ્ય છે. વિશ્વેશ્વર! કાંઈ અન્ય વિશ્વ આજ્ઞા?"

"પુત્રી! આ કેટલો મોટો અત્યાચાર! શું! મારાજ પ્રસાદભક્ત અને કૃપા-પાત્ર વિદ્યાધરરાજ અમરનાથના અનુચર જયદેવ પ્રત્યે તારો આવો ક્રુરતામય વ્યવહાર?"

આ વાક્યના શ્રવણુની સાથેજ ત્રૈલોકયસુંદરી શંકરના કોપ-ભયથી સર્વાંગે ધ્રુજવા લાગી અને તત્કાળ બોલી ઉઠી કેઃ—" પ્રભુ ક્ષમા કરો ! આથી હું સર્વથા અજ્ઞાતજ હતી અને તેથી આપના કોપને પાત્ર આપની આ દીન પુત્રી નથી લગાર ! "

" બાળા ! સ્વસ્થ થા અને મારી આજ્ઞા શ્રવણુ કર્ય. પુર્વના કોઈ એવાજ નિમીત્ત સંબંધે તારો સંસાર-યોગ એજ જયદેવ સાથે મેં યોજેલો છે; તે કોઈ પણુ પ્રકારે મિથ્યા થઈ શકનાર નથી. એ સંબંધના યોગે કરીનેજ તું સર્વ નાગલોકની રક્ષા કરી શકીશ. પુત્રી ! તારા પિતાની કોપ જ્વાળાને પ્રકટાવી, જયદેવનો ઘાત તેં ઇચ્છયો છે અને તેથીજ કરીને તારા સ્નેહ-શૌર્યની કસોટીનો પ્રસંગ આપો આપ ઉદ્દભવ્યો છે. તે પ્રસંગમાંથી પસાર થતાંજ તું દિવ્યલોકગામી થઈશ. તારા અંતરની સર્વ આશાની પરિતૃપ્તિ થવી વા ન થવી એ હવે તારાજ સામર્થ્ય ઉપર મુકું છું. જોઉં છું કે તું કેવી રીતે આ બારીક મામલામાંથી રક્ષણુ મેળવે છે અને એ જોઇનેજ તારી યોગ્યા-યોગ્યતાનો નિર્ણય થશે. પ્રભાતમાં તારો પિતા જયદેવને મારવા ઉપ-સ્થિત થશે. ગફલતમાં રહીશ તો કોપને પાત્ર થઇશ."

" પ્રભુ ! આપની ઇચ્છા પ્રમાણે સર્વ થાઓ એવી આશીશ આ દીન પુત્રીને આપો ! "

" તથાસ્તુ." એમજ થાઓ એમ કહી, શ્રી શંકર પરમાત્મા અંતર્ધ્યાન થયા.

કેટલાક સમયસુધી આ મોહિની ભવનમાં નિઃશબ્દતા, નિરવતા છાઇ રહી. અલ્પ કાળમાંજ થયેલા આ મહાન્ બનાવથી તેમના હૃદયોજ સ્થિરતા ધારણુ કરી રહ્યાં હતાં. સર્વથા પરિવર્તીત થયેલા આ



" બાળા ! સ્વસ્થ થા અને મારી આજ્ઞા શ્રવણ કર. પૂર્વના કોઇ એવાજ નિમીત્ત સંબંધે તારો સંસાર–યોગ એજ જયદેવ સાથે મેં યોજેલો છે."

[ પૃષ્ઠ. ૨૮૦.

આમલા વિષેનો કિંચીત્ વિચાર આવતાંજ ત્રૈલોકયસુંદરીનું હૃદય વિચાર ચકડોળે ચઢવા લાગ્યું. કાંઇપણ નિશ્ચયાત્મક પરિણામ માટે મંત્રણાની ખાસ આવશ્યકતા હોવાથી અન્ય કોઇપણ વ્યક્તિના અસ્તિત્વનો ત્યાં અભાવ હોવાથી, ત્રૈલોકયસુંદરીનું હૃદય પુષ્પલતિકા પ્રત્યે આકર્ષાયું. હૃદય જાગૃત થતાંજ જીહ્વા દ્વારા ઉપસ્થિત થયેલા પ્રકરણની સમાલોચના કરવાની શરૂઆત થવા લાગી.

"પુષ્પલતિકે! આ અનાયાસ ઉદ્દ્ભવેલા પ્રસંગમાંથી પ્રારંભથી અંત સુધી અવિચ્છીન્નપણે પસાર થવું એ જો કે અતિ કઠિન છે, છતાં પરમ પ્રભુનો વરદ હસ્ત તો આપણીજ તરફ ઢળવાનો."

"દેવી! પ્રારંભમાંજ જ્યાં વિઘ્ન છે, ત્યાં પરિણામનો પહેલેથીજ શો વિચાર ?"

"પુષ્પા! સત્ય છે. 'પ્રથમ ગ્રાસે મક્ષિકાપાત' જેવોજ ઘાટ છે. પિતાશ્રીની કોપજ્વાળામાંથી શી રીતે જયદેવને બચાવી શકાય ? એ એક ગહન પ્રશ્ન છે. અહો! મારવાનું કહેનાર પણ હુંજ, અને બચાવવાનું કહેનાર પણ હુંજ! જે કોઇ, આ જાણશે તે મારી હાંસીજ કરશે. પુષ્પલતિકે! આ અતિ દુર્ઘટ પ્રસંગને ફેડવા શું તું સત્ય માર્ગ બતાવીશ ?"

"દેવ બાળા! આ હૃદયની વિચાર શક્તિ આપનાથીજ પોષાયેલી છે અને તે યથા શક્તિ પોતાનો વિચાર જણાવશેજ. દેવી! મારી તો એજ સલાહ છે કે કોઇ પણ રીતે તાત મણિકાન્તની કૃપા મેળવવી પછી તો જેવો આપનો વિચાર. જ્યાં સર્વ તંત્ર એમનાજ ઉપર અવલમ્બી રહ્યું છે ત્યાં તેમનો ત્યાગજ શી રીતે કરી શકાય?"

"પુષ્પે! તદ્દન અસંભવિત! મારા મર્મ વચનોથી તિક્ષ્ણ રીતે

વિંધાયેલા તાત આ સાંભળતાં પ્રથમ મારીજ ઘાત કરે અને પછી પ્રિય જયદેવનો !"

"શું ! પુત્રીના કલ્યાણ વિચાર વિહીન, તાત મણિકાન્તનું હૃદય હોવા સંભવ છે ? દેવી ! નજ હોઇ શકે. દેવમાં દાનવી વૃત્તિનો આભાસ !"

"પુષ્પલતિકે ! એજ મારૂં છે સત્યાનાશ ! પિતાજીનો ક્રોધ અપરિમીત છે ! પુષ્પા ! શંકરની આજ્ઞાના અનાદરથી પણ તું પુર્ણ પરિચીત છે." સ્વભાવથીજ તાત ક્રોધાન્વિત છે ! શંકરના શ્રાપ-ભયનો અગ્નિ પણ પ્રજ્વલિત છે !

"સખી ! સ્નેહ વિચાર જ્યાં પ્રચલિત છે, ત્યાં જગત અને તેના માયા-બંધન પાશની દઢતાજ અનિશ્ચીત છે. સ્નેહમાં શૌર્યતા ! એજ આ કાર્યમાં પુર્ણતા !"

"પુષ્પે ! શું એજ સત્ય છે ?"

"દેવ બાળા ! એ પ્રણય-બળનું, સર્વેના ઉપર આધિપત્ય છે. અત્ર સુધી તો આપ, એ દેવ મંદિરની સ્થાપન ક્રિયાથીજ અજ્ઞાત છો. દેવ-મુર્તિને હૃદય મંદિરમાં અતિ આનંદે પધરાવો. પ્રેમ-જળ શુદ્ધોદકે સ્નાન કરાવો. પ્રણયના મીઠા મધુર મેવા હૃદયના ગર્ભાન્તર ભાગ રૂપી થાળમાં મુકી દેવશ્રીને ભોગ ધરાવો અને પછી દેહરૂપ આરતિમાં પ્રાણરૂપ દીવટને સ્વાનગીરૂપ ધૃતમાં પલાળી તેમની આરા-ત્રિક ઉતારો. એ દેવનો પ્રસાદ ભલે પ્રીતીની વાનગી થાય કે પ્રાણની સ્વાનગી થાય. ભુવન મોહન-સ્વરૂપા ! એ પ્રેમ-શાસ્ત્ર ધારણ કરીને, પ્રભુનો ઇષ્ટ મનોરથ સિદ્ધ કરવા તમારા પિતાજીનો પરાજય કરો. નિશ્ચય ! તમો તમારા કાર્યમાં વિજય પ્રાપ્ત કરશો !".

"પુષ્પે ! એજ તારી ઉત્તમોત્તમ શબ્દોથી ભરપુર વિચાર-માળા

હવે હું ધારણ કરૂં છું. પ્રિય સહચરી! પ્રાસાદ-દ્વારના પ્રહરીના સુચનથી અત્રે રાત્રીના ત્રણ વાગ્યા છે. હવે ફક્ત ચારજ કલાકનો સમય બાકી છે અને જે કરવાનું છે તે એટલાજ સમય સુધીમાં કરવાનું છે. પુષ્પે! જા! અત્રેજ સચિવ કાલમણિને વિનંતી કર કે દેવ બાળા માત્ર આપનીજ રાહ જોતી બેઠી છે, તો ઉચીત છે કે મારી સાથે સાથેજ ત્યાં પધારો."

"આગન્યા! દેવી! સત્વર બોલાવી લાવું છું."

આ પ્રમાણે કહી તરત પુષ્પલતિકા મહાલયના અંદરના ભાગમાં જ્યાં કાલમણિનો નિવાસ છે ત્યાં ચાલી ગઇ.

દેવી ત્રૈલોક્યસુંદરીના હૃદયોદ્યાનમાં, દિવ્ય સ્નેહ-વૃક્ષનું બીજ પડતાં પરમાત્માની અદ્દભૂત શક્તિથી પ્રેરાયેલી પુષ્પલતિકાના .વાણી-અમૃતજાળ સિંચનથી, સ્નેહના પ્રથમાંકુરો ફુટતાંજ તેના પરિમળ પરાગથી સમસ્ત દેહ મંદિર તેની મસ્ત સુગંધથી સુગંધીત થઈ ચુક્યું હતું. પ્રેમ પોથીના પ્રથમ પાઠના પ્રથમ શબ્દે તેને અપુર્વ બળ અર્પ્યું હતું. તંતુવાદ્યનો રણકાર થતાંજ સંગીત પ્રિય મનુષ્ય જેમ જાગૃત થઇ જાય છે તેમ સ્નેહ—વિણાનો રણકાર હૃદયમાં સંભળાતાંજ આખા દેહરૂપી ગગન મંડળના પોળાણ ભાગમાં તેનો ઝણઝણ ઝણત્કાર થવાથી અસ્થિ, ત્વચા, માંસ, મેદ, નાડીયો અને શોણિતના અણું અને પરમાણુંમાં તે દિવ્યતા પ્રસરી રહી હતી તે દિવ્ય પરાગ એટલી ત્વરાથી વધી ગયો કે દેવબાળા સર્વત્ર જયદેવનેજ મુર્તિમાન, વિદ્યમાન થયેલો જોવા લાગી.

સમસ્ત નાગ-મહાલયના કોઇપણ ભાગમાં કોઈપણ સમયે વિચરવાની દેવબાળાની સહચરી પુષ્પલતિકાને પુર્ણ છુટ હોવાથી, મોહિની ભવનમાંથી નીકળી તરત પ્રધાન કાલમણિ પાસે જઈ પહોંચી. કાલ-

મણિના શયન-મંદિરમાં પ્રવેશ કરવાની અનુમતિ મળતાંજ, તરત પ્રધાન સમિપ જઇ, તેમને દેવબાળાનો સંદેશનિવેદન કર્યો. પ્રધાન કાલમણિ કોઈ પણ પ્રકારનો વિચાર ન લાવતાં સત્વર પુષ્પલતિકા સાથે ચાલવા લાગ્યો. થોડાજ સમયમાં તેઓ દેવબાળા સમક્ષ આવી પહોંચ્યા.

"દેવબાળા! આગન્યા હોય તો સચિવ કાલમણિ પ્રવેશ કરે !"

"સત્વર પ્રવેશ કરાવ"

આજ્ઞા થતાંજ પુષ્પલતિકા કાલમણિને અંદર લાવી.

કાલમણિયે મોહિની-ભવનમાં પ્રવેશ કરી મસ્તક નીચું નમાવી પ્રણામ કર્યા અને બોલ્યો કે;—"દેવ-પુત્રી ! કયા વિશિષ્ટ હેતુ પુરઃસર મને આ સમયેજ આજ્ઞા કરી બોલાવ્યો ? જે હોય તે કહો."

"સચિવજી! આજે મારાથી ઘણોજ અનર્થ થયો છે! જયદેવનો ઘાત કરવા, તાત મણિકાન્તને ઉશ્કેરતાં ત્રૈલોકયસુંદરી મૃત્યુ-જીવનની દ્યુત રમત રમી છે! જયદેવનો ઘાત એ ત્રૈલોકયસુંદરીનોજ નાશ છે!"

આ પ્રકારના વચન શ્રવણ કરતાં પ્રધાન કાલમણિ આભોજ બની ગયો. જે જયદેવને મારવા અતિ ઉત્સુક થયેલી ત્રૈલોકયસુંદરીને મધ્યાન્હ સમયે જોઇ હતી, તાત મણિકાન્તને તેમ કરવા ઉશ્કેરવા સારૂ જે ત્રૈલોકયસુંદરીના મુખમાંથી મર્મ-વચન બાણો સંભળાતાં હતાં, તે ત્રૈલોકયસુંદરી આવી રીતે થોડાજ સમયમાં ફરી બેઠેલી જોતાંજ સત્ય ત્રૈલોકયસુંદરીનું અસ્તિત્વ જ તેને અસત્ય ભાસવા લાગ્યું. રખેને આ કોઇ, વિદ્યાધરોની પ્રપંચજાળ તો નહિં હોય? એવો વિચાર હૃદયમાં આવતાંજ દ્દઢતાથી કાલમણિ વિરૂદ્ધ થઇ પુછવા લાગ્યો કે;—"કારણ ? ત્રૈલોકયસુંદરી! તું ખરેજ તાત મણકાન્ત પુત્રી ત્રૈલોકયસુંદરીજ નથી."

" પ્રિય કાળમણિ ! તે કારણને જાણી શકવા અત્રે તો તમો સર્વ અસમર્થ છો. તાત મણિકાન્તની એ આજ્ઞાજ છે કે દેવબાળાની કોઇ પણ આજ્ઞાને સર્વ નાગલોકે શિરોધાર્ય ગણવી; અને તેજ આજ્ઞાથી હું તમોને આગ્રહ કરી કહુંછું કે તમો સભાગૃહમાં અત્રેજ જાઓ અને જયદેવને વિનંતી કરી માનપુર્વક અહિં બોલાવો."

સર્વથા હૃદય-વિચારથી વિરૂદ્ધ આજ્ઞા શ્રવણ કરતાંજ કાળમણિનું મસ્તક ફરી ગયું. તેના હૃદયમાં પુર્ણ ખાત્રી થઇ કે જરૂર આ કોઇ વિદ્યાધરસેનો નવીન પ્રપંચ જ છે. તેમજ મણિકાન્તના કોપાગ્નિથી પુર્ણ-જ્ઞાત હોવાથી, તેમ કરવાની સાફ ના પાડવાના વિચારથી તે બોલ્યો કે;-" ત્રૈલોક્યસુંદરી ! તું કારણને જણાવવા જો અસમર્થ છે; તો અત્રે હું જયદેવ, તને સોંપવા અસમર્થ છું."

" વારૂ ! તો હું તમને તે આજ્ઞા જ કરતી નથી. હું જાતેજ સભાગૃહમાં જઇ તેને બોલાવીશ !"

" સુંદરી ! કદાપિ તેમ થનાર નથી. સમસ્ત નાગલોકના ગુનેહ-ગારને આવી રીતે તારી આપ ખુદ સત્તાથી અભયદાન મળવું એ અશક્ય છે."

" બસ કરો ! કાળમણિ ! મારા કાર્ય-માર્ગમાં આડે ન આવતાં સત્વર તમારા નિવાસ પ્રત્યે ચાલ્યા જાઓ, હું નહોતી ધારતી કે તમો આવા ક્રુર હશો. સર્વથા નિરપરાધીનો પ્રાણ લેવા ઉત્સુક થયેલા તમો નાગલોકો ! હું જીવતી છતાં તેમ કરવા અસમર્થ નીવડશો."

" ત્રૈલોક્યસુંદરી ! અત્રેજ બ્રીવડેલા નિરપરાધીને અપરાધી ઠરા-વનાર, તું જ પ્રથમ હતી. વળી નાગલોકના સામર્થ્યને નહિં જાણનાર તું! જ્યારે તે જાણશે ત્યારેજ તારી શક્તિની તુલનાનું યથાર્થ ભાન

તને થશે. સુંદરી, સુંદરી ! તું આ શું કરવા બેઠી છે ? તારી આ ઉદ્ધતાઈથી તારા પિતાનો કોપાગ્નિ જ તને બાળી ભસ્મ કરશે ! "

" કાળમણિ ! તું આ કોને ઉપદેશ આપે છે ? તું કોની છત્ર છાયા તળે વિચરે છે તેનું તને ભાન છે ? બસકર ! હવે વધુ એક પણ શબ્દોચ્ચાર ન કરતાં તારા નિવાસ પ્રત્યે પ્રયાણ કર. "

" તારી આ અપમાન–જ્વાળાથી ધુંધવાતો મારો ક્રોધાગ્નિ ભડકી ઉઠે છે ! ઉદ્ધત છોકરી ! તારા જયદેવને છોડાવવા હવે એક પણ પગલું આગળ ભરી જો; કરાળકાળ સમાન કાળમણિના ક્રુર પંઝાને અવલોકી જો, મારા નિવાસ પ્રત્યે પ્રયાણ, ત્યારે જ થશે કે જ્યારે તું પહોંચીશ સ્મશાન ! "

આ અપમાનીત શબ્દો કાળમણિના મુખમાંથી નીકળેલા શ્રવણ કરતાંજ, ત્રૈલોક્યસુંદરી એકદમ ક્રોધથી ગર્જી ઉઠી. શાન્ત ઘનઘોર રાત્રિમાં આમ અચાનક મહાલયમાં જ અશાન્તિ થતાં સર્વ નાગલોક જાગૃત થઈ ગયા. શબ્દોચ્ચારથીજ વ્યક્તિઓનું અસ્તિત્વ પામી કહેવા લાગ્યો કે;–" ઓ નાગલોક ! સાંભળો ! સાંભળો ! આ ઉદ્ધત ગર્વિતા ! તમારા ગુન્હેગાર જયદેવનું રક્ષણ ઇચ્છે છે ? "

સર્વ નાગલોકનાં હૃદયો આ સાંભળી ખળભળી ઉઠયાં અને તેમાં કોપનો સંચાર થતો પ્રત્યક્ષ માલુમ પડવા લાગ્યો. " દેવીનો એ વિચાર અને તત્સંબંધે થતી આજ્ઞા મુર્ખતા પુર્ણ છે. "

અતિક્રોધથી છંછેડાયેલી ત્રૈલોક્યસુંદરી સમસ્ત પ્રજાનો આ અવરોધ દેખી કિંચીત પણ ભયભીત ન થતાં સત્વર પોતાના આસન પરથી ઉઠી અને સભાગૃહ તરફ પ્રયાણ શરૂ કરતાં જ બોલી ઉઠી કે;– " જોઉંછું ! કોણ મારા આ કાર્યની આડે આવે છે ? મૃત્યુનો પ્રથમ ગ્રાસ કોણ થાય છે ? "

નાગલોક આ જોઇ પ્રધાન કાળમણિના મુખ સામે જોવા લાગ્યા. તેમની આ વૃત્તિને પામી જતાં જ કાળમણિયે એક અનુચરને સત્વર તાત મણિકાન્ત સમીપ દોડી જવા આજ્ઞા કરી; અને તરતજ પોતે એક બીજા રસ્તે જઇ જલદીથી સભાગૃહનાં દ્વાર અંદરથી બંધકરી દીધાં, ત્યાર બાદ બહાર આવી ઉભો રહ્યો.

જયદેવનો ઘાત કરવા ઉત્સુક થયેલા દેવ મણિકાન્તને પ્રભાત સમયે જ તે કાર્યની પુર્ણાહુતિ કરવાની હોવાથી આ વખતે તે સમયની જ રાહ જોતો બેઠો હતો. તેનો ક્રોધ નિ:સીમતાની અંતિમ દશામાં હોવાથી અનુચર મારફતે ત્રૈલોક્યસુંદરીની ઉદ્ધતાઇની ખબર મળતાંજ, પ્રથમ ત્રૈલોક્યસુંદરીનોજ નાશ કરવા તત્પર થયો. ક્રોધમાં જ સત્વર-ત્યાંથી ઉઠી સભાગૃહ તરફ ચાલી નીકળ્યો.

સભાગૃહમાં પ્રવેશ કરવા ઇચ્છિતી ત્રૈલોક્યસુંદરી દ્વાર સમીપ આવ-તાંજ તેને બંધ જોઇ કાળમણિની કુટિલતા પ્રત્યે ધિક્કાર દર્શાવતી બોલવા લાગી કે, “ અરે નિષ્ઠુર હૃદયી ! જો કે હું મારૂં ઇપ્સિત કાર્ય તો પુર્ણ રીતે સિદ્ધ કરીશ જ, પરંતુ એ પહેલાં તારોજ નાશ કરૂં છું.”

“ અરે દુષ્ટા ! મારો નાશ થતાં પહેલાં તો વખતે તારા પ્રાણની જ આહુતિ પ્રથમ આપવી પડશે. પણ રે ગર્વિષ્ટા ! સાંભળ સાંભળ ! તારા જયદેવની મૃત્યુ સમયની ભયંકર ચીસો ! તારા મિથ્યા ગર્વાન્ધ હૃદયમાં તાત મણિકાન્તની શક્તિનો વિચાર ધારણકર ! જાતિ ઉચ્છેદક પાપીણિ ! તારી આ મુર્ખતાનું પરિણામ, કેવળ તારાજ વિનાશમાં છે.”

“ વિનાશ કે સફળ આશ ! એ શું તારાજ હાથની વાત ! ”

“ હા ! હા ! ઓ પિશાચીનિ ! મારા જ હાથની વાત અને હવે તારાજ શિરપર પદાઘાત ! ”

"સમુર ઓ દુરાત્મન્ ! ત્રૈલોક્યસુંદરીને છેડતાં થાય છે કેટલા ગજાની વાત?" આમ બોલતાં જ ત્રૈલોક્યસુંદરી કાળમણિ તરફ ધસી ગઈ. આ જોઈ તરત કાળમણિ બાજુ ઉપર ખસી જતાં બોલ્યો કે;– "જો, જો ! તારા જયદેવની અંતિમ ભયંકર મૃત ! પ્રાય ચીસ સંભળાય છે. અજ્ઞાત!"

દેવમણિકાન્ત પોતાના નિવાસ સ્થાનમાંથી સત્વર ગુહ્ય માર્ગદ્વારા સભાગૃહના અંદરના ભાગમાં આવી પહોંચ્યો. જયદેવ, આ હસ્તિકાય શૈલશૃંગ મંડીત મણિકાન્તને જોતાં જ પોતાના મૃત્યુને પામી ગયો. દેવના ક્રોધપુર્ણ દૃષ્ટિપાત માત્રથી જ તરત મંત્રદેવનું વિસ્મરણ થયું અને થરથર ધ્રુજવા લાગ્યો. મણિકાન્ત વિદ્યુતની ઝડપે પોતાના તરફ ધસી આવતો જોતાંજ એક ભયંકર ચીસ પાડી જમીન પર પટકાઇ પડયો. આ તરફ જયદેવની ભયંકર ચીસ સંભળાતાં સભાગૃહના દ્વારમાં ત્રૈલોક્યસુંદરીયે પુર્ણ બળથી પોતાનું મસ્તક પછાડયું. પુનઃ મસ્તક પછાડતાં જ સભાગૃહનાં દ્વારની અંદરની સાંકળ તુટી ગઈ અને દ્વાર ખુલ્લાં થયાં. અંદર નજર કરી જોતાંજ જયદેવની ગરદન ઉપર પોતાના તાત મણિકાન્તને બેઠેલો ત્રૈલોક્યસુંદરીને નજરે પડતાંજ એક હાય મારી દ્વાર વચ્ચેજ સખત પછાડ ખાધી. જોત જોતામાંજ દેવી ત્રૈલોક્યસુંદરી બેભાન થઇ ગઇ.



# પ્રકરણ ૧૯ મું.



## દિવ્ય પ્રણય—જ્યોતિનો તેજોમય પ્રકાશ !

પ્રિય પાઠકગણુ! વાર્તાના રસ પ્રવાહમાં તું એટલો બધો આગળ વધી આવી તેનો અંત જોવા આતુર થઇ રહ્યો છે પણ તે માટે હજી તારી જીજ્ઞાશાને રોકવાની ઘણી જરૂર છે; કેમકે હજી કેટલાંક પાત્રોએ પોતાનું કાર્ય કિંચીત્ પણ બજાવ્યું નથી અને તેમના કાર્યની પુર્ણતા શિવાય વાર્તાનો અંત પણ આવી શકે તેમ નથી. યોગિન્દ્રની આજ્ઞાથી તેમની સમાધીસ્થ દશામાંજ મંજરીની પાસેથી વિદાય મેળવી, દેવી ચિત્રલેખાની પુનઃ ભાળ મેળવવા નીકળેલો આપણો પુર્વ પરિચીત વીર મકરન્દ, અતિ દીર્ઘ આશા વડે ત્વરાથી જંગલમાં ચાલ્યો જતો હતો. ગુહામાં પ્રથમ પ્રવેશ વખતે તેના હૃદયાકાશમાં ફક્ત એકજ વિચાર વિદ્યમાન હતો અને હવે તેમાં મંજરી વિષયક બીજા અન્યનો વધારો થઇ હૃદયસ્થિતી ડામાડોળ થવા લાગી હતી. પ્રેમ અને કર્તવ્ય એ બન્ને મહાન યોદ્ધાઓનું ભીષણ યુદ્ધ, મકરન્દ હૃદય—ભુમિમાં આવિચ્છીન્નપણે ચાલી રહ્યું હતું.

કર્તવ્ય—સરિતાના વિપુલ જળમાં ખેંચાતા ઓ હૃદય ! જરા પ્રેમ—ધર્મ સામે નજર કરી જો. દૈવી—સ્નેહથી મળતા મોક્ષ—ધામની અપેક્ષા કરતાં પરલોકના અક્ષય—સુખની ચિંતાયે આ લોકના હૃદયાનંદથી પણ વિમુખ થઇશ ત્યારે ધોબીના શ્વાનની ગતીને પ્રાપ્ત કરીશ, એટલે જીંદગી અને આ અવતારનું મુલ્ય, શુન્યમાંજ સમાયું. મકરન્દ ! મકરન્દ !! તે દૈવી કન્યકાના અતિ શ્યામ લંબકેશ કલાપ ઉપર તું મોહાન્ધ ન થતો; કારણ કે તે ભયંકર નાગિની સમાન છે, તેના એક ફુત્કાર

માત્રથીજ તારી પાર્થિવ મોહક—દૃષ્ટિ થતાંજ, મોહરૂપ નાગ, તારા દેવ—શરીરને ભ્રષ્ટ કરવા રૂપ દંશ દઇ મૃત્યુરૂપ અપવિત્રતાના નરકાગારમાં નાખશે. તેના પુર્ણ—ચંદ્ર સમાન મુખ—પ્રદેશ ઉપર ન લોભાતો; કારણકે ચંદ્ર કામી છે, તે કામના વિષનો પ્રતિકાર કરનાર તું શંકર નથી; અને તેથી જ તે વિષ તારી રગેરગમાં પ્રસરતાં, તેના વિષમ અગ્નિમાં પ્રજળતાં, તારા સમસ્ત શરીર તથા હૃદયને પણ બાળી ભસ્મ કરશે; જે અગ્નિ પણ અપવિત્ર હોઇ તેમાં બળી શુદ્ધ થવાની લેશ માત્ર પણ આશા ન રહેતાં કોલસાની રાખજ થવા સંભવ છે. રે 'જળ તેવાં ફળ' નહિ ઉત્પન્ન થતાં તે કામરૂપ—કિટ તારા હૃદય—રૂપ પુન્ય—ફળને કોતરી, વ્યર્થ પડી રહેલાં છોતરાંરૂપ તારા દેહને ઉકરડા રૂપી કનિષ્ટ યોનિમાં તને નાંખશે. તેની શુક—ચંચુ સમાન નમણી નાસિકા ઉપર તું લુબ્ધ ન થતો; કારણ કે ક્રોધથી થયેલા તેના ચંચુ પ્રહારથી તારા અંગના અવયવના બે ભાગજ થવા સંભવ છે; તે ક્રોધના નિવારણ માટે જોઇતી ધીરજ, તારા ક્ષુલ્લક કામી હૃદયથી રાખા શકાય તેમ ન હોવાથી આખરે ક્રોધનો ભોગ થઇ, તેના સામ્રાજ્યમા સપડાતાં વિવેકરૂપ વાસવ—પદ્મી ગુમાવતાંજ ફરી લક્ષ—ચોર્યાશીના અટપટા વમળ—જળ ભાગમાં પડી ડુબી જઇશ. તે પુષ્પ—પ્રફુલ્લ ગુલાલા ગુલાબી મુખરૂપી ગવાક્ષમાં તું લીન ન થતો; કારણ કે તેમાં રત્નકલિકાસમ બનેલી બે બારીયો કે જે તિક્ષ્ણ કરવત સમ ધાટના બનેલી છે, તે ગુલાબની પાંખડીયો રૂપ બે અધરોથી છુપાયેલી છે; મિષ્ટ મધુરા વાક્ય શ્રવણની ઇચ્છાયે તારો સ્નેહરૂપ પ્રવેશ થતાંજ તેમાં ઠગાઇ, તે કરવત—દંતમાં તું કતરાઇશ; તે પ્રવેશ—લોભરૂપ શત્રુ—સિંહની ભયંકર દાઢો, રત્નકલિકા સમ ન નીવડતા, તેના વડે ખવાઇ, ચવાઇ જઇશ અને આ જગતમાંથી તારૂં અને મકરન્દ નામ—વસ્તુ

માત્રનું અસ્તિત્વ નષ્ટ થશે. તે સુંદરીના વક્ષ–સ્થળ ઉપર આવી રહેલા કુચકુંભદ્વય ઉપર તું જરા પણ નજર ન કરતો; કારણ કે તે તમ કાંચન વર્ણ હોઈ, તેના અગ્નિની ઝાળથી તું સર્વથા બળી ભસ્મીભુત થશે; તે કુંભોને અમૃતમય નહિં ધારતાં, તેજસ્વી સુવર્ણરૂપી ચર્મપટથી ઢંકાયેલા અમોઘ સુદર્શનરૂપ મદનાસ્ત્ર ચક્ર જેવા છે, તે ચક્રજાળમાં ફસાતાં નિશ્ચય તારો શિરચ્છેદજ થશે; તે મદથી ભરેલા મદન નિશામાં મદમસ્ત થતાં તું તેના મદમહામાસાગરના મહાપાતાળમાં અદશ્ય થઈશ. મદમાતી માતંગીનીની શુંઢ જેવા તેના હસ્તદ્વયથી શોભાતા તારા શરીર તથા હૃદયને કાબુમાં રાખજે; કારણ કે તે હસ્તદ્વય રૂપી શુંઢના દઢ પાશમાં પકડાયેલો, તું, તેના જોરાવર પગોથી કચગદ્ય આખરે ચોરાઈ જઈશ; તેના મત્સરથી તારો સ્વાત્મ–રક્ષણરૂપી ગર્વ ગળીત થતાં તું મત્સરથી પુર્ણ થઇશ અને તે તને પરમાત્માના ધામમાંથી તરત પૃથિવી ઉપર નાંખશે. મહાદેવના ત્રિશૂલ સમાન તેના પેટ ઉપરની ત્રિવલી ઉપર કિંચીત્માત્ર દષ્ટિ પાત પણ ન કરતો; કેમકે ખરેજ ત્રિવલી નહિં પણ અમોઘ ત્રિશુળજ છે અને તેનો વજ્ર પ્રહાર તને અસહ્ય થતાંજ તારૂં નિશ્ચય મૃત્યુજ છે. તેની સુકુમાર દેખાતી જંઘાઓમાં જરાપણ તારા ચિત્તને ન ચોંટાડતો, કારણ કે તે કદલી સ્તંભ સમાન નહિં પણ ઝેરથી ભરપુર અજગર સમાનજ છે; તેનાથી ગળાયેલું કોઇ પણ પ્રાણિ પાછું બહાર નીકળી શકવા અસમર્થ થયું છે અને થશેજ; તે બન્ને જંઘા-રૂપી પહાડોની વચમાં આવી રહેલી ભીષણ અંધકાર રૂપી ખીણમાં પડતાંજ જ્ઞાનરૂપી સુર્યનો અસ્ત થતાં અજ્ઞાન રૂપ ગાઢ તિમિરાવરણ તારા હૃદયરૂપ આકાશમાં પુર્ણપણે છવાશે; કે જેને ભેદવાનું અસમર્થ છે; સમર્થ યોગીરાજો અને ઋષિ મહાત્માઓએ પણ તે પાપમાર્ગિની ખીણમાં પડતાંજ પોતાના જીવન સાધનરૂપ જ્ઞાન જ્યોતિને બુઝાવી દઇ,

અસ્ત વ્યસ્ત અજ્ઞાન કુંડમાં અદૃષ્ટ સમય સુધી ડુબકી ખાધાં છે. મકરન્દ ! મકરન્દ !! તારે તો સૌન્દર્યની સમશેર આગળ ગરદન ઝુકાવી ચાલવાનું છે; જો જરાપણ તારી હૃદય નૌકાને પ્રણયના તોફાની પવનનો આઘાત થતાં તારો જ્ઞાન—શઢ, ક્ષણમાં ચીરાઇ ફાટી જઈ હૃદય—નૌકા ડોલતાં, તારી ગરદન તે તિક્ષ્ણ અસિધાર તળે ઘસાશે અને તરતજ શિર ધડથી જુદું થશે; માટે તે પ્રેમ તે સ્નેહનો સાથ તારા કર્તવ્ય માર્ગમાં ઇષ્ટ વા સિદ્ધીરૂપ ન થતાં તને ભ્રષ્ટ કરશે; તો તેનું વિસ્મરણ કરવું એજ યોગ્ય છે. તાત્કાળીક તદ્દન વિસ્મરણ એ પણ અસંભવનિય જેવું સમજાય છે, તો ક્રમે ક્રમે સ્નેહનું શિથીલત્વ પણ જો અનિશ્ચીત હોય તો મકરન્દ ! તારૂં કાર્ય અને તારૂં જીવન એક સાથેજ નિષ્ફળ સમજવાં. તો હવે તારે કેમ કરવું ? શું કર્તવ્ય માર્ગનું પ્રથમ પાલન ઇષ્ટ નથી ? અને જો એજ તારી જીંદગીનું, તારા આત્માનું અંતિમધ્યેય હોય, તો તેજ માર્ગમાં સુખથી વિચરી જા. કર્તવ્યથી વિમુખ આત્માઓ પોતાના સ્નેહશૌર્યમાં શિથીલતા અનુભવે જ; અને તેમાં પોતાના હૃદય બળનોજ દોષ ગણાય. ત્યારે હૃદયબળનો પ્રેરક અને પરિચાલક તે કોણ હશે ? પ્રેમશૌર્ય કે કર્તવ્ય ? અરે મકરન્દ ! કર્તવ્યને પ્રેરક માનીશ તો અંતિમ આશા ફળ સ્નેહનુંજ જ્યાં છે, ત્યાં તે સ્નેહજ તારા કર્તવ્યમાં વિક્ષેપક થઈ પડશે. કારણ કે જ્યારે સ્નેહથીજ દોરાયેલો તું કર્તવ્ય પાલન માર્ગમાં વિચરીશ એટલે તારૂં ઉત્સાહ બળ તો પ્રેમનુંજ થવાનું અને જ્યાં પ્રેમનાજ શૌર્યથી કર્તવ્ય પાલનની આશા રાખવાની છે ત્યાં કાર્ય વિક્ષેપ ધ્રુવાક્ષર સમાન છે. અરે આતો 'જેની જરૂર છે તેનીજ નડતર છે' એવોજ ઘાટ ઘડાયો છે. કર્તવ્ય પાલન માટે પ્રેમ શૌર્યની જરૂર છે અને તેનું બળ વૃદ્ધી પામતાં કાર્યમાં શિથીલતાનો સંભવ છે; અને સ્નેહનું સન્માન

કરતાં કર્તવ્યથી વિમુખ થવાય છે ત્યારે તે પણ મહા કષ્ટદાયી છે. તો મકરન્દ! તારો સુલભ માર્ગ તારા માટે નિર્માણ થયેલો છે કે જે તને બન્ને તરફથી લાભદાયી હોય? 'સાપ મરે પણ નહિં અને લાઠી ભાગે પણુ નહિં અને સાપનો પ્રતિકાર આપોઆપ થાય' એવાજ કાંઈ પ્રકાર–માર્ગનું તારે સંશોધન કરવું ઇષ્ટ છે.

મકરન્દ! મકરન્દ!! પ્રેમ અને કર્તવ્યના માર્ગમાં તારી ગતિ ત્રિશંકુરાજ સમાન થઈ પડી છે. વિધીની આવી અટપટી અવનવી માયા જાળમાંજ તારે ગોથાં ખાવાનું છે કે શું? અને જો તેમજ થવાનું હોય તો આપઘાતજ ઠીક છે કે 'દેખવુંય નહિંને દાઝવુંય નહિ'. અરે! 'આપઘાત કર્તાના તો સાતે ભવ એવાજ જાય છે, એ મહાવાકયની ભીતી તો ઓ હૃદય તું ભુલીજ ગયું? ધિક્કાર! ધિક્કાર!! આપઘાતના વિચારને પારાવાર ધીટકાર! સ્નેહ–સખી મંજરીની પછી કેવી અવદશા થાય તેની આ હૃદયને જરાપણ કઠિનતા શું નહિં સમજરે ખરેજ આ વિચાર વમળમાં હું અંધ થયો છું વિભુ! વિભુ!! હવે તો કાંઇક માર્ગ સુચવ? કે જેથી આ હૃદયયાતનામાંથી છુટકારો થાય.

પ્રિય પાઠક! મકરન્દ શરીર અને હૃદય–ભુમિકા, પ્રેમ–અને કર્તવ્ય એ બે મહાન યોદ્ધાઓના ભીષણ યુદ્ધથી ધ્રુજી રહી હતી. તે ભુમિકા ઉપર વિચારના અસ્ત્રોથી ચિંતારૂપી શોણીત યોદ્ધાઓના શરીરમાંથા વહન થઇ તે ભુમિપટને ઘેરી લેતા હતા અને તેના આવરણથી અકલ શુન્ય તિમિરનો ભાસ થતો જતો હતો. ઘોર જંગલમાં આખરે મકરન્દ આવી પહોંચ્યો અને ત્યાં જ તેની હિંમત સર્વથા નષ્ટ થતાં જ ભુમિ ઉપર ઉગેલા તૃણ ઉપર જ વિશ્રાન્તિ લેવા બેઠો. હૃદયાકાશ ઘોર ગાઢ તિમિરથી છવાયેલું હોવાથી હવે આગળ વિચારના એક પણ પગલાને

શાન—ઉત્સાહનો આધારકે અવકાશ જરા પણ નહોતો. સર્વથા હતાશ થયેલો આપણો પુર્વે પરિચીત મહાવીર મકરન્દ અત્રે ગરીબ ગાય જેવો થઇ ગયો હતો. અરે કયાં ગયું તેનું શૌર્ય બળ કે જેને આપણે સેનાપતી દુર્મુખ સાથેના યુદ્ધમાં અનુભવ્યું હતું ? અને કયાં ગયું તેના સિંહ સમાન પંઝાનું બળ કે જેણે રાક્ષસરાજ ધુમ્રવાનના રત્ન સભાગૃહમાં રાક્ષસી માયા જાળથી ઉપસ્થિત થયેલા ભયંકર અભેદ્ય લોહ પિંજરને તેમાં પુરાયેલો છતાં દેવી ચિત્રલેખાના શિયળ રક્ષણ માટે તે પિંજરને તૃણવત્ લેખી જેણે છીન્ન ભીન્ન કર્યું હતું ? અરે સમય ! સમય ! તારી તો બલીહારી છે ! તું જ સર્વનો પોષક અને રક્ષક છે ! તારી કૃપાયે જ કૃપા છે. અર્જુન જેવો મહાવીર કે જેણે મહાભારતના યુદ્ધમાં પોતાના તિક્ષ્ણ શરો વડે સર્વ કૌરવદળ માત્રને ભુજાવી જીતી લેઈ મૃત્યુ શરણ કર્યું હતું તેવા વીરનો પણ સમય વિતી જતાં તેનું વીરત્વ પાતાળમાં પરવરી ગયું હતું ! દ્વારામતીથી પાછો ફરતાં રસ્તામાંજ કાબાઓથી લુંટાયો હતો અને એજ તેના સમયનો પ્રત્યક્ષ લોપ દર્શાવે છે. તો હે વીર મકરન્દ ? તારી પણ તેવી દશા કેમ ના થઇ હોય ? વીર અર્જુનને શ્રીકૃષ્ણ જેવા પરમાત્માની સહાય હતી અને તેથી જ શું તે સર્વ કામે વિજયી થયો હતો ! કેમ કહેવાય ? અથવા ના પણ કેમ કહી શકાય ! જો પોતાનું જ તે બળ હોત તો કાબાઓથી લુંટાત ! નહિંજ, તો તે ખરેજ તે પરમાત્માના સંગનુંજ બળ હશે ! અને તે પરમાત્માના કાર્યની પુર્ણાહુતિ થતાં જ સર્વથા નષ્ટ થયું હશે અને ત્યારેજ આ જગતમાં વીર અર્જુનનું અસ્તિત્વ નિષ્ફળ હશે અને તેથીજ પરમાત્માની મરજીથી તેમ થયું હશે. તો અર્જુનના ચાલક તો શ્રીકૃષ્ણ પરમાત્મા ! ત્યારે મકરન્દના ચાલાક કોણ ! અરે હા ! તે મહાયોગિન્દ્રજ ! અરે એજ ! ! અરે જો મકરન્દ હવે સર્વ જંજાળ

છોડી દઇ તે યોગિન્દ્રનાજ શરણુમાં જાય તો કાંઇક સુલભ માર્ગ નીકળી શકે ખરો ! પણ મકરન્દને આ પ્રેરણા કોણ કરે ! અરે તેની પણ ચિંતા શું હોઇ શકે ખરી ! અર્જુનને કોણ પ્રેરણા કરતું હતું ! કોઇજ નહિં. તે પરમાત્મા ઉપર તેની દઢ શ્રદ્ધાજ આ સર્વ કરાવતી હતી તો એ રીતે તે મહા પ્રભુ યોગિન્દ્રજ તેમ કરશે. તેમનીજ આશા ઉપર તેમનાજ ઉત્સાહ બળ ઉપર જ્યાં સર્વ કાર્ય અવલંબી રહ્યું છે તેમનીજ કૃપા ઉપર સર્વસ્વ આધાર ટકી રહેલો છે ત્યાં તેમના વિના શું થઇ શકે તેમ છે ? ખરેજ તેજ આ તોફાની વાવાઝોડામાં સપડાયેલી મકરન્દ નૌકાને સત્ય માર્ગરૂપ મહાસાગરના ઇષ્ટ કૃતિરૂપી જળ ઉપર કાર્ય પુર્તિ રૂપી સ્થિરતા પ્રાપ્ત કરાવશે. તો પ્રિયપાઠક ગણ ! તેમ થવા તું મહાન્ વિભુની અંતઃકરણ પુર્વક પ્રાર્થના કર કે જે સર્વ નિર્વિઘ્ને પાર પાડે.

" ઓ વિશ્વનિયંતા વિશ્વપાલક ! અકળ શક્તિયોથી ભરપુર આ તારા સામ્રાજ્યમાં, તારા એક તુચ્છ બાળકને સર્વથા વિસરી જવામાં જ તું આનંદિત છે, એમજ મારે સમજવાનું છે ? કેવળ તારીજ પ્રેરણાથી જે તારી અમૃત—વાણિરૂપે ઉદ્ભવેલા સકળ શાસ્ત્રો છે તેમાં 'પ્રભુ જેને જે જોઇએ છે તે તેને આપે છે' એ વાક્ય શું નિરર્થકજ લખેલું છે ! બ્રહ્માંડમાં અણું પરમાણુંથી તે મોટા મોટા દિગન્ત વ્યાપી નગાધિરાજોમાં પણ જેની સત્તા તે સત્તાજ છે અને તેનાથી સશક્ત સત્તા જ્યાં અન્ય કોઇનીજ નથી તો તે તારી સત્તાની બહાર હું પણ નથીજ અને રાજ્યકર્તાજ જ્યાં પોતાનીજ પ્રજાના દુઃખ દુર કરવામાં આલસ્ય બતાવે ત્યાં પ્રજાજને પોતાના દુઃખનો પોકાર કોની આગળ નિવેદન કરવો ? શું મારા પુર્વ કૃત કર્મોનો એટલો પણ પુન્ય—માર્ગ અસ્તિત્વમાં નહિ હોય ? કે જે અત્રે દુઃખમોચન થવામાં સિદ્ધીરૂપ

થાય ? મારૂં હૃદય તો તારી કોઇ પણ પ્રકારની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું હોય એમ સાક્ષી આપતુંજ નથી; તો પછી આમ કેમ થતું હશે ?"

પ્રિયપાઠક ! મકરન્દ ! દુઃખી મકરન્દ આ પ્રમાણે હૃદયગત વિચાર કરતો અને તે પ્રભુની પ્રાર્થના કરતો શિલાતલ- ઉપર ગંભીર વિચારશીલ સુખમુદ્રાએ બેઠો હતો. ક્ષણમાં પોતાના દુઃખભારથી નમ્ર બની જતો; તો ક્ષણમાં ઉશ્કેરાઇ જતો હતો. આ પ્રમાણે આશરે ચારેક કલાક સુધી તેજ જગા ઉપર બેસી રહ્યો. સુર્યાસ્તના સમયને હજી ત્રણેક કલાકની વાર હતી. ઘીચ જંગલ અને આસ પાસ આવી રહેલા ઊંચા વૃક્ષોથી સુર્યના તાપથી તે સંપુર્ણ રક્ષાયેલો હોવાથી તે વિશ્રામ સ્થાન આગળ જરા પણ ઉકળાટ ન હોવાથી સ્થિર ચિત્તે બેસી રહ્યો હતો. પોતાની ગત્ પરિસ્થીતીનો વિચાર આવતાંજ આજ પ્રકારના દુઃખ ભારને લીધે રાક્ષસ રાજની ગુહાના પ્રવેશ દ્વાર આગળ ગભરાટથી સુતો હતો અને પોતાને વિટંબણાથી કેવી રીતે મુક્તિ થઇ હતી, તે વિચાર આવતાંજ તત્કાળ તે મહાન્ યોગિન્દ્રનું સ્મરણ થયું. તરતજ તે બોલવા લાગ્યો કે; "અરે હું કેવો મુર્ખ ! કે જેની કૃપાવડે અને જેના બળથી હું દેવી ચિત્રલેખાના દર્શન કરવા પામ્યો અને જેની આજ્ઞાથીજ હું અત્રે તેજ કાર્યની પુર્ણાહુતિ કરવા અત્રે ચાલી નીકળ્યો છું. અરે ! પણ જ્યારે તેમણે પોતેજ પ્રયત્નમાં પ્રવૃતિ કરવા આજ્ઞા કરેલી છે ત્યારે તે પોતેજ કેમ પ્રેરણા નહિંજ કરતા હોય !" આ પ્રમાણે બોલતાં બોલતાંમાં તો ત્યાં એક ભયંકર ધ્વનિ થયો. તે ધ્વનિનો પડઘા આસપાસના જંગલમાં ફરી વળતાંજ મકરન્દે પોતાનું મસ્તિષ્ક તે ધ્વનિનું મુળસ્થાન જોવા ઉંચુ કર્યું. તરતજ જે વૃક્ષની નીચે પોતે વિશ્રાન્તિ લેવા બેઠો હતો તે વૃક્ષ ઉપર નજર કરતાંજ એક મોટા તેજના ગોળા જેવું તેને માલુમ પડયું. હૃદયથીજ તે દિવ્ય જ્યોતિને પ્રણામ કરતાંજ તે જ્યોતિમાંથી ગયબી અવાજ નીકળવા લાગ્યો. મકરન્દ તરતજ

ધ્યાન પુર્વક સાંભળવા લાગ્યો. " પ્રિય મકરન્દ ! સત્વર મારા આશ્રમમાં પાછો ચાલ્યો આવ ! કેમકે તારા એકલાજ બળ–પુરૂષાર્થથી કાર્યની સફળતા નિર્ભીત નથી. તારી હૃદય–ભુમિકા ઉપર વિચારોનું જે મહાયુદ્ધ ચાલી રહ્યું હતું તે સત્ય છે." હજી મકરન્દ તે આકાશવાણી સાંભળવા પોતાના કર્ણને અને તેનીજ તરફ દોરી રહ્યો હતો પણ હવે કાંઇ પણ તે સાંભળવા પામ્યો નહિં. જ્યારે તેણે ફરીને પોતાના મસ્તિષ્કને ઉંચુ કર્યું એટલે તરતજ ફરીથી પુર્વના જેવોજ થયો અને તેની સાથેજ તે તેજનો ગોળો પણ અદૃશ્ય થયો. " યોગિન્દ્ર પ્રભુ ! આપના આવા અનેક ઉપકારોનો ઋણી હું થયો છું; પણ તેનો બદલો હું શું વાળી આપવાનો છું ! પ્રભુ આપનું કલ્યાણ કરો. હું તો એક ક્ષુદ્ર પ્રાણિ છું. મારા હૃદય—સ્નેહ અને મારી કર્તવ્ય પરાયણતાને પુર્ણ કરનાર તો આપજ છો. નિઃસંય આપની એ આજ્ઞાનુસાર હું આપના આશ્રમમાં સત્વર પાછો ચાલ્યો આવું છું. દેવ! આપ તો દયાળુ છો ! મારાથી આપના થયેલા ગુનાહની ક્ષમા તો આપ આપશોજ. " આ પ્રમાણે બોલી સત્વર મકરન્દ તે શિલા ઉપરથી ઉઠી બેઠો થયો અને યોગિન્દ્ર પ્રભુનું નામ-સ્મરણકરતો આશ્રમ તરફ પાછો ચાલવા લાગ્યો.

યોગિન્દ્ર પ્રભુના આશ્રમમાં રહેલાં મંજરી અને જયંત, સર્વે, મધ્યાન્હકાળનું ષટકર્મ કરી યથા સમયે ઉપસ્થિત થયેલું ફળાદિ–ભોજનનો આહાર કરી, પરવાર્યા હતાં. યોગિન્દ્રનો મધ્યાન્હકાળ નવિન નવિન વાર્તાલાપમાં અને કંઈ ન હોય તો વાંચનમાંજ વીતતો હતો. જયંત, બાલ્યવયનો તોફાની જયંત ! હવે કાંઇક વયના પ્રમાણમાં શાન્ત બન્યો હતો. મૃગોની સાથે મારફાડ અને દોડાદોડી આ કાળે કુદરતેજ અયોગ્ય નિયત કરેલી હોવાથી સ્વાભાવિક રીતેજ કુદરતી નિયમ તેના

સ્વામિત્વ નીચે રહેલા સર્વ પ્રાણિયો પાસે પળાઇ જતો હોવાથી તેના અપવાદરૂપે આપણો જયંત પણ ન હોવાથી યથોચિત થયું હતું. સારાંશકે જયંત પણ હાલમાં અગીયાર બાર વરસની વયનો થવાથી બાલ્યકાળના સર્વે તોફાન, તેનો ત્યાગ કરી ચાલ્યાં ગયાં હતાં. આથી જયંત અત્રે પણ યોગિન્દ્ર પ્રભુ પાસે હતો. નિત્ય નિયમ પ્રમાણે મંજરી અને જયંત યોગિન્દના મુખામૃત વચન શ્રવણ કરી રહ્યાં હતાં વાર્તાલાપના પ્રસંગમાં આજજ મંજરી અને જયંતે, યોગિન્દ્રમાં કાંઇક ઉદાસિનતા અનુભવી હતી અને તેને પામી જતાંજ તરત મંજરીયે યોગિન્દ્ર પ્રત્યે પ્રશ્ન કર્યો; " મહાપ્રભુ! આજજ અમો એવાં તે કેવાં હિનભાગ્ય કરી ચુક્યાં છીયે કે અમો આપના ઉપદેશામૃતથી વંચીત થઇયે છીયે ? "

" પ્રિય બાળા ! આ પ્રસંગે મારી ઉદાસિનતા સ્વાભાવિક નથી કિન્તુ કાંઇક કાર્ય પ્રસંગેજ થઇ છે; અને તે તમારા બન્નેના હિતાર્થે જ હશે; એમજ તમારે સમજવાનું છે. તમારા ઇષ્ટ હેતુ-પુર્તિ અર્થેજ મારા અહોનિશ પ્રયત્નો જારી છે એ તમોને કહી સંભળાવવાની જરૂર નથી. "

" શું અમારી પ્રિય માતા પ્રત્યેનીજ આ આપની ઉક્તિ છે? કહો, કહો દેવ ! તેની અત્રેની વર્તમાન સ્થિતી કેવી છે ? તે સુખી છે યા દુઃખી ? "

મંજરીના આ પ્રશ્નથી યોગિન્દ્ર મનમાંજ આશ્ચર્ય ચકીત થયા. જે પ્રશ્નનો વિચારજ હૃદયમાંજ નહોતો તેવા અચાનક થયેલો પ્રશ્નનો જવાબ શી રીતે આપવો ! એ સમજવુંજ અત્રે કઠિન હતું; અને તેથીજ તેઓ એક નિશ્વાસ પુર્ણે હાય મારી બોલ્યા;–" બાલિકે!

મંજરી ! ! મારી ઉદાસિન્નતાનું સત્ય સ્વરૂપ એતો નહિંજ. પણ તારો આ માતૃસ્નેહપુર્ણ પ્રશ્ન, અત્યંત આવશ્યક જણાય છે. તેની સર્વ સ્થિતી જાણવાની જીજ્ઞાશા તમો ધરાવો છો તેથીજ તમારૂં હૃદય પુર્ણપણે વંચાઇ આવે છે. કુમારીકે ! શું તારી માતાની સ્થિતી અત્રે જ જાણવા તું આતુર છે ?"

"યોગિન્દ્ર પ્રભુ ! મંજરી એકલીજ નહિં પરંતુ હું પણ તેટલોજ આતુર છું. જો આપ પ્રભુ અમારા ઉપર એટલી દયા કરો તો તેના જેવું બીજું સુખ અમને કાંઇજ નથી."

"જયંત ! તમારી માતા રત્નસુંદરી અત્રે તો ઠીકજ હાલતમાં છે પણ અત્ર પશ્ચાત્ તે કઠિન પરિસ્થીતીમાં સપડાશે પણ ચિંતાજનક કાંઇજ નથી. આખરે તો તે દેવી સ્વરૂપા સમ જ પ્રકાશશે, મંજરી તથા જયંત ! સત્વર તમારા નેત્રોને બંધ કરો અને જુઓ ! તમારી માતાનું સૌમ્ય મુખ–દર્શન કરો. જુઓ જુઓ ! ! અત્રે પાતાળ વિષે નાગલોકના મહાલય સમિપ ઉભેલી છે !"

યોગિન્દ્રના વચનાનુસાર મંજરી અને જયંતે તરતજ પોતાના નેત્રોને મિંચ્યાં, ક્ષણ એક પછી તેમની નજરે દેખાતો દેખાત અદૃશ્ય થતાં બંધ નેત્રેજ યોગિન્દ્ર પ્રભુ પ્રત્યે પ્રશ્ન કર્યો કે;—"પ્રભુ હવે કાંઇજ નથી દેખાતું."

"બાલિકે ! કુમાર જયંત ! તમો તમારા નેત્રોને ઉઘાડો અને જે જોયું હોય તે સત્વર મને નિવેદન કરો."

યોગિન્દ્રની આજ્ઞા થતાંજ બન્નેયે પોતાના નેત્રો ઉઘાડયાં અને તરતજ મંજરી અને જયંત તેમનાં ચરણમાં પડયાં; "સાક્ષાત્ પ્રભુ સમાન યોગિન્દ્ર દેવ ! આપની અમો ઉપર પુર્ણ કૃપાજ છે. અમોએ અમારી માતાનું પુર્ણ દર્શન કર્યું છે. દેવ !

અહો તે નાગલોકના શ્યામરંગ મંડીત મહાલયના દ્વાર પ્રત્યે ઉભેલી અમારી માતાના હૃદયમાં કિંચીન્માત્ર પણ અમારી પ્રત્યે, સ્નેહ નહિં હોય? પોતાના પ્રિય બાળકોને માટે પોતાની સમીપ ઉભેલાં; ટગર ટગર જોઈ રહેતાં, એક પણ પ્રેમાશ્રુ તથા એક પણ સ્નેહ શબ્દજ નહિં? આ તે તેની કઠોરતા હશે કે દુઃખના ભારથી સર્વ વિસ્મરણ થયું હશે?

"મંજરી! પોતાના બાળકોના સ્નેહને વિસરી જાય એવી કઠોર માતાને માતાપદ અર્પણ કરતાં પ્રભુજ વિચાર કરે તેવો છે. અરે! તે વિશ્વના પાલકનો વિચાર એવો કેમ હોઈ શકે! જેનાથી બાળકોનું બાલ્યાવસ્થામાં સંરક્ષણ થવાનું છે અને જીવનના અંતિમ દીવસ અને પળ સુધી અને તત્પશ્ચાત્ પણ જેનું સર્વ શુભ ઇચ્છિવાનું છે તેનું હૃદય સ્નેહવિહીન કેમ હોય! પ્રિય બાળકો! નિઃસંશય તમારી માતાનો તમારા ઉપરનો સ્નેહ જેવોને તેવોજ નહિં પણ તેથી અધિકતર છે; પરંતુ અત્રે તે પરવશ છે! શાપ ભાગીની છે! તેમજ દુઃખના ભારથી પણ તમારી પ્રત્યેના સ્નેહનું વિસ્મરણ થયું નથી, પણ તે સર્વ કારણ-વશાતજ છે. અત્ર પશ્ચાત્ તે વિશે કાંઇ પણ વધુ પ્રશ્નોત્તર ન કરતાં વર્તમાન પ્રસંગ હું તમોને કહી સંભળાવવા ઇચ્છા ધરાવું છું."

"હા! હા!! પ્રભુ! આપની ઉદાસિન્નતાનું કારણ પુછવા જતાં વચ્ચેજ આ વિલક્ષણ પ્રકાર બની ગયો. કહો કહો! દેવ! આપની ઉદાસિન્નતાનું કારણ યથાસ્થિત કહો."

"મંજરી! વીર મકરન્દ અત્રે રસ્તામાં મોટી વિમાસણમાં આવી પડયો છે; તેના ગભરાયેલા મનની સ્થિતી સર્વ કોઇને અતિશય દયા ઉત્પન્ન કરે તેવી થઈ છે."

"યોગિન્દ્ર પ્રભુ! આપના એ વાકયનો ગુઢાર્થ હું સમજવા અસમર્થ છું. તેઓ કયા પ્રકારના દુઃખથી દુઃખી થઈ રહ્યા છે?"

" બાળા ! દુઃખનું નિમીત્ત તો તારૂંજ છે. યોગવિદ્યાના પ્રભાવે હું સર્વ જાણી ચુકયો છું. તેના નામ માત્રથીજ તારા હૃદયમાં ઉપજતો વિલક્ષણ ફેરફાર, તારી મુખમુદ્રા, બારીકીથી અવલોકતાં સમજી શકયો છું. પુત્રી ! હૃદયમાં જરા પણ સંકોચ ન રાખતાં કેવળ શુદ્ધ સ્નેહથી જ તેની પ્રત્યે જોજે, તેના આ કાર્યની વચ્ચે પાર્થિવ સાંસારીક સ્નેહ મહા અનર્થ કારક નીવડશે, માટે તારા હૃદયને હાથમાં રાખજે. ઇશ્વરી સંકેત માત્રથીજ તું તેમ કરીશજ તે નિર્માણ થયેલું છે એ હું જાણું છું. બાળા ! મકરન્દ અત્રે અરણ્યમાંજ તારા વિચાર કરતો બેઠેલો છે. પ્રેમ અને કર્તવ્યનું ભીષણ યુદ્ધ ચાલી રહ્યું છે. આખરે પ્રેમનીજ જીત છે; અને તેમજ સર્વથા ઇશ્વર નિર્મિત છે."

" દેવ ! હું પામર આપની ચિર અપરાધિની છું. મેં આપના આશ્રમમાંજ રહીને આપને પણ આ નિવેદન કર્યું નહિં તેની આપ પ્રભુ મને ક્ષમા કરો."

" બાળા ! બાળા !! જરા પણ ગભરા નહિં તે યોગ થવાનોજ હતો અને તેમજ થયું છે ત્યારે એ મને પણ ગમ્યું છે," આમ બોલતાં બોલતાંમાં યોગિન્દ્ર એકદમ ધ્યાનસ્થ થઇ ગયા. મંજરી તથા જયંત આ પ્રકારને જોઇ જરા પણ વિસ્મીત ન થયા, કેમકે તે તેમને હવે સ્વાભાવિક થઇ પડયું હતું.

" ભાઇ જયંત ! કુમાર મકરન્દ અત્રે કોણ જાણે કેવી સ્થિતીમાં હશે ! અરેરે ! પ્રભુ ! શું આવાં આવાંજ દુઃખ ભોગવવા માટે તેમનો જન્મ આ પૃથિવી ઉપર થયો હશે ! અરેરે ! હવે તો તે અહિં આવે તો કાંઈ પણ સત્ય પ્રયત્ન થાય !"

ધ્યાનમગ્ન યોગિન્દ્ર તરતજ જાગૃત થયા અને બોલ્યા;—
" તથાસ્તુ. મંજરી ! તે અહિંજ આવશે. માર્ગમાંથીજ પાછા વળવા

મેં તમને મારી યોગ વિદ્યાના પ્રભાવે સુચવ્યું છે અને તે ત્યાંથી પાછા આશ્રમ તરફ આવે છે. આશ્રમમાં આવ્યા પછી મારી આજ્ઞા પ્રમાણે તમો બન્ને વર્તજો અને તમારા બન્નેના આદેશો પુર્ણ થશે. પુત્રી! સાયંસંધ્યાનો વખત થવા આવ્યો છે અને હું સ્નાનાર્થે જળાશય તરફ સિધાવું છું, ત્યાંથી પાછો આવું ત્યાં સુધી તમો આશ્રમની બહાર જશો નહિ."

"પધારો પ્રભુ ! અમારૂં શુભચિન્તન એજ જ્યાં આપ દેવનું જીવન-ધ્યેય થઇ પડયું છે ત્યાં હવે અમોને શાની ચિંતા યા ન્યુનતા રહેલી છે !"

પ્રિય પાઠક ? યોગિન્દ્ર પ્રભુ જળાશય તરફ ચાલ્યા ગયા અને અત્રે તો તે બન્ને દુઃખી ભાઇ બ્હેન આશ્રમમાંજ રહ્યાં. આજેજ બની ગયેલા આ બન્ને મહાન પ્રસંગો ઉપર એક એકના હૃદયમાં અનેક પ્રકારના પ્રશ્નો ઉદ્‌ભવ્યા પણ તત્સંબંધે કોઇ પણ પ્રકારનો ઉહાપોહ કોઇએ કર્યોજ નહિં. સ્નાન કાર્યથી પાછા ફરતાં યોગિન્દ્રે આશ્રમનો રસ્તો લીધો, સંધ્યા સમયને હવે ફક્ત થોડીજ વાર હતી. આશ્રમમાં પ્રવેશ કરતાંજ પુર્વની સ્થિતી યોગિન્દ્રને માલુમ પડી. જે જગ્યાએ અને જે સ્થિતીમાં તે બન્ને ભાઇ બ્હેન બેઠેલાં હતાં, તેજ જગ્યાએ અને તેજ સ્થિતી બન્નેને બેઠેલાં જોઇ યોગિન્દ્ર તેમની વિચારશીલતાનો પાર પામી ગયા. યોગિન્દ્ર પ્રભુ તરતજ બોલી ઉઠયા કે;–"મંજરી ! તારા હૃદયને વિચારના ભારથી મુક્ત કર અને સાયં સંધ્યા પછી કરવાના ફળાહારની તૈયારી કર; કેમકે કુમાર જયંત ક્ષુધાથી પીડીત થતો હશે" આ પ્રમાણે શબ્દો શ્રવણ કરતાંજ તરત જ તે બન્ને ભાઇ બ્હેન પોતાની વિચારમાળામાંથી જાગૃત થયાં. પોતાની ગફલતીમાં સમયનું આવી રીતે વહન થઇ જવાથી મંજરી ક્ષોભીત થઇ અને

સત્વર ઉઠી આશ્રમના પાછળના ભાગમાં ફળફળાદિ લેવા માટે ચાલી ગઈ. કુમાર જયંત આસન લગાવી સંધ્યા કરવા બેસી ગયો. યોગિન્દ્ર પ્રભુ પણ પોતાના કાર્યમાં નિમગ્ન થયા. ફળાહાર લેવા ગયેલી મંજરી સત્વર પોતાનું કાર્ય પુર્ણ કરી આશ્રમમાં આવી ગઇ અને સર્વ ફળોને અગ્નિમાં શેકવા લાગી. જયંત અને યોગિરાજ પોતાના ખટકર્મથી પરવારી તે ફળાહાર પ્રથમ બ્રહ્માર્પણ કરી, સર્વ પાસે બેસી આરોગવા લાગ્યા. ભોજન કાર્યની સમાપ્તિ પછી કાંઇ પણ વિશેષ વાર્તાલાપ આજે ચાલ્યો નહિં અને મોડા રાત્ર સુધી પ્રભુ ભજનમાં સર્વ લીન થયાં હતાં. મધ્યરાત્રિના સમયે પોત પોતાના આસન પ્રત્યે જઇ નિદ્રાધીન થયાં.

જગતની નજરે દેખાતા આજકાલના સુખી જીવાત્માઓ ભલે પ્રભાતમાં આઠ વાગે જાગૃત થાય, પરંતુ હિમગીરીમાં નિરંતર સત્ય સુખમાં વસી રહેલા મહાત્માઓ પ્રભાતમાં ચાર વાગે ઉઠી પાસેના જળાશયો ઉપર સ્નાનવિધીથી પરવારી, આશ્રમમાં પોત પોતાના ખટ કર્મમાં નિમગ્ન થાય છે. જગતથી દુર એ મહાત્માઓનું જીવન ધ્યેય પણ જગતના જીવોના જીવન ધ્યેયથી દુરજ રહેલું છે. તેમના હ્રદયાનંદો, પારલૌકિક સુખની વૃત્તિયો અને તેમનાં ઐહિક કર્માદિયોની તુલના, અત્રે વિચરતા શેહેરી જીવાત્માઓના કર્મોથી કરતાં, અધોગતિજ સમજાય છે. અસ્તુઃ પ્રભાતમાં ચાર વાગે યોગિન્દ્ર પ્રભુ જાગૃત થતાં આસન પરથી ઉઠી અંગ ઉપર કફની ધારણ કરી હાથમાં તુંબી પાત્ર ગ્રહણ કરી જળાશય તરફ ચાલતા થયા. સહજ્જ ખડખડાટ માત્રથી જ તે બન્ને ભાઈ બ્હેન પણ જાગૃત થયાં અને જયંત તથા મંજરીયે પણ મલવિસર્જન, દંતધાવન અને સ્નાનાદિ કાર્ય માટે જળાશય પ્રત્યે ચાલવા માંડયું. સર્વ કાર્યની પરિ સમાપ્તિ થયા પછી તેઓ આશ્રમ પ્રત્યે પાછા આવી પહોંચ્યાં, જયંત આશ્રમમાં પ્રવેશ્યો અને પ્રાતઃ

સંધ્યાકાર્યમાં પ્રવૃત થયો. મંજરી પ્રભાતની સુલલીત લહરીયોથી આકર્ષાઈ ઉપવન ભ્રમણાર્થે પ્રવૃત થઈ. યોગિન્દ્ર પ્રભુ પણ પોતાના કાર્યમાં નિમગ્ન થતાં મંજરી હવે સુખથી બહાર હરવા ફરવા લાગી. ઉપવનના એક રમ્ય સ્થળે વિશ્રાન્તિ લેવા શ્વેત શિલાતલ ઉપર બેસતાં જ ગત દિવસના પ્રસંગનો વિચાર હૃદયમાં તરતજ ઉદ્દ્ભવ્યો. હૃદય પટ ખુલ્લું થતાંજ કુમાર મકરન્દ ચક્ષુ સમીપ તરી આવ્યો. શિવમંદીરમાં પ્રથમ પ્રેમદર્શન સમયે તેને આપેલું ગાઢ આલિંગન અત્રે યાદ આવ્યું. પોતાથી છુટા પડતી વેળાયે, બોલાયેલા તેના સ્નેહ શબ્દો અત્રે સાંભરી આવ્યા. વળી યોગિન્દ્રના મુખથી શ્રવણ કરેલી તેની અત્રેની સ્થિતી વીશે વિચાર કરતાં તો, સ્નેહથી હૃદય ઉભરાવા માંડયું. આ સ્નેહનો અપરિમીત નિર્ઝર ક્યાં વિરામશે, તેની પ્રતિતી કર્યા શિવાય, મંજરી સ્નેહ—શૌર્યથી હૃદયોત્સાહને ઉત્તેજીત કરી રહી હતી.

હૃદય આ ધીર નહિં ધરતું ! વિવેકી—બળ ! હવે સરતું !
સતાવે સાનને ! સુંદર ! સ્મરણ એ સ્નેહ—મૂર્તિનું !
અહો ! ઓ ! પ્રેમના પિંજર ! છુપું રાખ્યું કહીં ખંજર ?
ચીરી છાતી ! બહિર ! અંદર ! બુઝાવી જ્યોતિને સુંદર !
ન થાતું તે ! થવા દે ના ! ન જોવાતું ! જવા દે ! હા !
ન ખોવાતું ! કહી ખો ના ! વચન એ શુદ્ધ—સ્નેહજ ના !
પ્રણય ભીના હૃદય પટ પર ! ન ઝંઝાવાત—આઘાત જ કર !
સંયોગીને ! વિયોગીનું ! ન સમજાયે છે ! શું દુઃખકર !
હૃદય ફાટી ! ચીરા પડતા ! વહી શોણીત સરો ! ભરતા !
ન ડર કાંઈ છતાં ધરતા ! ફરી ફરી એજ ! ઓ ! કરતા !
અરે એ ! સ્નેહ—સાગરમાં ! ચુકી શિંગાર ! દાવાનલમાં !
વિયોગી—ધૃત ! કર્યું સિંચન ! ઉઠ્યો ભડકો ! જવા જ્વાળમાં !

ગયો વ્યાપી ! દિગન્તોમાં ! અરે દેખું શું ! અંતો ના !
પ્રજાળે દેહ ને ! જીગર ! બુઝાવે ! એ ! બુઝાતો ના !
અહો ! દુનીયાં ! શું પ્રેમીને ! પુરૂં કંઇ છેજ ! પસ્તાવું ?
કહો કાંટા ! ભર્યા રાહે ! અવ્વલ આખર ! દુઃખી થાવું !
દીધી સૌરભ ! ગુલાબી ગુલ ! મધુરી મિષ્ટ ! સુરેખ અમુલ્ય !
છતાં જોતી હું ! કંટક શલ્ય ! કદી ચુભતાં ! તમામજ ફુલ !
વિંધાયે છો ! ભલે આ દેહ ! ચીરાયે ચામ ! પણ છો ! એ !
ભલે ભાગે કદી અસ્થિ ! સમર્પું ત્યાં ! જીવાત્માએ !
વહે શોણીત ! રોમે રોમ ! ઉડે ધારા ભલેને ! વ્યોમ !
ભરી ચલ્લુ વિધી છાંટું ! કરૂં યા હોમ ! ! અને ! યાહોમ ! !
ખરા ખેલીશ સંગ્રામો ! પ્રણય–બળથી ! વિધી સામો !
કદી જો ચાહો ! તો ! વામો ! ફના છે દેહ ! નકામો !
હવે ઉર તો ! ગયું ફાટી ! ! રહ્યું ત્યાં શું ! અરે બાકી ?
કરૂં ભસ્મો ! ! જલાવી સ્નેહ ! ! લગાવી દેહ ! થઉં ખાખી ! ! !

"અહો સુર્ય દેવ, અગ્નિ દેવ, સર્વ નક્ષત્ર મંડળો ! તારલાઓ ! દિગપાળો ! તમો તમારી અતિ તેજોમય અગ્નિ સમ જવાળાઓ અને તમારા અતુલીત બળવડે કરીને જગતમાં વસી રહેલા મંજરી નામને બાળી ખાખ કરો !" થા ! થા ! એ પ્રલયકાળ સમાન મહાપ્રલય ! તું અત્રેજ થઇજા ! હૃદયફાટ દુઃખથી, દુઃખી થતી આ મંજરીને તારા અનન્ત ઉંડાણવાળા ભાગમાં ગરક કરી હઝમ કરીજા ! અતિ તીવ્ર હૃદયાગ્નિથી તપેલાં શરીરને તારા ઉદરમાં હઝમ થતાં ક્ષણનો પણ વિલંબ થવા સંભવ નથી. સકળ બ્રહ્માંડને પોતાની અનન્ત શક્તિથી નિમીષ માત્રમાંજ સૃજનાર, સરજનહાર બ્રહ્મા ! તમારા કલ્પરૂપ સમયની અત્રેજ પુર્ણાહુતિ થાઓ ! મહામુનિ શ્રીવ્યાસજી પ્રણીત

સકળ પુરાણોથી વર્ણવાયેલા એ એક દિવસ! કે જે દિવસે આ બ્રહ્માંડનો લય માત્ર છે તે દિવસ ! મારા ઉપર કૃપા દર્શાવી તું આજજ ઉપસ્થિત થા ! અહો ! એ પરમાત્મા ! તમારા વિરાટ સ્વરૂપમાં મને મેળવી દો ! સમાવી દો ! વિરાટ સ્વરૂપથી નીકળતી પ્રલય સમ અગ્નિ જ્વાળાઓથી મને ભસ્મ કરો ! એ ભસ્મોનાં તિલકથી વિધી દેવીને અલંકૃત કરો, કે જે મારા જેવી બ્રહ્મમાં વિચરતી દિન—બાળાઓના ભક્ષણથી, સ્યામ ચંદ્રકને પામી, કાંઇક લજ્જાસ્પદ થાય! અરે એ ક્રુર વિધી ! આસન તરીકે ઉપસ્થિત થયેલી આ શિલા કે જે, તું રૂપ પાષાણ હૃદયજ છે; મારી ઇચ્છાની અવગણના કરતી એ તારોજ સાક્ષાત્કાર કરાવી રહી છે. તારા રૂપજ તે શિલાના હૃદયમાં મારૂં મસ્તક પછાડી, મારા લોહીથી ભરેલી મારા હાથની શોણીત—અંજલિ ‘ તું મુર્તિ શિલા ’ ઉપર છાંટીશ ! મસ્તકમાં વાગેલા ઘાથી પડેલા ખાડાને શાહીથી ભરેલો ખડીયો સમજી મારા જમણા હાથની કનિષ્ટ અગુંલિકાથી તારા હૃદય પટ ઉપર તારી ક્રુરતાનો ઉલ્લેખ કરીશ ! જગતમાંના સર્વે પ્રાણી માત્ર આ તારી ક્રુરતા જોઇ તને ધિક્કારશે ! ફીટકારશે ! અને તારા ક્રુર કામો ઉપર તિરસ્કારથી થુંકશે ! ભ્રષ્ટ કરશે ! “લે ! લે ! એ વિધી—ચડિકા ! આ ગરીબ અજાનો ભોગ લઈ સુખી થા ! ” અતી તીવ્ર દુઃખના આવેશથી ઉશ્કેરાયેલી, વિધી દેવીને પોતાના સર્વસ્વ આત્મ ભોગ-ઉદારતાનો પરિચય કરાવવા, તત્કાળ શિલાતલ ઉપરથી ઉઠી તેની સામે નીચી વળી, અત્યંત જોરથી પોતાના મસ્તકને તે શિલાતલ ઉપર પટક્યું ! અચેતનાવસ્થા પ્રાપ્ત થતાં પહેલાંજ, પોતાના મુખ આગળ બન્ને હાથ ભેગા કરી, ધડધડ પડતા લોહીથી પોતાના હાથનો ખોબો ભરી બોલી ઉઠી;—“ લે ! લે ! ! એ ક્રુર હત્યારી વિધી ! તારા સંકુચિત હૃદય પટને મારા આ ઉદાર આત્મભોગના લોહીથી રંગી દે !” ટપકતા લોહીને

ડાબા હાથની હથેળીમાં બીજી વખત ઝીલી લઇ પોતાના જમણા હાથના તર્જની વડે શિલાતલ ઉપર પોતાની હૃદય—વ્યથા ચિતરવા લાગી.

" અહો ! ઉદારતા વાહલી ! જણાવે કાયૈ વીરતાનું !
પુરી સાક્ષી ! અરે આજે ! પ્રણય—રશ્મિ ! પ્રભુતાનું !
દીધો છે છેહ ! પ્યારાની ! પ્રણય—અમૃત ધારાને !
કરી તાદશ્ય ! મીલાવે ઝેર ! વિધી સંસાર સારાને !
લઇને ભોગ ! હત્યારી ! સુખી થા તું ! દુરાચારી !
ધરી જીવન ! કલંકીતનું ! પ્રણય—અવનિ ! રખડનારી !
'ચહાવું છે ! સહેવું છે !' અમારો આજ ! મુદ્રા-લેખ !!
પુનઃ મસ્તક ! પટકવું છે ! પુનર્જન્મે ! 'હશે એ ! લેખ !!

બ્રહ્માંડ તળમાં મને જે કોઇ યાદ કરતું હોય ! જે કોઈ ચહાતું હોય ! તેને મારા અંતરના અંતના પ્રણામ છે !! અહો ! ઓ દિલના દિલારામ ! મકરન્દ ! તને અને તારી શુદ્ધ પ્રણય—પ્રભુરૂપ દિવ્ય જ્યોતિને મારા છેલ્લા રામ રામ છે ! અહો જ્યોતિર્વિંદ ! ! તારી સમિપજ આ આવી........."

પ્રિય પાઠક ! હૃદયના ગુહ્ય ભાગમાંથી ઉદ્દભવેલી, પ્રણય—વિયોગ રૂપ કારણ નિમીત્તથી ઉશ્કેરાયેલી આ સ્નેહ—વિરાંગનાયે વિધીને કલંકીત કરી પોતાના લોહીથી તે ક્રુર વિધીને રંગી, તેના હૃદય પટમાં શુદ્ધ-પ્રણયના ઉદ્દાર લેખનું સ્થાપન કર્યું. તત્કાળ મંજરી ભુમિ ઉપર પટકાઈ પડી અને તેના પડવાના અવાજથી તે અરણ્ય પ્રદેશમાં તેનો પ્રતિ-ધ્વનિ ગાજી રહ્યો.

તેજોમય પ્રભાવ સંપન્ન ગોળામાંથી નીકળેલી અદશ્ય—વાણીરૂપે થયેલી આજ્ઞાથી કુમાર મકરન્દ પંથમાંથીજ પાછો વળ્યો હતો. વિચાર-

—માળાના ગુંચવાએલા મણકાઓને વ્યવસ્થિત રીતે પાછા યોગ્ય ક્રમમાં મુકાવાની ઉદ્ભવેલી આશાથી, તેમજ એકવાર ફરીથી મંજરી મુખ—દર્શનની લાલસાથી, ત્વરાથી પગ ઉપાડતો આશ્રમ તરફ ચાલ્યો આવતો હતો. સતત્ ચૌદ કલાકની મુસાફરી પછી રમણીય પ્રભાત સમયે, મંજરી—પ્રણય—દર્શન સ્થાનથી ઘણોજ નિકટ આવી પહોંચ્યો; એવામાં કોઇકના પડવાથી થતા ધ્વનિ જેવું કાંઇક તેના કર્ણ-પટમાં અથડાયું. સપાટા બંધ પગલાં ભરી આગળ ચાલતાં, લોહીથી ખરડાયેલી કોઈ તરૂણવયી કન્યકા માલુમ પડી. દોડતોજ ત્યાં જઇ પહોચ્યો અને જોયું તો ખરેજ તે કન્યકાજ હતી. ભોંય ઉપર નીચે બેસી તે કન્યકાના મસ્તકને પોતાના ખોળમાં લેઇ, વિખરાયેલા કેશ—કલાપને બાજુ પર કરી તેના મુખાવલોકનમાં પોતાની દૃષ્ટિને રોકવા લાગ્યો. અંગ ઉપર હાથ ફેરવતાંજ મંદમંદ શ્વાસ લેતુ માલુમ પડયું. પુર્ણ—ચંદ્રને પણ લજ્જીત કરનારા તેના વદન—કમળને નીરખતાંજ, પોતાના જીવન—કારણ રૂપ આશા—સુર્યને આ રીતે અસ્ત થવાની અણી ઉપર જોતાંજ, સ્નેહની ઐક્યતા પ્રતિપાદીત કરતા પોતાના શરીર સામ્રાજ્ય—મુલકમાં ઘોર અંધકારમયી રાત્રી—રેખા દોરાવા લાગી. જે ભાગમાં મંજરી—મસ્તકે ઘા વાગ્યો હતો તેજ ભાગમાં મકરન્દનું મસ્તક પણ આપો આપ ચીરાઇ ગયું. આ રીતે અભીન્ન સ્નેહે કાંઈ પણ પક્ષપાત ન કરતાં બન્નેને એકજ સાંકળે બાંધી દીધાં. " અહો મંજરી ! મંજરી ! ! **સ્નેહ પોતે, પોતાના સ્વરૂપને પોતાની પાછળ ખેંચી લાવે છે!** " આટલોજ શબ્દોચ્ચાર થતાંજ, મકરન્દ પણ પડે છે. અહો ! **દિવ્ય સ્નેહ! આ તારૂં કેટલું પ્રાબલ્ય! દિવ્ય પ્રણય—જ્યોતિ તેજોમય પ્રકાશ! તને લાખ્ખો કરોડો ધન્યવાદ છે.** ! ! !

**પ્રથમ ખંડ સમાપ્ત.**

છપાય છે! આજેજ નામ નોંધાવી ગ્રાહક થાઓ! . છપાય છે!

## એક અદ્દભૂત વિષયક શાન્તરસાત્મક આધ્યાત્મિક જ્ઞાન પ્રદેશમાં વિચરી, વિલીન થતી અત્યુત્મ નવલકથા.

# રત્નમંજરી.

### ભાગ ૨ જો.

આ નવિન નવલકથાનો દ્વિતીય ભાગ પહેલા ભાગ કરતાં પણ અત્યંત રસિક અને મનોહર થશે; **સુમધુર શાન્તરસ પ્રાધાન્ય આલંકારિક સંસ્કૃત પામેલી પ્રૌઢતા પુર્ણ, સુંદર માધુર્ય મિશ્રીત શુદ્ધ ભાષા વડે આલેખવામાં આવ્યો છે.** જેમાં એક એકથી સરસ ચમત્કૃતિપુર્ણ પ્રસંગોના અદ્દભૂત પરિણામોનો સમાવેશ કર્યો છે. અપૂર્ણ રહેલા વિષયોનું વિવરણ, તાદ્દશ્ય ચિતાર આપી ક્ષણભર લીન કરે તેવું હોઇ વાર્તા—પ્રવાહમાંજ વાંચકોની મનોવૃત્તિને આકર્ષેલી રાખશે. **ત્રૈલોક્યસુંદરીનાં** અદ્દભૂત સાહસ કાર્યો, ભયંકર દુઃખમાંથી થતો **જયદેવનો** બચાવ, **મંજરી** અને **મકરન્દને યોગિન્દ્રનું** આશ્વાસન, મયુરનું અદ્દભૂત સ્વરૂપ અને તેનાં કાર્યો, તેમજ **રત્નસુંદરી, અમરનાથ** વિગેરે પાત્રોનું **દેવ મણિકાન્ત** તરફથી થતું શોણીત તર્પણ, વળી શયતાનોના મનોવેધક કારસ્થાનો

અને માયા જાળોથી **દેવી ચિત્રલેખાની** થતી ભયંકર અવદશા વિગેરે બાબતોના સમાવેશથી ચિત્તાકર્ષક થયેલા આ પુસ્તકમાં **સત્યબંધુત્વ, સ્વામિભક્તિ** અને **ધર્મનીતિના** જ્ઞાન સાથે યોગિન્દ્રની અદ્દભૂત કૃપારૂપ ઉપદેશામૃતપાનથી **આધ્યાત્મિક જ્ઞાનરસ—સાગરમાં,** આખરે અધિકારી પત્રોને વિલીન કરતી આ **અદ્વિતીય જ્ઞાનમય નવલકથા, સાહિત્ય તેમજ તત્વજ્ઞાન પ્રેમીજનોને** અવશ્ય વાંચવા અમે **વિજ્ઞપ્તિ કરીયે છીએ.** લાયબ્રેરીની શોભારૂપ પાકું સોનેરી પૂઠું, સુંદર કાગળો, મનોહર છાપ, અને દળદાર પુસ્તક છતાં, અગાઉથી ગ્રાહક થનાર પાસેથી મુલ્ય માત્ર રૂ. ૧—૮—૦ અને પાછળથી રૂ. ૧—૧૨—૦ પોષ્ટેજ માફ.

નામ નોંધાવવાનાં સ્થળ.

**પા. કુબેરભાઇ વનમાળીદાસ.**
ગ્રંથવિક્રેતા અને પ્રકટકર્તા.
મોટી હમામ—અમદાવાદ.

**પા. મોતીલાલ અમૃતલાલ.**
શાહપુર—મહેતા પોળ.
અમદાવાદ.

રસિક, મનોરંજક, લાયબ્રેરીમાં રાખવા યોગ્ય નવલ-
કથાઓ તથા બીજાં ઉપયોગી પુસ્તકોનું સંક્ષિપ્ત

# સૂચિપત્ર.

સઘળી જાતનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:-

**કચરાભાઇ વનમાળી પટેલ.**

બુકસેલર અને પબ્લીશર.

મ્હોટી હમામ—અમદાવાદ.

# Kachrabhai Vanmali Patel.

**Bookseller & Publisher.**

**Moti Hamam, AHMEDABAD.**

## વાંચવા લાયક નવલકથાઓ.

| | |
|---|---|
| કાળરાત્રિનું ખૂનીખંજર ભા. ૧ (સચિત્ર) | રૂ. ૧–૧૨–૦ |
| કાળરાત્રિનું ખૂનીખંજર ભાગ ૨ જો ... | રૂ. ૧–૧૨–૦ |
| જુલમી જાલિમ યાને ધ્રુજતી ધરા ... | રૂ. ૧–૧૨–૦ |
| ઝેરી જેમાનો ... ... ... | રૂ. ૧–૧૨–૦ |
| રણઘેલા રજપુતો યાને સતીઓનું શૂરાતન ભાગ ૧ લો (સચિત્ર)... ... | રૂ. ૧–૧૨–૦ |
| રણઘેલા રજપુતો ભાગ ૨ જો ... | રૂ. ૧–૧૨–૦ |
| મધુમાલતી ( સચિત્ર ) ... ... | રૂ. ૧—૮–૦ |
| રત્નમંજરી ... ... ... | રૂ. ૧—૮–૦ |

એવો સહજ ભાસ થાય છે. અરણ્યમાં અત્યાચાર, કિલ્લાનો ગુપ્તભેદ, ભયાનક ચક્રયંત્ર, કેદમાં સપડાયલી કુમારિકા, શ્વેત આકૃતિ, ચક્રયંત્રવાળું ભોંયરું, પ્રેમમંદિર કે પિશાચમંદિર ? વગેરે પ્રકરણો વાંચતાં આહાર નિદ્રાનું સર્વથા વિસ્મરણ થઇ જાય તેમ છે. આ નવલકથાના દરેક ભાગમાં **ફોટો ઝીંકોનાં પાંચ પાંચ મનહર ચિત્રો આપેલાં** છે. બન્ને ભાગ જુદા બાંધેલા છે. પાકું પુઠું, બન્ને ભાગ પૃષ્ઠ ૬૦૦ છતાં કિમ્મત દરેક ભાગની રૂ. ૨) મુજબ કુલ રૂ. ૪.

**ભાગ્યચક્રનો મહામંત્ર**—આ સચિત્ર નવલકથામાં એક કેળવાયલી બાળા પ્રભાવતી અને તેના અવિવાહિત પતિ સુમિત્રનો કૌમાર અવસ્થામાં પરસ્પર પ્રેમ છે; પરંતુ ભાગ્યચક્ર વિલક્ષણ હોવાથી એ બાળાના પિતાનું એકાએક ખૂન થાય છે. ખૂનીને પકડવાને એક કાર્યદક્ષ ડિટેક્ટિવ ઘણો પ્રયત્ન કરે છે, વગેરે બનાવો જાણે મ્હોં આગળ ઉભા જ હોય એમ જણાય છે પૃષ્ઠ ૪૦૦ મૂલ્ય રૂ. ૧–૮–૦

## રા૦ નારાયણ વિસનજી ઠક્કુર કૃત રસિક નવલકથાઓ.

**આજકાલનું હિન્દુસ્તાન**—અથવા પ્રાણહારક **મૃગજળ**—ભા. ૧–૨ ચાલુ સમયમાં ચાલતા નીંદ્ય સુધારા, ગાડીવાડીના વૈભવ ખાતર ગમે એવા શ્રીમંત પતિ મેળવવાની લાલસા, શ્રીમંતોનાં મૃત્યુ સમયે થતાં વીલના કલ્પનામાં પણ ન આવે એવા બનાવોથી ભરપૂર નવલકથા. પ્રણયદર્શન, વિકાર અને વિવેક, સુવામાં હલાહલ, શરીફ બદમાશોની ટોળી, સત્યનિષ્ઠા, અબળાનું સાહસ, અધઃપાતનો આરંભ, વગેરે પ્રકરણો વાંચતાં તમે જુની આંખોએ નવીન તમાશો જ જોઇ શકશો. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૨૦, દરેક ભાગમાં

ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, બન્ને ભાગનું પાકું રૂપેરી પૂઠું છતાં કિંમત દરેકની ૧—૮—૦ કુલ રૂ. ૩)

**ભયંકર ભદ્ર** અથવા કેવળ ૨૪ વર્ષના ક્ષણ-

**ભંગુર સંસાર માટે**—આ સંસારના ક્ષણભંગુર ભોગવિલાસની લાલસાથી મહત્વાકાંક્ષાના પ્રવાહમાં તણાઇને ક્ષુદ્ર માનવી પિશાચના દાસત્વને સ્વીકારીને આ જગતમાં કેવાં કમકમાટી ઉપજાવનારાં કુકૃત્યો કરે છે, એનું જો તાદશ્ય શાબ્દિક ચિત્ર જોવું હોય તો તે કેવળ આ અદ્દભુત નવલકથામાં જ દેખાશે. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ ૩૦૦, રૂપેરી નામ તથા **પાંચ સુંદર ફોટોગ્રાફિક ચિત્રો**વાળી આ નવલકથાની કિં. માત્ર રૂ. ૨) છે. પો. માફ.

**નાદિરનો દોરદમામ**—અને બાહુબળનું

**પરિણામ**—એક સાધારણ સિપાહી તરીકે ઇરાનના બાદશાહના સૈન્યમાં દાખલ થઇ ધીમે ધીમે આગળ વધી અંતે છળપ્રપંચ તથા અદ્વિતીય બાહુબળથી ઇરાનના બાદશાહ બની બેઠેલા અને ત્યાર પછી હિન્દુસ્તાનમાં આવી દિલ્હીમાં 'કત્લેઆમ' ચલાવી દિલ્હીની મૂગલિયાત 'શહેનશાહના' પાયાને હમ્મેશને માટે ઢીલો કરી જનાર નાદિરશાહનું જીવનચરિત્ર આ ગ્રંથમાં ઉત્તમતાથી વર્ણવાયું છે ? કીમત રૂા. ૨–૦–૦ પોષ્ટેજ જૂદું.

**મારી ભયંકર સંસારયાત્રા** અથવા એક નિરાધાર અ-

**બળાનો આર્ત્તનાદ!** આ સામાજિક નવલકથામાં સંસાર વ્યવહારમાં પ્રચલિત થઇ પડેલા કેટલાક વિષયોનું એવી શાસ્ત્રિય દષ્ટિથી અવલોકન

કરવામાં આવ્યું છે કે, જેમાંથી ઘણું શીખવાનું મળી શકે તેમ છે. મૂલ્ય માત્ર રૂ. ૩-૦-૦

**૨૧. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત રસિક નવલકથાઓ.**

**કંગાલ કેદી** અથવા સ્નેહ-બંધન—ભાગ ૧—૨. આ નવલકથામાં સુખદુઃખના પડછાયા, સ્વામી સ્નેહજ્યોતિનું આદર્શ સાધુજીવન અને દૈવી પરોપકાર, હતભાગ્ય રંગનાથની સ્થિતિનું અને જીવનનું કલ્પના પણ ન કરી શકાય એવું અસંભવ પરિવર્તન, આદિ અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ. દરેક ભાગમાં **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો**, ચીકણા સફેદ કાગળ, બન્ને ભાગનું પાકું રૂપેરી પૂઠું; દરેક ભાગની કીંમત રૂ. ૧-૧૨-૦ મુજબ કુલ રૂ. ૩-૮-૦.

**દગાબાજ દુનિયા**—આ નવલકથાની વસ્તુસંકલના એવી તો અદ્‌ભુત, પરંતુ સંભવિત છે કે, પ્રત્યેક પૃષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે પત્નીનું ગૂમ થવું, રેલ્વે ટ્રેનમાં સંન્યાસીના મૃતદેહનું આવવું, સાધ્વી સતી નિર્મળાનો દૈવી અને આદર્શ સ્વામીસ્નેહ સંન્યાસીના જીવનનું ગુપ્ત રહસ્ય, પાપનો પશ્ચાત્તાપ, સંતાનસ્નેહ, લોકચર્ચાના વિષયોથી ભરપૂર. મ્હોટા કદનાં પૃષ્ઠ લગભગ ૨૨૦. **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો.** પાકું લાયબ્રેરીને શોભાવે એવું રમણીય પૂઠું. મૂલ્ય માત્ર રૂ. ૧-૮-૦ આજે જ મંગાવો.

**ભાગ્યદેવીની ભયંકરતા** અથવા આદર્શ-વિધવા—આ નવલકથા એક સર્વોત્તમ બંગાળી નવલકથાનો અનુવાદ છે. આ નવલકથા સમસ્ત હિન્દુસ્તાનમાં એટલી બધી લોકપ્રિય

થઈ પડી છે કે, તેનું અંગ્રેજી, હિન્દુસ્તાની, વગેરે ભાષામાં પણ ભાષાંતર થયું છે. **ભાગ્યદેવીની ભયંકરતાથી** એક કંગાલ દીનદરિદ્ર કુટુંબને કેટલું બધું દુઃખ વેઠવું પડે છે તેનો આ નવલકથામાં ઘણો જ કરુણાજનક ચિતાર આપવામાં આવ્યો છે. રૂપેરી બાઇન્ડીંગ છતાં કિમ્મત મા રૂ. ૧—૪—૦.

**પિશાચિની કે પ્રેમદા ?**—ભૂતપ્રેતના ભયંકર ઉપદ્રવના લીધે ઉપજતું ભ્રમમૂલક દુઃખ, મહામાયાનું જળમાં ડૂબી જવાથી નિપજેલું મૃત્યુ, સુંદરી લીલાવતીની બિમારી, પ્રેમની હરિફાઇ, યુવકનો આત્મસંયમ, વિધવાની વિરહવેદના, ધડથી જૂદું થઇ ગયેલું મસ્તક, સ્મશાનભૂમિમાં પિશાચોનું પાપમંડળ, પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૬૦, સુંદર છપાઇ, છતાં કિમ્મત માત્ર રૂ. ૧-૮-૦.

**સ્વર્ગમાં શયતાન**—ઉપરથી મહાત્મા જેવા દેખાતા અને સંસારમાં સાધુ લેખાતા; પરંતુ હૃદયમાં હળાહળ ભરી રહેલા પુરુષો પોતાના ઉપર ઉપકારો કરનારનું પણ કેવું ભયંકર અનિષ્ટ કરે છે. એ સંબંધીની અનેક રસિક, ચમત્કારિક અને આકર્ષક ઘટનાઓથી ભરપૂર નવલકથા **સ્વર્ગમાં શયતાન** અવશ્ય વાંચો. પાકું રૂપેરી લાયબ્રેરીને શોભાવે એવું આકર્ષક પૂઠું; છતાં મૂલ્ય માત્ર રૂ. ૧-૪-૦

**સંસાર કે નરકાગાર ?**—આજકાલના કહેવાતા સુધારકોનું આતર્જીવન કેવું પાપપૂર્ણ અને શોચનીય છે, જ્ઞાનશૂન્ય વિધવાઓ ધર્મ શિક્ષણના અભાવે સ્વધર્મનો ત્યાગ કરી પાપિષ્ઠા થાય છે, ખરાબ સોબતથી કેવું ભીષણ દુઃખ ભોગવવું પડે છે, વેશ્યાવિલાસથી અંતે કેવી પાયમાલી,

અને ખાનાખરાબી થાય છે, એનો આબેહુબ ચિતાર આ નવલકથામાં સાદી, સરળ પરંતુ રસિક ભાષામાં ચિતરવામાં આવ્યો છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૫૦, પાકું રૂપેરી પૂઠું; છતાં કિમ્મત માત્ર રૂ. ૧-૪-૦

**મનોહારિણી માયા**—એક ત્રિભુવનમોહિની બાળિકાના પ્રેમના બે પ્રતિસ્પર્ધી યુવકો એક બીજાની વિરુદ્ધ કેવાં પ્રાણહારક ષડયંત્રો રચે છે, સંસારત્યાગી મહાત્માના અંતરમાં કવચિત્ સ્વાર્થનો સંચાર કેવી રીતે થાય છે, સરળ હૃદયની બાળિકા જીવસટોસટના પ્રસંગોમાં પણ પોતાના પ્રિયતમના પ્રણય પ્રતિ કેવી દૃઢ રહે છે, સત્તાનો દુરુપયોગ કરી અંતે કેવા પસ્તાય છે વગેરે આકર્ષણીય ઘટનાઓનું દર્શન કરવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો. આ નવલકથાના પ્રયોજક રા. વ્રજલાલ જા. ઠક્કર છે એટલે નવલકથાની ઉત્તમતા માટે વિશેષ લખવાની જરૂર નથી. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૦૦ પાકું રૂપેરી પૂઠું, છતાં મૂલ્ય માત્ર રૂ. ૧—૮—૦ આજે જ મંગાવો.

### જોશી ત્ર્યંબકલાલ જીવરાજકૃત રસિક નવલકથાઓ.

**કલન્દરની કટાર**—અથવા સંસાર ખાંડાની ધાર—નીચ અને શયતાન દોસ્તો કેવી દગાબાજીથી પોતાના દોસ્તનો ઘાત અથવા ખૂન કરે છે, સ્વાર્થને વખતે તેમનાં દશ્ય કેવાં પાષાણ જેવાં બની જાય છે તથા અંતે એવા દુરાત્માઓની કેવી દુર્દશા થાય છે, કોમળ હૃદયની કામિનીઓ પ્રેમના માટે કેટલાં બધાં સાહસો વેઠીને જીવનનું બળિદાન આપવાની તૈયારી કરી તે અન્ય પુરુષોના પ્રેમને સંપાદન કરે છે, આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. મ્હોટી સાઈઝનાં પૃષ્ઠ ૩૬૫ પાકું પૂઠું મૂલ્ય રૂ. ૨—૦—૦

કર્યા તથા તેનો પત્તો છેવટ સુધી શા કારણથી ન મળ્યો વગેરે વિષયો આ નવલકથામાં આપવામાં આવ્યા છે. પુંઠું રૂપેરી નામ અને મૂલ્ય રૂ. ૨).

**ભેદીખજાનો**—ડિટેક્ટીવોની ચાલાકી, ભેદમાંથી ભેદ પકડી પાડવાની દિલને હેરત પમાડનારી બહાદુરી, ચોરોની ચતુરાઈ, અબળાઓની અજાયબી ભરેલી ભૂલથાપ ખવડાવનારી બાહોશી વાંચતાં દિલ કમકમી ઉઠે છે. પાકું પૂઠું પૃષ્ઠ ૩૨૦ મૂલ્ય ૧-૧૨-૦

**રાજા દેવીદાસ**—જ્યારે સોનાનો બંગાળા કલંકની કાળાશથી મલિન થયો નહોતો, તે વખતની આ વાર્તા લખવામાં આવી છે, અરે જીવતું જાગતું ચિત્ર આલેખવામાં આવ્યું છે. પાકું રૂપેરી પૂઠું મૂલ્ય રૂ. ૨—૦—૦.

**ગેબીખૂન** અથવા શયતાની ચક્કર ખૂન, મારામારી અને ભેદી મામલાઓથી ભરેલી આ નવલકથા વાંચવાથી રૂંવેરૂંવાં ઉભાં થઈ આવે છે. છેવટે ચાલાક ડિટેક્ટીવ બધા મામલાઓની બરાબર તપાસ કરી ઘણીજ ખુબીની સાથે સઘળા ભેદોનો ભંડો ફોડી ખરા ખુનીને પકડી કાઢે છે કિ. ૧-૧૨-૦

**કીશોરસિંહ** અથવા દુઃખનો પહાડ ! આ વાર્તા અનેક ભેદભરમોથી ભરેલી હોઇને તેમાં ભયંકર ભૂતના ચમત્કારો, રાજસંસારના ગુપ્ત ભેદભરમો, પ્રેમમયી રાજબાલાની પ્રેમપરાયણતા આદિ અનેક બનાવોથી ભરપૂર છે. મૂલ્ય ભાગ ૧ લાના રૂ. ૨-૦-૦ બીજાના રૂ. ૨-૦-૦

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતાકૃત પુસ્તકો.**

**તરૂણ તપસ્વિની** ભાગ ૧—૨ જો. સાધુના વેષમાં ફરતા શયતાનો કેવી પ્રપંચજાળ પાથરી ભોળાં મનુષ્યોને ભરમાવે છે,

તેનો આબેહુબ ચિતાર વાંચતાં વાંચકોને અનહદ આનંદ સાથે અપૂર્વ જ્ઞાન પ્રાપ્ત થયા સિવાય રહેશે નહિ. તે ઉપરાંત ભોળા હૃદયના શ્રીમંત યુવકોની ખરાબ સોબતથી કેવી પાયમાલી થાય છે, વફાદાર મિત્રો કેવા હોય છે, સતી સાધ્વી પત્ની કેવી હોય છે, પરોપકાર કેવી રીતે કરી શકાય છે એ વગેરે હકીકતથી ભરપૂર. પ્રથમ ભાગમાં ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવેલાં છે. બન્ને ભાગ જૂદા બંધાવામાં આવેલા છે. પૂ ઠું પાકું સોનેરી, કાગળ ગ્લેઝ ઉંચા છતાં બન્ને ભાગની કિંમત માત્ર રૂ. ૩–૧૨–૦

## વસંત—વિજય યાને ચઢતી પડતીના ચમત્કાર:-

જે દુરાચરણી રાજા મહારાજાઓની સ્વાર્થવૃત્તિથી, વિલાસ પ્રિયતાથી અને એક બીજા પ્રત્યેના દ્વેષથી આ નંદનવન સમાન ભારતભૂમિની દુર્દશા થઇ છે તેવા એક નિષ્ઠુર હૃદયના નૃપતિનાં રાક્ષસી કુકર્મોનો અસરકારક ચિતાર આ નવલકથામાં આપેલો છે. દળદાર પુસ્તક હોવા છતાં મૂલ્ય માત્ર રૂ. ૧–૮–૦ દોઢ છે.

### મણીલાલ જેઠાલાલ વ્યાસકૃત પુસ્તકો.

## કલ્યાણી અથવા હજાર વર્ષ પૂર્વેનું હિંદુસ્તાન—

જે નગર અત્યારે હિંદુસ્તાનમાં અસ્તિત્વ ધરાવતું નથી અને જેનું નામ નિશાન પણ અત્યારે ભારતભૂમિના વક્ષસ્થળ ઉપરથી ધસાઇ–ભુંલાઇ ગયું છે, એવું ગૌડ શહેર એક હજાર વર્ષ પહેલાં પોતાના ગૌરવની કેવી વિજયઘોષણા કરી રહ્યું હતું તથા તે નગરના રાજવંશીઓની કીર્તિ અને સત્તા કેટલી પ્રબળ હતી તેનું આબેહુબ વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. પાકું પુંઠું કિ. ૨–૦–૦

દિવ્યવૃત્તિ, હૃદયની કુમાશ અને પ્રેમાળ હૃદયનું માધુર્ય અને ઘડીભર પ્રેમના રસપૂર્ણ હૉજમાં સ્નાન કરાવી બાળકો કાઉન્ટેસ કશોડયુઝની સુંદરતા, જેકસ પ્રતિનો મોહ, નિષ્ઠુરતા અને અંતે સ્ત્રીહૃદયની સાહજિક કોમલતા આદિ વિષયોથી પરિપૂર્ણ. પાકું પુંઠું કિમ્મત રૂ. ૨.

## રા. દલપતરામ ભાઈશંકર રાવળકૃત નવલકથાઓ.

**દશ લાખનો દલ્લો** અથવા રત્નકંકણ લક્ષ્મીના લોભથી લુચ્ચાં માણસો આ જગતમાં નિર્દોષ મનુષ્યો ઉપર પણ કેવો હૃદયભેદક જુલ્મ ગુજારે છે, ભાગ્યચક્રના અદ્ભુત પરિવર્તનના પરિણામે નિર્દોષ માણસને પણ કેટલું બધું દુઃખ સહન કરવું પડે છે, એક અબળા પણ દ્રવ્યલોભની લાલસાથી પ્રબળા બની કેવાં રોમાંચ ઉપજાવે એવાં કારસ્થાનો કરે છે, આદિ અનેકવિધ વિષયોનું શાબ્દિક ચિત્ર જોવું હોય, તો આ નવલકથા અવશ્ય વાંચો. નામનું પૂઠું, છતાં કિમ્મત માત્ર રૂ. ૨-૦-૦

**કલંકિત કુમારિકા**—આ નવલકથામાં એક શાપભ્રષ્ટા કુમારિકા જીવને જોખમમાં નાખીને પણ કેવાં પરોપકારી કાર્યો કરે છે, વંશાનુક્રમિક ઉતરી આવેલું શયતાની લાલ ચક્કર તેને કેવાં પ્રાણહારક સંકટોમાં ફસાવે છે, એ કુમારિકા ભલભલા પોલિસ ખાતાના અમલદારોને પણ ભૂલ થાપ આપી અંતપર્યંત પોતાનું કેવી ચતુરાઇથી રક્ષણ કરે છે. તેનો રસિક ચિતાર આનંદસહ ચતુરાઇ મેળવવી હોય તો આ ભેદભરેલી નવલકથા જરૂર વાંચો, પાકું રૂપેરી પૂઠું, છતાં મૂલ્ય માત્ર રૂ. ૨-૦-૦.

ધી 'ડાયમંડ જ્યુબિલિ' પ્રિન્ટિંગ પ્રેસ—સલાપોસ રોડ—અમદાવાદ.